# ફઇબા-કાકી

યોજનાર

શ્રી૦ છોટાલાલ ડાહ્યાભાઇ જાગીરદાર

रागद्वेषवियुक्तैस्तु विषयानिन्द्रियैश्चरन्
आत्मवश्यैर्विधेयात्मा प्रसादमधिगच्छति

શ્રી. ભ. ગી. અ. ૨ જો, શ્લોક ૬૪

નોછાવર ૧-૮-૦

रसो वै सः



મારા

ઉ[illegible]ખ્યા

આનંદસ્વરૂપ

શ્રીકૃષ્ણને

ચરણે

# સગપણ

---

**સાચું** સગપણ તો શામળિયાનું જ; પણ આપણે તો આ લૌકિક સંબંધની વાત છે.

'મારાં ફઇબા'ની વાર્તા ઇ. સ. ૧૯૧૪-૧૫ના અરસામાં અમારી જ્ઞાતિનાં ત્રૈમાસિક માટે લખવાની શરૂઆત કરેલી; પણ એ 'અળશિયા'નો દેહોત્સર્ગ થતાં એ વાર્તાની દડમજલ અટકી પડી. ઇ. સ. ૧૯૧૬માં 'વીસમીસદી' માસિકનો જન્મ થયો. તેમાં મારા સ્નેહીશ્રી તાપીદાસ ગોરડિયાના ઉત્સાહથી એ વાર્તા પ્રગટ થવા માંડી. તે વેળા હું પણ રંગમાં હતો. એટલે મારા મિત્ર સ્વર્ગસ્થ હાજી મહમ્મદ અલ્લારખીઆના પ્રેમભર્યા ઉત્તેજનથી પ્રેરાઇ મેં ફઇબાના 'ગાલ્લાંને' સુરતી 'ગેણીઆં' જોડી આગળ ધપાવવા માંડયું. પણ 'ગેણીઆં' અને 'ગાલ્લાં'નો મેળ કયાં બેસે! એક પરમ આઘાત કરનારો પ્રસંગ આવી પડતાં 'ગેણીઆં' નાઠાં અને 'ગાલ્લું' ઉલાઇ 'ઠંઠણે ઠે" થઇ ગયું! ફઇબાની વાર્તાનો 'ટેરો' આમ થયો. એ વાર્તા એકાએક (abruptly) બંધ કરવા માટે મિત્રોએ મને મીઠો ઠપકો આપ્યો છે; પણ એ આઘાત કરનારા પ્રસંગ પછી મારો હાસ્યરસ સુકાઈ ગયો તે આજદિન સુધી પાછો લીલો થયો નથી; 'ફઇબા' પછી હું કોઈપણ વાતમાં સારો હાસ્યરસ ઝમાવી શકયો નથી એમ મિત્રો કહે છે તેનું કારણ કદાચ આ હોય અથવા હાસ્યરસ ઝમાવવાની મારી શક્તિની મર્યાદાયે હોય. એ ગમે તેમ હો; ફઇબા સાથે મારૂં સગપણ પાછું ઉકેલનાર 'વીસમીસદી' માસિક, એટલું નક્કી.

એક વખત વડોદરાના એક જ્યોતિષ મારે ત્યાં આવ્યા હતા. તે કહે આજે તો જ્યાં જુઓ ત્યાં લક્ષ્મીની ઝંખના છે. ગાયકવાડ

સરકાર જેવાએ પણ મને પ્રશ્ન કર્યો કે જોશીજી, હવે દાઢીઆં ક્યારે આવે છે તે જોઇ આપો પહેલાં! આમ વાત ચાલે છે એટલામાં 'ગુણસુંદરી'વાળા મારા મિત્ર શ્રી. જયકૃષ્ણદાસ વર્મા આવી ચઢ્યા: એમણે જ્યોતિષિને કહ્યું: મારો એક પ્રશ્ન મૂકો! મેં ધાર્યું, વળી કાંઇ દાઢીઆંની વાત હશે! એટલામાં શ્રી. વર્મા બોલ્યા, 'જરા જોઇ આપો કે આ ભાઇ 'ગુણસુંદરી'માં લખવું ક્યારે શરૂ કરે છે?' જોશીજીએ આંકડા મૂકી કહ્યું, 'એક જ માસમાં.' પત્યુ! મારો વિચાર તરતમાંજ શરૂ કરવાનો હતો, ત્યાં આમ એક માસની મહેતલ મળી ગઇ! એટલે મને થયું, જોશીજી ભલે આવ્યા! શ્રી. વર્માએ ત્યારપછી 'મીસીસ બીડલ' વગેરે અંગ્રેજી હાસ્યરસનાં પુસ્તકો તરજુમા માટે મને આપ્યાં. મેં એમને કહ્યું કે તરજુમો તો નહિ, પણ એ ધાટીએ આપણા ગુજરાતી સંસારમાં પડેલી વિપુલ હાસ્યરસની સામગ્રીમાંથી એકએક પ્રસંગ લઇ યથાશક્તિ હાસ્ય લખીશ, એમ કહી બધાં પુસ્તકો વાંચી મે એમને પાછાં આપ્યાં. ફુલીકાકી સાથે ખરૂં સગપણ 'ગુણસુંદરી' દ્વારા આમ થયલું, જો કે એની શરૂઆત તો 'વીસમીસદી'ના 'ફઇબાથી'જ થયલી એની ના નહિ.

'ફઇબા' અને 'કાકી,' આ બે સગપણનું જોડાણ કરી આપનાર મારા મિત્ર શ્રી. જદુરાય ખંધડિયા છે. ખંધડિયા એટલે ઘરજમાઇ—એ જેના હોય તેના—પણ 'ફઇબા-કાકી'નું નામ પાડનાર ફોઇબા તો એ જ. ભલે એમને ભાગે મારૂં ન્હાલ્લું સરખું 'ટેંક્યુ' જાય! 'ફઇબા-કાકી'નાં ફઇબા 'વીસમીસદી'માં 'બોડાં' હતાં. તેનાં મથાળાં કરી ફઇબાને માથે 'અંબોડા' ઉગાડનાર તે આપણા કવિ હાસ્યકાર શ્રી. કેશવ શેઠ! હા, કવિ હાસ્યકાર! ફઇબાનાં મથાળાં વાંચજો. એટલે ખાત્રી થશે કે એ કવિ, હાસ્યરસ પારખીયે જાણે છે અને પચાવીયે જાણે છે. એમને જોઇએ તો મારી આ શોધ માટે ભલે મને એ 'થેંક્યુ' કહે!

'કૃષ્ણબા–કાકી'ના પરિચય પ્રકાશનનું કામ 'ખડાયતા પ્રેસે' કીધું છે. ગુજરાત—પ્રભુએ વિદુરજીની ભાજી જેવું 'ઉંધિયું'—પ્રેમથી આરોગ્યું, તેથી ઉત્તેજન પામી 'પ્રેસે' આ નવું સાહસ ઉપાડ્યું છે. ઇશ્વર એને ખેમ ને કુશળ પાર ઉતારે એટલે 'ચાલ ભાઇ પોઇસ!' કૃષ્ણબા–કાકીનાં સગપણનો આટલો યશ આ રીતે વહેંચાઇ ગયા પછી જોઉં છું તો મારે ભાગે માત્ર 'મુસાભાઇનાં વા ને પાણી' જેવું જ રહે છે. એ પણ પ્રસંગ છે તો ભેગુંભેગું કહી લઉં.

'કૃષ્ણબા–કાકી'ની વાતો કળાની કસોટીએ ચઢી શકે એટલું એમાં હીર હશે? એ વાતો આલેખનાર કોઇ ચિતારો નથી પણ રંગારો છે. હાથમાં પીંછી લઇ રંગમાં બોળી ઝપાટાભેર જ્યાંથી આવ્યું ત્યાંથી તે રંગ્યે જાય છે. ચિતારાની સૂક્ષ્મતા એનામાં નથી, એટલે એનું આલેખન તે રંગારાના રંગનો સ્થૂલ લપેડો છે. કોઇ ચિતારાની સૂક્ષ્મ પીંછીથી ઉઠેલું સુરેખ કલાયુક્ત ચિત્ર નથી. આટલું આ વાતોની કલાના સંબંધમાં.

આ વાર્તાઓની શિષ્ટતા માટે હું નિશ્ચિંત છું. 'વીસમીસદી' અને 'ગુણસુંદરી' જેવા શિષ્ટ માસિકના શિષ્ટ તંત્રીઓએ અત્યંત વહાલથી એ પ્રગટ કરી છે અને શ્રી. કેશવ શેઠ જેવા શિષ્ટ કવિ એનું ફરી મુદ્રણ કરી પ્રકાશન કરે છે. એટલે હાસ્યસાહિત્યમાં શિષ્ટ શું કહેવાય અને અશિષ્ટ શું કહેવાય તે ઉપર ભાષણ ભરડવાની મારા જેવા અણઘડને શી પડી છે!

—અને ખરે! એ તો હું ભૂલી જ ગયો. આ વાર્તાઓ દ્વારા કંઇક વાચકો સાથે પણ મારૂં સગપણ સધાયું છે; પણ એ સગપણ અખંડિત રાખવાનું કામ શ્રી હરિનું છે—તેથી તો—હું કહું છું કે 'સાચું સગપણ ને શામળિયાનું જ!' અસ્તુ

મુંબઇ,
આસો સુદ ૫, ૧૯૮૫

જાગીરદાર

# નિવેદન

## ફૂઈબા, ફૂલીકાકી અને મકનકાકા

એ અનોખી આલમની અમર ત્રિપુટી કને, ભગવાન ધન્વન્તરીની રામબાણ માત્રા છે. એ રસમાત્રા, બુવડ–મુખાળાંને ય હસાવી, ‘ખાધેલું પચાવવાની;’ ભારેખમ મગજને તર બ તર તાજું કરવાની; કોઇ કોઇ કથાનકમાં વંચાય છે તેમ રોગીજનનાં દર્દને દફે કરી, તેને નિરોગી બનાવવાની : અને એ રસ–માત્રા, તે હાસ્યરસ.

ઉખાણો તો એવો છે, કે “ગરજ સરી ને વૈદ્ય વેરી !” નમ્ર અનુભવ જુદો જણાયો. ઉપરના ત્રણેય લ્હેરી વૈદ્ય અમને વેરી ન લાગ્યા–બલ્કે શેરીએ શેરીએ, ગુજરાતનાં ઘરઘરની ડેરીએ ડેરીએ, એ વંચાય–એમની પ્રતિષ્ઠા થાય–એવું જોવાના કોડ જાગ્યા.

—અને કોની મગદૂર છે, જે મનો-બળથી ન આકર્ષાય ? પ્રસ્તુત પાત્રત્રિપુટીએ, ‘**વીસ**મીસદી’ અને ‘ગુણસુન્દરી’ નામનાં ઘરમાંથી સ્થળાંતર કર્યું અને આજથી, આ પ્રેસના પ્રકાશન–‘મન્દિર’માં એમની પધરામણી થઇ. આથી, ગોસ્વામી મહારાજની ‘પધરામણી’થી ‘વૈષ્ણવજન’ને થાય તે કરતાં ય અધિક આનન્દ અમને થાય છે.

આનન્દના ‘ઉન્માદ’માં, આનન્દપ્રદ પ્રસંગ પ્રાપ્ત કરાવી આપનારને ભૂલી જવા જેટલા નગણા કેમ થવાય ? હાસ્યરસની સમસ્ત હરિયાળી સાહિત્યભોમને પ્રિય, એવા ‘છોટા’ (?) છતાં ‘ડાહ્યા’ અને ‘ફૂઇબા–કાકી’ના ‘ભત્રિજા’ને નામે નામાંકિત થએલા શ્રી૦ **જાગીરદારે**, આ બીજી ‘જાગીર’ પણ અમારે હવાલે કર્યા બદલ તેઓશ્રીનો હાર્દિક આભાર માનીએ છીએ.

શ્રી. જાગીરદારની પહેલી જાગીર, તે ઉંધિયું. એમાં હતું એવું વાનીઓનું વૈવિધ્ય. ઉપલક દૃષ્ટિએ આમાં ન પણ જણાય; છતાં, સૂક્ષ્મ દૃષ્ટિથી નિરીક્ષણ થાય, તો પારખી શકાય, કે આ પુસ્તકનાં રંગીલાં ત્રણ પાત્રો, તે પહેલ પાડેલા, વિધવિધ હાસ્યરંગી હીરા છે ( ધોધાવાસી હીરો જુદો! )–જેમનાં 'રેખાચિત્રો'માં સંસાર–સમાજનો ચિત્રવિચિત્ર ગોફ ગુંથાયલો છે. અને ગોફની પ્રત્યેક આંટીએ તરેહવાર રંગની રંગોળ પૂરાયલી છે.

'એ રંગો પાકા હશે કે કાચા ? નૈસર્ગિક હશે કે નકલી ?'' નથી લાગતું, કે આવો અન્દેશો ધરાવનાર કોઇ 'શંકિત હૃદય' હવે હયાત હોય.

—અને 'હવે' એટલે 'ઉંધિયું' પ્રસિદ્ધ થયા પછી. તે ચાલુમાસની પોપી પુનમે પ્રકટ થયું અને ભરી પંગતમાં ઘી ખૂટી પડતાં જેમ લૂંટમલૂંટા થાય, તેમ આજ માણેકઠારી બેસતાં પહેલાં, નવ જ મહિનામાં તો તેની અગિયારસો પ્રતોપર પડાપડી એવી પડી, કે એની દ્વિતીયાવૃત્તિની તડામાર તૈયારીઓ કરવી પડી ! ઉંધિયાનો અનુભવ બુલન્દ બોલ બોલે છે, કે શ્રી૦ જાગીરદારની મિટ્ટીમર્માળી ફૂલકપીછીના રંગ ક્ષણજીવી કે ફિક્કા નથી: પટોળાંપરની ભાત કે ચીનાઇ પાત્રમાંની વેલકિનાર પેઠે 'ફાટે–પણ ફીટે નહિ' એવા–જળવર્ણા છે, અને બૃહદ્ ગુજરાતની બહોળી જનતા, એમનો હાસ્યરસ ઝીલવા અખંડઆતુર છે.

આજ માણેકઠારી છે. રત્નાકરમાં મુક્તાફળ ફળે ત્યારે ખરાં : ખડાયતા પ્રેસનું પ્રકાશનમન્દિર, ઉંધિયાની દ્વિતીયાવૃત્તિનું પુનર્મુદ્રણ હાથ ધરે છે અને 'ફૂઇબા–કાકી' પ્રસિદ્ધ કરે છે. 'મોતીડે વધાવવા'નાં ગીત ઘણાં વાંચ્યાં છે ; 'ગુણિયલ' ગુજરાત આજ આ મોતીને જ વધાવી લે એવી સહસા શ્રદ્ધાળુ આશા રખાય છે.

બાકી રહી બેત્રણ પ્રકીર્ણ વાતો: ૧. 'વીસમીસદી'એ

ચિત્રોનો ચેપ લગાડયા પછી, ઉંધિયાનો ઉઠાવ ( Get-up ) કેટલાકને સાવ સાદો લાગે એ સમજી શકાય એમ છે. જો કે છબી કે ચિત્ર વિષે દલપતરામે તો બરાબર ગાએલું કે:–

" શું જોશો તનની છબી, એમાં નથી નવાઈ;
નિરખો મુજ મનની છબી, ભલા પરીક્ષક ભાઈ ! "

એ કાવ્યભાવને લગીર પલટો આપીને કહીએ તો કાલ્પનિક સૃષ્ટિનાં ચિત્રો ખોપરીની ભિતર જ ભલે રહે–એને કાગળપર ઉતારવાથી મનોમન ચીતરાતી આકૃતિ વિકૃત સ્વરૂપે જ દેખા દેવાની : એવા વિચારના ઘણાય–અહીંના તેમ દરિયાપારના–કવિઓ વાચ્યા છે, જે પોતાની કૃતિઓ જોડે પ્રતિકૃતિઓ (ચિત્રો) ને જોડવાનું નથી જ પસન્દ કરતા; છતાં જનતાની રુચિને અનુસરી આ પુસ્તકમાં ખાસ નવાં ચિત્રો દોરાવીને છાપ્યાં છે–પૂઠાપરનો બ્લોક પણ બેરંગી રાખ્યો છે અને બીજી બધી બેઠક ઉંધિયા જેટલી જ ખચાર્ળ રાખવા છતાં–બીલકુલ સ્પષ્ટ શબ્દોમાં કહીએ તો ઉંધિયા કરતાં આ પુસ્તક વધારે ખર્ચાળ બનવા છતાં–એની કિંમત ઉંધિય જેટલી–જ દોઢ રૂપિયો–રાખી છે, એની કદરદાનો કદર કરે.

૨. 'પત્રકારો અને છાપખાનાં હવે સ્વદેશી કાગળ વાપરતા થયા છે ; તમે ?' એક મિત્રે ટકોર કરેલી. 'સ્વદેશી'ના 'ઉત્તેજન ખાતર' ટીટાઘર કંપનીનો જ કાગળ આ પુસ્તકમાં લીધો છે. બેશક, તે વિલાયતી જેટલો કુમાશમાં કે ઉજેશમાં નહિ લાગે ; તથાપિ 'સ્વદેશી'ના 'ઉત્તેજન'ની ભાવનામાં જે કુમાશ ને ઉજેશ ભર્યાં છે, તે દષ્ટિએ જોતાં કોઇને કાગળની ફરિયાદ કરવાપણું ભાગ્યે રહેશે.

૩. દોરાવેલાં ખાસ ચિત્રો ઉપરાંત, 'ફુલીકાકી'ના કેટલાક તૈયાર બ્લોક્સ્ છાપવા આપવા માટે 'ગુણસુન્દરી' કાર્યાલયના તેમજ એ પત્રના સહતંત્રી ભાઇ ગજેશ શુકલની અનુકૂળ મદદ બદલ એમના અમે ઋણિ છીએ.

માણેકઠારી, ૧૯૮૫
અમદાવાદ

પ્રકાશકો

# મારાં ફઈબા !

## ૧

### ફઈબા 'ગોલોક'ને પંથે ?

મારૂં જે મુંબઈમાં હું તો જાણે કેવો એક છપ્પનવખારી કે મોટો લવિંગનો વેપારી હઈશ, તેમ જ્યારેથી હું સુરત જાઉં ત્યારે મારાં ફઈબા કહે: 'મોટા, એકવાર તો તારી મુંબઈ દેખાડ !' અને 'મોટાએ' એ 'સોનાપૂરી લાકડાને' એકને બદલે બે વાર એની મુંબઈ દેખાડી હોત, પણ ડોશીના સ્વભાવમાં 'ફોસફરસ'નું તત્ત્વ એટલા બધા પ્રમાણમાં હતું, કે પ્રયોગને ખાતર જો તેના આગની ભઠ્ઠી જેવા માથાપર પાણી ગરમ કરવા 'મુક્યું હોય તો તે પણ થોડીવારમાં ખદખદે ! અધૂરામાં પૂરૂં ડોશીએ મારા વૈકુંઠવાસી ફૂવાની હયાતિમાં જ 'મરજાદ' લીધેલી; એટલે જમીનપર પાણી નાખી ભુસકા મારતાં મારતાં ચાલવાનો અને ધોવાનો સ્વભાવ એટલી હદે પહોંચેલો, કે મુંબઈના એક પાંજરાપોળ જેવા માળાની મારી કોડીઆ સરખી ઓરડીમાં મ્હારો, ડોશીનો અને ડોશીના ઠાકોરજીનો સમાવેશ કરતાં નવનેજા ઉતરે ! વળી એ આગની જીવતી ભઠ્ઠીને મુંબઈમાં લાવતા પહેલાં મારે જરા જપાનીસ 'બોક્સીંગ'ની કળા પણ શીખવી પડે; કારણ કે જ્યાં જ્યાં મારાં ફઈબાની હાજરી, ત્યાં ત્યાં ઠોકાબાજીની પણ જરૂરી.

પણ હવે ચાલે એમ નહતું. હવે, એટલે તત્રભવાન્ સમ્રાટ્ પંચમ જ્યોર્જના રાજ્યારોહણના પ્રસંગે મુંબઈમાં ધામધૂમ થવાની હતી અને પ્રદર્શન ભરાવાનું હતું, ત્યારે મારાં ફઈબાના પાડોશી

રા. રા. એટલે રાજમાન અને વળી રાજેશ્રી કાકા મકનજીએ પોતાની હમેશની ટેવ મુજબ, ઘરના મોટા ઓટલા ઉપર વિધવાઓનાં સંમેલન વચ્ચે પાપડી છોલતાં અને તુરીઆને કડવું મીઠું ચાખતાં, મુંબઇમાં થનારી ધામધુમનું વર્ણન એવા તો ગરમ મસાલાના સંભાર સાથે કીધેલું, કે એ મંડળીનાં અધ્યક્ષ મારાં ફૂઇબાએ એ ધામધૂમ નજરે જોવાના ત્યાં ને ત્યાં કસમ લીધા. મુંબઈમાં કેમ રહેવું, કયાં જવું, શું જોવું, વગેરેની સમજણ કાકા મકનજી 'ડોલતી શીંગડીએ' જેમજેમ આપતા ગયા, તેમતેમ મારાં ફૂઇબા 'હક્કો કેવેલો' અને 'પોપાજીનો પોદળો' બોલતાં બોલતાં બાળપદસંગ્રહના છેલ્લે પાને લખતાં ગયાં. મુંબઇની 'ગાઇડ' કાકા મકનજીની સુચના મુજબ તૈયાર થઇ, પણ તે સાથે મારાં ફૂઇબાના વિશાળ મગજરૂપી આકાશમાં વિચારરૂપી બે સુંદર તારા ઉગ્યા! એકને આપણે ધ્રુવનો તારો કહીએ તો બીજાને આપણે પૂછડીઓ કહીશું. હું જો માની જાઉં તો કાકા મકનજી જેવી મુંબઇની જીવતી ગાઇડને હાથલાકડી તરીકે સાથે લેવા, તે એક અને બીજો—

મારી ઓરડીમાં હું ચીનાઇ ચટાઇપર 'છજાં જાળીઆં માળીઆં ખૂબ છાજે'વાળી કવિતા ગાતો સુતો હતો, એટલામાં તારવાળો સિપાઈ મારા નામની બૂમ મારતો મારતો મારી ઓરડી આગળ આવ્યો. તારનું પીળું પરબીડીઉં હાથમાં લેતાં જ જમણી આંખ ફરકી.

ફત્તેહ! કહે ના કહે, પણ કાંઇ સારા સમાચાર છે, એમ સમજી ખાખી તારવાળાને ભપકામાં મેં બે આની આપી. 'અરે, હે કાય શેઠ?' કરીને સિપાઇદાદાએ બે આની ખીસામાં સેરવી અને હસ્યો! હા, હસ્યો! નાની કબ્રસ્તાન જેવી ઓરડીમાં પણ મારા જેવા ઉદાર જીવાત્મા વસે છે, એ જોઇ તે હસે નહિ તો બીજું શું કરે? કબ્રસ્તાન જેવી ઓરડી ભલે હોય, પણ જ્યાંસુધી સેકન્ડહેન્ડ ક્લૉથ-મરચંટ મેસર્સ ખાદુભાઇ પીદુભાઇ સુઇદરીની કંપની ઉંધી પાઘડીએ દમ્મણ ગઇ નથી, ત્યાંસુધી મારાં કપડાંના ઠાઠમાં ખામી આવે એમ

નહતું અને જ્યાંસુધી બજારની પૉલીશપર સેવાળ પડયો નથી, ત્યાંસુધી પક્કા ચોકસી સિવાય મુંબઈના બજારમાં પીત્તળ પણ સોનામાં ખપે એમ છે. મારો પગાર રૂપિયા પચ્ચીસનો, પણ કપડાનો ઠાઠ એવો, કે મારી આગળ લખ્ખોપતિ પણ પોઇસ ! અસ્તુ.

વીસી ખરચ, ઓરડીનું ભાડું અને પાનપટ્ટીમાં આખો પગાર ખલાસ થતો. બે ચાર વખતનું ચાનું ઢીંચાણ, બપોરીઆનો ઉપાહાર, સીનેમા, નાટક, સરકસ, જાદુના ખેલો, ગોરી મડમના નાચો, વગેરેને માટે જે ખરચ થતો, તેને શેરનો સટ્ટો કરી પહોંચી વળવાનો પ્રયત્ન કરતો; પણ દરેક પ્રયત્ને થાપ ખાતો અને દેવામાં વધારો થતો. હજામત તો હાથે જ કરી લેતો; એટલે ઉપલા ખરચમાં તેની ગણના નથી એ સુજ્ઞ વાચક સમજી ગયા હશે. મારી આવી સ્થિતિમાં તાર આવે અને તે હાથમાં લેતાં જ જમણી આંખ ફરકે ! વાચનાર, તું સટોડીઓ હશે તો મારી લાગણીનું અને તેના ઉભરામાં ખાખી સિપાહીને આપેલી બે આનીનું રહસ્ય તારા ગળામાં ગટ કરતું કે ઉતરી જશે.

ધડકતી છાતીએ અને ઉછળતે કલેજે, તડપતે જીગરે અને થથરતે હાથે મેં પેલો તાર ખોલ્યો, રોમાંચિત શરીરે અને ફરકતી આંખે તે વાંચ્યો અને–અને ધણાજ ધીમા કદમે પનિહારા આગળ જઇ ગોળીના ઠંડા પાણીનો એક ગોટ પીધો !

'Come,Faiba dangerously ill.' ઓત્તારી! નહિ કાગળ, નહિ પત્ર ને ફઇબા એમ એકાએક ભયભરેલી રીતે માંદાં કેમ પડી ગયાં! થોડાક વખતપર તો ડોશી કાશીની જાત્રાએ જવાનો વિચાર કરતાં હતાં, ત્યાં એકાએક 'ગોલોક'ની ટીકીટ કપાવા કાં તૈયાર થઇ ગયાં ?

મારી આંખમાં એક આંસુનું ટીપું ભરાયું અને ખરરર કરતું કે નીચે ગબડી પડયું. પાછળથી મારી તે વખતની લાગણીનું પૃથક્કરણ કરતાં માલમ પડયું, કે પેલું આંસુનું ટીપું શોકમિશ્રિત

હર્ષનું યાને હર્ષમિશ્રિત શોકનું હતું : હર્ષ એટલા માટે કે અતિ શોકથી મુર્ચ્છિત ન થવાય અને શોક એટલા માટે કે અતિ હર્ષથી ઘેલા ન થવાય.

મારાં ફૂઇબા બિચારાં એકલાં હતાં. પાછળ કોઇ છોકરૂં નહિ, એટલે મને જ તે છોકરા તરીકે ગણતાં. વૈકુંઠવાસી ફુવાજીને માટે લોકોમાં કહેવાતું, કે ડોસાની પાસે ઓછામાં ઓછો લાખ રૂપિયાનો જીવ હતો. ડોશી પોતાનાં 'ભાયગજી'નો ભેગો કરેલો પૈસો નાગણની માફક સાચવતાં અને નાણાંની વ્યવસ્થા એવી તો ચાલાકી અને કરકસરથી કરતાં, કે ડોશીની ગંભીર માંદગીના સમાચાર વાંચતાં મને પહેલો વિચાર આવ્યો, તે એ હતો, કે ફુવાજીની, લોકોમાં બોલાતી એક લાખની પુંજીને કંઇ નહિ તો મારાં ઘોતાળ ફૂઇબાએ બારે વર્ષે બમણી કીધી હશે. વાચનાર વહાલા! જેમ મારી ધીરજ ખૂટી છે, તેમ તારી પણ ખુટી હશે, તો કહી દઉં છું, કે એ આખી પૂંજીનો વારસો મને મળનાર હતો. લાગણીના કેવા જુસ્સા સાથે પેલું આંસુનું ટીપું ખરરર કરતું કે ખરી પડ્યું હશે!

વીસીમાં જમવા જવાને મેં કપડાં પહેર્યાં, પણ પહેલાં ઑફિસ જઇ સુરત જવાની રજા લઇ આવવી અને પછી વીસીમાં જવું, એમ વિચાર થયો. ખીસામાં હાથ નાખતાં વિકટોરીઆમાં જવાનો વિચાર માંડી વાળ્યો અને ટ્રામમાં જ ઑફિસ ગયો. સાહેબ દરરોજ વહેલા જ આવતા હતા, એટલે મને ખોટી થવાનું હતું નહિ. મારાં લગન કરવા દેશમાં જાઉં છું, કહી સાહેબ પાસે આઠ દિવસની રજા માગી.

'Eight days for marriage?' ટોપસાંએ બાંગ મારી.

'No sir–yes sir' અને આગળ બોલતાં જીભ અચકી ગઇ.

How many wives are you going to marry? one a day? ah!'

'Yes sir-no sir-The thing is that we have to confine ourselves home after applying Pithi—'

'Applying Pitti? what's that?'

'Yellow powder—'

'And make Yourself a tiger? ha, ha!' અને સાહેબ હસી પડ્યો.

'Sorry, I can't allow you more than four days!' આખરે ગંભીર થતાં સાહેબ બોલ્યો.

'Thank you sir, but—'

But me no buts. Hence please!'

ચાર દિવસ રજા માગી તો બીજા ચાર દિવસ માંદા—

'Now look you here: Don't you fall ill or send one of your relatives to heavens after four days or your services will be dispensed with.'

ઓત્તારી! હજી તો હું વિચાર કરૂં છું, એટલામાં સાહેબાએ કેમ જાણ્યું, કે હું માંદો પડીશ કે ફઇબાને સ્વધામ પહોંચાડી બીજી વધુ રજા મંગાવીશ. કદાચ એમ તો ન હોય, કે બધા જ હિંદુ કલાર્કો એમ રજા લંબાવતા હોય અને સાહેબાને એ ગુપ્ત રહસ્યની કુંચી હાથ લાગી ગઇ હોય!

૨

## ઉપાહારગૃહમાં

સાહેબને 'ગુડ બાઈ સર' કરીને એક ભાઇબંધ કલાર્કને આંખ મારી નીચે આવવા નિશાની કરી, હું ઑફિસની બહાર તેની વાટ જોઇ ઉભો. બરાબર એક કલાક વાટ જોઇ હશે, પણ કોણ જાણે કેમ તે પણ આવ્યો નહિ. ભૂખ તો એવી લાગેલી કે સુરત

જવાની ઠંડક નહિ હોત તો આંખે ચક્કર, માથામાં સણકા, પેટમાં ચૂંક અને શરીરે મૂંઝારાની શરૂઆત થઇ ગઇ હોત. વીસીમાં પણ પાટલે બેઠા અને તરત થાળી ન આવી હોય, તરત થાળી આવી હોય અને પીરસાયું નહિ હોય, તરત પીરસાયું હોય, પણ એકાદ ચીજ ભૂલથી મુકાવી રહી ગઇ હોય તો ઉપલાં ચિહ્નો ઉપરાંત મગજમાં ગરમી આવી જતી. પણ આ અધિરાઇ કાંઇ મારા એકલામાંજ નથી. આખી સુધરેલી દુનિયા તપાસો અને તમને એજ અધિરાઇનાં દર્શન થશે. ખટારા ગયા, ઘોડા આવ્યા. ઘોડા ગયા, મોટાર આવી. ઘોડાની ટ્રામ ગઇ, વીજળીક ટ્રામ આવી. આખી જીંદગી ઉડતી થઇ ગઇ, તોએ જ્યાં દેખો ત્યાં અધિરાઇ ને વખત મેળવવાની મારામારી. દુનિયા આગળ વધે છે કે પાછળ હઠે છે? વખત મેળવે છે કે વખત ગુમાવે છે, એ ફીલસુફીપર 'ભેજાનું દહીં' નહિ કરતાં હું પાસેના 'સ્વચ્છ ક્ષુધા શાંતિ ઉપાહારગૃહમાં' ગયો; કારણ, વીશીમાં જવું અને પાછા આવવું, તેના કરતાં હોટેલના પૂરી ભજીઆં–પછી ભલેને હોય ધાસલેટીઆ–તથા ચાપરજ 'શુકર' ગુજારવાનું મને ઠીક લાગ્યું. 'સ્વચ્છ' હોટેલના ગંદા કારભારીને મેં 'અડધા ડબલ ચા, પાઉશેર પૂરી ને દીડકીચી ભજી'ની વરદી આપી. એટલામાં એ 'સ્વચ્છ' હોટેલમાં મારી ઓફીસનો ઝાડુ કહાડનાર પણ મારી પાસેના ટેબલ આગળ 'સીંગલ' ચાની વરદી આપી બેઠો. બીજા કશાને ખાતર નહિ, તો પણ ફક્ત સ્વચ્છતાને ખાતર મને એ ગમ્યું નહિ. એ જ અરસામાં મારા સુધરેલા વિચારો મારી મદદે ધાઇ આવ્યા. વર્ણાશ્રમધર્મ અને ભક્ષ્યાભક્ષ્યના ભેદો નાશ પામી સર્વ ઠેકાણે ભ્રાતૃભાવની લાગણી પ્રસરે. એ અમારા સુધારાવાળાઓનું પ્રથમ સૂત્ર હતું; એટલે મારૂં અંતઃકરણ–પેલું નાનું સરખું, શરીરના એક ખુણામાં ઘડીઆળની માફક કટકટ કરતું અને નિરંતર ટકોરા મારતું અંતઃકરણ–કદાચ ઝાડુવાળા સાથે બેસી ચ્હા પીતાં ડંખે તો તેની તરફ મારૂં દુર્લક્ષ જ રહે એ દેખીતું છે. પેટમાં ઠંડક હોવા

કે શરીર સાજું ન હોય, ત્યારે કોઈક વખત અને તે કોઇક જ વખત મને એમ લાગતું કે પ્લેગ, મેલેરીઆ અને ઉડતા રોગોનું મૂળ આર્ય વિશ્રાંતિગૃહો અને ઉપાહારગૃહો છે; એ શયતાનના સાગ્રીદોએ લોકોની તંદુરસ્તીનું સત્યાનાશ વાળવામાં કંઇ ઓછપ રાખી નથી, પણ જ્યાં પેટમાં ' દાઉદજી જાગતા ' કે તરત જ એ વિચારો ઉડી જતા. મેલેરીઆ તથા પ્લેગનાં ખરાં કારણો ઉંદરો અને મચ્છરો છે અને તેને અટકાવવાના ખરા ઉપાયો ઉંદર મચ્છરનાં ખૂન અને ઘાસલેટનો છૂટથી ઉપયોગ છે, એમ જ્યારે હું ઘણા જ મોટા ડૉકટરોના અભિપ્રાય વાચતો, ત્યારે અમે સુધારાવાળાઓએ આપેલી ખાણીપીણીની છુટ્ટી તરફ ઘડીભર આવેલા તિરસ્કારને માટે મને પશ્ચાત્તાપ થતો. હિંદુસ્તાનમાં ભ્રાતૃભાવની લાગણીની કોતાહી છે અને તેનું મુખ્ય કારણ જ્ઞાતિભેદ અને આહારવિહારનાં બંધનો છે. એ ભેદ અને બંધનોને કોઇપણ ભોગે તોડી પાડવાની અમારા સુધારા-વાળાની મુખ્ય નેમ છે અને અમે અમારી એ નેમ આજે નહિ તો એક બે જન્મ રહીને પણ પાર પાડીશું, એમાં લેશ પણ સંશય નથી ! અમારી એ નેમ પાર પાડતાં ઘેરઘેર હોળી સળગે; ખાણી-પીણીની છૂટ્ટી મૂકાતાં માણસો જે આવે તે ખાય, જ્યાં આવે ત્યાં જમે અને એમ કરતાં શરીરની સત્યાનાશી વળે, એમાં અમારા સુધારાવાળાનો શો દોષ ? સ્વતંત્ર ઇચ્છાશક્તિનો દુરૂપયોગ કરી માણસ પોતે જ આત્મિક અવનતિ કરવા લાલચોને વશ થાય, તેમાં શય-તાનનો શો વાંક ? ન્યાતજાતની આડખીલો, વર્ણાશ્રમધર્મની કડા-કુટો અને આહાર–વિહારનાં બંધનો જે દેશમાં નથી, ત્યાં કેટલો બધો પૈસો છે ? હા ! પૈસો ! વિષ્ણુને પકડી રાખી લક્ષ્મીને લાત મારવાનાં ફળો આપણે ભોગવીએ છીએ. અમે સુધારાવાળાઓ વિષ્ણુને લાત મારીશું અને લક્ષ્મીને ઉચ્ચ સ્થાન આપી સ્ત્રીઓ પ્રત્યે બહુ માન ધરાવતાં રાજ્યોની હરોળમાં હિંદુસ્થાનને લાવી નાખીશું. વર્ણાશ્રમધર્મ વગેરે વેદમાં ક્યાં છે ? અને કદાચ હોય તો

જ્યાંસુધી એ ધર્મને પશ્ચિમના ગોરા શાસ્ત્રીઓની ગોરી સર્ટીફીકેટ નથી મળી, ત્યાંસુધી ગભરાવાનું કારણ પણ શું છે ? જ્યારે વિજ્ઞાન એમ પ્રયોગથી સાબીત કરશે, કે પ્રત્યેક પ્રાણીના શરીરમાંથી તેના સ્વભાવને અનુસરતું સત્વ અહર્નિશ વહ્યા જ કરે છે અને તે પોતાના સંસર્ગમાં આવનાર પ્રત્યેકપર અચૂક અસર કરે છે જ અને તેથી પોતાના અનુકૂળ સત્વ સાથે સંબંધ રહે, એ જાતની વ્યવસ્થા કરવા કાનને ફાડી નાખે એવા અવાજથી વિજ્ઞાન પોકારશે, ત્યારે જ અને નહિ કે તે પહેલાં, અમે અમારી આંખ ખોલીશું અને ધીમે અવાજે–અલબત્ત ધીમે જ અવાજે તો–બબડીશું કે ' યહ ભી હમારા વેદમેં થા. ' અસ્તુ.

પણ આપણે બહુ જ આડા ઉતરી ગયા, પણ શું કરીએ ? સીધા ઉતરાતું નહિ હતું, એટલે આડા ઉતર્યા.

ઘણી ઘડભાંજ પછી મેં પેલા ઓફિસના ઝાડુવાળાને, મારા દોસ્તને માટે ચિઠ્ઠી આપવાનો વિચાર કીધો અને તેને પાસે બોલાવ્યો.

' ઇથુ, જરા ઢીકરે યાતો. ' જો મને મરાઠી ભાષા આવડતી હતી તો ઇથુ પણ કાંઇ રાંડીરાંડનો દીકરો ન હતો. એ પણ ગુજ-રાતી ઉપર કાબુ ધરાવતો હતો.

' જરા એવડી ચેઇ ખાએસ અને આવેસ. '

એમ કહી એણે સીંગલ ખલાસ કીધું, એટલામાં મેં મારૂં અડધા ડબલ ખલાસ કીધું. એ આવ્યો એટલે મેં મારા દોસ્તપર ચિઠ્ઠી લખી આપી અને સાહેબ ન જાણે એમ તેને તે આપવા જણાવ્યું.

' જસમરા આસમાવી જાની. માસમારે તાસમારૂં જસમરૂરતનું કામ છે. '

આ ' કોડ વર્ડ ' ની ચિઠ્ઠીનો જવાબ થોડી જ વારમાં ઇથુ લાવ્યો.

' જસમરા બસમફાઇ ગયું છે. તેં ઓફિસમાંથી જસમની બખતે આંખ માસમારી તે ઓસમોટલાએ કોણ જાણે જોઇ હશે કે

થું, તે તરતજ મસમને બોરમોલાવીને કહ્યું, કે 'Dont you go out without my permission.' હવે તો હું બસમપોરની ટીસમીશીનની રજામાં મસમગીશ. '

૩

## લહેરે શેરબજાર !

થયું ! પણ એટલો વખત થોભવું કયાં ? આખરે શેરબજાર જવાનો વિચાર કીધો; કારણ, આજે વાયદો પતનાર હતો. છેલ્લા વાયદામાં મને દેવીડના તેજીમંદીના ધંધામાં પચ્ચીસ રૂપિયાનો તડાકો હતો; પણ દેવીડમાં જેમ તડાકો હતો, તેમ પીટીટમાં રૂપીઆ ત્રીસની કાંણુ હતી. દેવીડ અને પીટીટનો સોદો જુદા જુદા દલાલને ત્યાં હોવાથી, લેવાના પૈસા લઇ, આપવાના પૈસાને માટે આંખ ચોરાવાતી હોય તો તેમ કરી, આવેલા પૈસાથી સુરત જવાને માટે થોડીઘણી ચાંદ્ની વસાવવાનો મારો વિચાર હતો. બે દલાલને હસ્તે કામ કરવાનો આ ઉંડો ભેદ, વાચનાર ! તારા વપરાશને માટે ખુલ્લો મૂકું છું. તેનો કોઇ બિરાદર લાભ લઇ મને આશિષ દેશે તો હું મારી જાતને કૃતકૃત્ય માનીશ.

શેરબઝાર ! લક્ષ્મીની અનિશ્ચિતતા તારી રંગભૂમિપર ભજવાતા ' ધૂપ--છાંવ 'ના નાટકમાં જેવી તાદશ આલેખાય છે, તેવી બીજે સ્થળે ભાગ્યે જ આલેખાતી હશે. શેરદલાલ ! પૈસા ગયા પછી ' હવે શું થશે ? 'ની ' કંઇ લાખો નિરાશામાં ' ' શીર સલામત તો પઘડી બહોતેરી 'ની ' અમર આશા 'ના આશ્રયે જરાપણ ભેવાયા વગર ખુશાલ જીગરે આગળ ધપતા શેર દલાલ ! દલાલીના ધંધામાં જો કોઇને પણ ક્યારે અન્યાય હેઠળ કામ કરવું પડતું હોય તો તે તને છે. વેપારી ભાગે તો બજાર પતાવવું અને બજારનો દલાલ ભાગે તો વેપારી પતાવવો, એમ ડાબા જમણી હોલાણું થાય, તો પણ દદના નહિ છોડનાં બાપ—લેના મેંડેના

સાટાંઓને લેખત સાટાંઓ કરતાં વધારે પવિત્ર માની, પોતાના પદરની છેલ્લી પાઇ રહે ત્યાંસુધી આબરૂ સાચવવાની તારી નિષ્ઠા ખરેખર વંદનીય છે. પણ એ નેક નિષ્ઠાનો બદલો શો? ભાગેલા વેપારીપર પૈસાને માટે દાવો મંડાતાં, તે કરેલા વેપારને સટ્ટામાં ઠેરવવાની કોશેશ કરે છે. ઘણી વખત ફળિભૂત થાય છે અને જ્યાં ફળિભૂત થતો નથી, ત્યાં બે ચાર આનીએ પતાવી વાળે છે. આવી રીતે દમ્મણ જતા વેપારીઓમાં સેંકડે પોણોસો ટકા “ દુધે વાળુ ” કરનારા હોય છે. પાંચ છ મહિનાની બેઠી ગોટલી પછી પાછા આ દમ્મણીઆઓ બીજા દલાલ મારફત ધૂમ સોદા કરે છે. શેરબજાર કે શેરબજારના કાયદાઓ આવાં કાળાં મેંઢાંઓને તેની એક વખત લીલી, પણ હવે ધીમે ધીમે સુકી થતી ચાલતી જમીનપર ભરાઇ છૂપાઇને ચારો ચરતાં અટકાવી શકતા નથી. એને જો આપણે ઉદા-રતા કહીએ તો ખરાબમાં ખરાબ અન્યાય પણ ઉદારતામાં ખપી જાય.

૪

## ઉઠમણા-‘સુટ’ની ખરીદીએ!

એ ઇન્સાફ હો કે ગેરઇન્સાફ હો. જે હો, તે હો. આપણે તો જેવા લીધા કે મુઠ્ઠી વાળીને આઘું પાછું જોયા વિના મોન્જીના બિરાદરની હોટલમાં ઘૂસ્યા. પૈસાનો તડાકો પડયો હોય, ત્યારે મોન્જીની બિરાદરમાં, નહિ તો આપણા સ્વદેશી બંધુ ગોવિંદજીની હોટેલમાં મેં ટીફીન લેવાનો ક્રમ રાખેલો. મોન્જીનીને ત્યાં ચાર આના આપી ‘સ્પેશ્યલ’ ચા પીધા પછી વિકટોરીઆમાં બેસી મેસર્સ ખાદુભાઇ પીદુભાઇ સુઇદરીની કંપનીમાંથી એકાદ સારો જેવો સેકન્ડહેન્ડ સુટ લેવાના વિચારથી હું ત્યાં ગયો. ઓફિસના મારા ગોઠીઆની હવે મને ઝાઝી દરકાર રહી નહિ હતી; કારણ, મેં તેને નીચે બોલાવ્યો હતો, તે ફક્ત તેની પાસેથી થોડીએક રકમ ઉછીની

લેવાના વિચારથી જ; બાકી નહિ તો મારે શું એને દુધીમાં નાખવો હતો જે ?

'ઓહો ! આવો; કિમ છે ? કાંઇ ઘને દહારે ?' મેસર્સ બાદુ-ભાઇની કંપનીના બીજા ભાગીદાર મી. પીદુભાઇએ મને ઘણા જ આવકારથી બોલાવ્યો.

હું ઘણી કંપનીમાં ફર્યો હઇશ, પણ મિ. પીદુભાઇ જેવો બાહોશ સેલ્સમેન મેં કોઈપણ ઠેકાણે જોયો નથી. ઘરાક શામાં રાજી છે, એ પીદુભાઇ ઘરાકની આંખમાંથી ખોળી લેતો અને ઘરાકને દરેક રીતે રીઝાવી, ઊંટને બદલે મુંડ એવી તો ખુબીથી પધરાવતો કે બસ ! એક વખત એક દક્ષિણી તાત્યાને મદ્રાસી ચંપલ જોઇતી હશે; તે બિચારો આમતેમ નજર કરતો જતો હતો. પીદુભાઇની બેઠક દુકાનમાં આગળ, એટલે કોઇ પણ 'હલવાન' એની નજરની બહાર રહેતું નહિ. હું આ વખતે પીદુભાઇની જોડે બેઠો હતો.

'યા હો શેઠજી, કાય પાઇજે ?'

'મદ્રાસી ચંપલ.'

'મદ્રાસી ચંપલ ? હો હો યા.'

'તાત્યો દુકાનમાં આવ્યો, એટલામાં પીદુભાઇ એક પૉલીશ કરેલી સેકન્ડહેન્ડ હોલબુટની જોડી સદરાથી લૂછતા લૂછતા આવ્યા.

પીદુભાઇ મરાઠીમાં ફેંકે અને રાવસાહેબ ગુજરાતીમાં, એટલે એક ભેંસ ને બીજો ભુંકે, એના જેવો ઘાટ હતો.

'નકો બા, માલા ચંપલ જ જોઇએસ.'

'તુમાલા પાહીજે તો ઘેઉ નકોસ, પણ બગાયલા મદી કાય ગેલા.'

'અરે લેવાના નાહિ ને જોવાના શું કામ ?'

'તો કાય ઝાલા ? મહિનત અમાલા હાય કે તુમાલા ?' કહીને પીદુભાઇએ તો તાત્યાના પગમાં હોલબુટ સેરવી દીધું.

'અગદી ફીટ. અતા તુમાલા હેચી કીંમત માહિત હય ? દોન રૂપિયા !'

'દોન રૂપિયા ?' તાત્યાએ પીગળવા માંડયું. પીદુભાઇએ તે જોયું.

'નાહી તર ?'

તાત્યાએ બુટ હાથમાં લીધું અને આમતેમ ઉથલાવી ઉથલાવી જોવા માંડયું. કંઇ ખામી નહિ હતી.

'એ તો ખરાચ. પણ માઝા ભાઉચે સાટી જોઈએસ, તે ચંપલચી બદલી બૂટ ત્યાના કેમ આવડશે ?'

અહીં પીદુભાઈ હસી પડયા.

'વેડા હાય વેડા ! તુમચા ભાવાલા કશી માહિત પડેલ, કે ચંપલચ્યા ભાવ મદી હોલબૂટ મીલતો, આણી કદી તુમચા ભાવાલા નાહિ પતકરલા, તો ખુશાલ પરત આણા–આણખી કાય ?

'અસ્સા. તર બાંધુન દે, પણ બૂટ પાછા લાવેસ તર–'

'હો હો મી ઇકડે જ હાય.'

મિ. પીદુભાઇએ બૂટ બાંધી આપ્યા અને રાવસાહેબે ખીસામાંથી કપડાની ચીંદડીએ બાંધેલા પૈસા કહાડયા. એક રૂપિયો બાંધો અને બાર આનાનો ખુરદો કહાડી પીદુભાઇના હાથમાં પોણા બે રૂપિયા મૂકયા.

'નાહી ચાલેલ.'

'અરે ચાલેસ–ચાલેસ.'

ઘણી રકઝક પછી અને 'મારૂંએ રહ્યું અને તમારૂંએ રહ્યું' કીધા પછી ઘરાક એક રૂપિયો અને પંદર આને પત્યો.

'પીદુભાઇ, આ ઘરાક બુટ પાછા લાવશે તો ?' ઘરાકના ગયા પછી મેં પૂછ્યું.

'તમને બી મારા સાહેબ ગરીબ કે સું ? સોગાંથી નેવું ટીકા

ગીરાગ પાછો આવતો નથી અને કદી આવો તો આહીંસી સીદી ગતર દેખારતાં નથી આવરતી? જોર જુલમસી કોને કહ્યુંતું કે તું લે ને લે જ.'

'પણ તમે કહ્યું કેની, કે ભાઇને નહિ પસંદ પડે તો ખુશાલ પાછો લાવજે.'

'તે કહ્યું તેમાં મેં એનો શો લારવો ચોરી લીધો? દુકાન મારીને બીથા ને એમ આપેલું પાછું લે લે કરીએ તો બીજે દા'રે દીવાલું નીકાલવું પરે, એ કાંઇ સમજોસ?'

'બરાબર સમજું છું.' હું મનમાં બબડયો.

પણ બીજે દહાડેથી મેં પીદુભાઇથી વધારે ચેતીને ચાલવા માંડયું.

'મુલાંજી સાહેબ! એકાદ ઉઠમણાને લાયકનો સારો જેવો સુટ આપોની?' મેં દુકાનમાં દાખલ થતાં કહ્યું.

'ઉઠમણાને લાયકનો સારો જેવો સુટ? કેમ ચરીછ કે સું?'

'ના, ના; ઠેકાણે છે. અસ્સલ વાત એમ છે, કે મને સુરતથી તાર આવ્યો છે; તેમાં મારા સગામાં એક જણ ભયભરેલી રીતે માંદું છે અને મને ખાતરી છે, કે હું સુરત જાઉં તે પહેલાં તે પહોંચી પણ ગયું હશે. હવે તમે જાણો છો કે અમારા હિંદુ લોકો કેવા 'ઇડીઅટ' છે તે? ગમે તેવો કોટ, ગમે તેવું ધોતીઉં પહેરીને ઉઠમણામાં બેસવા આવે અને—'

'અરે મેં ભૂલો. તો એમ કહોની, કે તમારે એક કાલો સુટ જોઇએ છે! સાલેહ! આ આપરા સેઠને કાલો સુટ દેખાર. ભાવ સમાલીને કહેજે, આપરા અસ્સલ ગીરાક છે. કુસમુટીઆં બી પહેલી જ ઉઘરાનીએ આપેછ, એમ આપરો ઉઘરાનીવાલો મહેતો કહેતો ઉતો.'

'થેંક યુ' મિ૰ પીદુભાઇની આવી લાયકીભરેલી ભલામણને માટે મેં ઉપકાર માન્યો! અને અગર જો કે ઉઘરાણીવાલા મહેતાને માટે બે ચાર આના ચાહના તથા પાનપટીના ખરાબ થતા,

પણુ તેથી તે આપણાપર ખુશ રહેતો અને આપણે માટે શેઠ આગળ સારૂં જ બોલતો. પંચાત માત્ર એટલી જ હતી, કે એ ' દેડના ખાધેલા ' ઉઘરાણીવાળાને બપોરના જ્યારે જ્યારે ચાહ પીવાનો 'ટેસ્ટ' થઇ આવતો, ત્યારે ત્યારે તરત જ તે ઓફીસમાં દોડી આવતો અને ' શેઠ આજે તો બહુ ફફડતા હતા, હવે ચાલે એમ નથી ' વગેરે વગેરે દમ મારતો અને જ્યારે હું એને હોટેલમાં લઇ જઇ ચાહ પીવાડી 'ઠંડો' કરૂં ત્યારે જ એ શાંત પડતો.

નુસખો અજમાવવા જેવો છે ! અય ઓ દાસ્તાને ફૂઇબા વાચનાર અઝીઝ ! ઉધાર આપેલા માલના પૈસાની ઉઘરાણી કરવા આવનાર મહેતો, જો શયતાન જેવો લાગે અને તેના તગાદાથી તારા મગજની કમાન છટકી જવાની ધાસ્તીમાં હોય ત્યારે આ નુસખો અજમાવી જોજે ! દુખી બિરાદર, અજમાવી જોજે ! બહુ જ રામબાણુ છે.

' લેવ, જોવ શેથ !' સાલેહભાઇ એક કાળો સુટ મને દેખાડતાં બોલ્યા.

'કોઇ ફ્રેંચ કટનો નથી ?'

સાલેહની જાણે બલારાત, કે ફ્રેંચ કટ એટલે અથાણું કે પાપડ?

' ફ્રરેંચ કત? તે તમે સાબે તો કાળો સુટ માંગોની ? '

સુટ બીજી રીતે સારો હોવાથી આ અભરામજીના દીકરા સાલેભાઇ સાથે ફ્રેંચ કટ કે કાળા સુટની ફિલસુફીપર ગરમાગરમ તકરારમાં નહીં ઉતરતાં મેં સુટની કીંમત પૂછી.

' પંદર રૂપીઆ.'

'પંદર રૂપીઆ ? કેમ કાંઇ અલીબાગથી આવેલો સમજો છો કે શું ?'

' નારે સા'બ, એમ કહેતાં જીભ નહીં કપાઇ જાય ? પણુ સા'બને કંઇ ફરક લાગે તો શેઠને પૂછી જોવ.'

હું મી૦ પીદુભાઈ પાસે ગયો અને સુટ દેખાડી તેની કીંમત પૂછી.

'સાલેહ ? આ એવનને કયા નંબરનો સુટ આપો ?'

'સાથ નંબરનો સા'બ'. સાલેહ અંદરથી બહાર આવતાં બોલ્યો.

'સાથ નંબરનો ? ઘદેરો છે, ઘદેરો ! હમનાં તો મેં કહું કે શેથ આપરા અસ્સલ ગીરાગ છે અને એક જ ઉઘરાનીએ પૈસા આપે તોબી સાથ નંબરનો સુટ આઇપો ? જુઓની સાહેબ, અસ્સલ વાત એમ છે, કે આય સુટ ગવંડરના સેક્રેટરીએ પોતાને માટે કરાવેલો, પન વિલાતસી એકાએક તાર આવ્યો, તે એને જવું પડ્યું અને આ સુટ પહેરા વગર એમ ને એમ વેચી નાખો. મેં જાનું કે—'

હોસે ! હવે એની કીંમત કહેશો ?'

તમને ફાવે તે આપજો. બાકી અસ્સલ કીંમત એની વીસ રૂપિયા છે.'

'વીસ રૂપિયા ? સાલેહ તો મને પંદર કહે છે ?'

'સાલેહે પંદર કહા તો મારાથી બોલાય એમ નથી. એક વખત બોલાઈ ગયા પછી આમનો સુરજ આમ કાં નથી ઉગતો, પણ અમારાથી કંઇ ફરાય ? અમારે ત્યાં તો સાહેબ એક જ વાત! જાઓ, સાલેહે કહ્યું તે આપજો !'

સાલેહભાઇનો કહેલો સાથ નંબર અને તેને માટે પીદુભાઇએ ચોપડેલી ગાળ, એનો ભેદ હવે મને કંઇક ખુલ્લો થતો ગયો. દરેક વેપારી ઘરાકને ભાવની ખબર ન પડે માટે આવા ભેદભર્યા નંબર રાખે છે. કોઇ દમલ, કોઇ ચારગણા: જેમ જેને ફાવે તેમ રાખે છે. એમ હું જાણુતો હોવાથી, સાંથ નંબરનો અર્થ મેં પંદર રૂપિયા કીધો અને સાલેહભાઇને 'ઘદેરા'નો મળેલો ખેતાબ અને પહેલી જ ઉઘરાણીએ હિસાબ ચુકવનાર અને 'અસ્સલ ગીરાગ' તરીકે એક-વાર ફરીથી મિ૦ પીદુભાઇએ મારી કીધેલી ભલામણના ભેદની હવે મને સમજ પડી. છેલ્લી વખતની ઉઘરાણી વખતે મહેતાને મારા

ખીસ્સામાં ફુસમુટીઆંની તાણુ હોવાથી ચાહ નહિ પાઇ, તેની આ 'મોસમોંકાણુ' હતી.

'હવે જુઓ: આ કોટ અને પેન્ટ મળીને ૭ રૂપિયામાં આપતા હો તો લ્યો આ રૂપિયા અને બાંધી દો.' મેં રૂપિયા દેખાડતાં કહ્યું.

રૂપિયાનો ચળકાટ! કયો આદમી એના તેજથી અંજાયો નથી। હા! તે જ કે જેણે દુનિયાની મોહમાયાપરથી હાથ ઉઠાવ્યો હોય, અગર તે જ કે જેને દુનિયા 'મુરખા' તરીકે પીછાનતી હોય, પણ જ્યાંસુધી નફાની એક અરધી પણ દેખાતી હોય, ત્યાંસુધી મિ. પીદુભાઇ તો સંન્યાસી નહિ હતા અને મુરખાએ નહિ હતા.

'ચાલો સાહેબ! 'પરમથારી' કરો. આપરા અસ્સલ ગીરાગ છે. પૈસાની કંઇ ઉતાવળ નહિ હતી!' અલબત્ત, આ છેલ્લું વાક્ય મારા હાથમાંથી ૭ રૂપિયા લીધા પછી જ મી. પીદુભાઈ બોલ્યા.

'સાહેબજી' કરી હું વિકટોરીઆમાં બેઠો અને રોકડેથી ખરીદી કરનારાઓનો પૈસો કેમ વધે છે અને ઉધારીઆઓ દેવામાં વધુ ને વધુ કેમ સપડાતા જાય છે, એના વિચારમાં હું એવો તો મશગુલ થઇ ગયો, કે જ્યારે વિકટોરીઆવાળાએ પૂછ્યું, કે 'શેઠ! હજી કેટલું દૂર છે'? ત્યારે જ મને ભાન આવ્યું, કે મારા માળા કરતાં વિકટોરીઆવાળો જરા અગાડી હાંકી ગયો હતો.

'અણઘડ જેવો બોલતોએ નથી!' જાણે કે વિકટોરીઆવાળો કેવો એક મોટો ત્રિકાળજ્ઞાની યોગી હોય, તેમ મારે ઉતરવાની જગ્યા આગળજ બરાબર ગાડીને લાવી ઉભી રાખે! વધારે ટીકઝીક નહિ કરતાં મેં ગાડીભાડું આપ્યું અને ચાલતો મારી ઓરડીએ આવ્યો. સામાન પેક કરવા જેવું કાંઇ હતું નહિ; કારણ, સુરતને માટે ખાસ કપડાં હું એક ટ્રંકમાં હંમેશાં તૈયાર જ રાખતો. એક જોડ પંચીઆની, એક જોડ બહાર જવાનાં ધોતીઆની ખમીસ, કોલર, નેકટાઇ, પીંચગોલ્ડના છેડામાં લટકાવેલી ઘડીઆળ, સ્ટોકસ બુટની જોડ, હેટ

તથા બેંગલોર કેપ, ગંજીફરાક, પીઅર્સનો સાબુ, સેંટની શીશી, કોલનવોટર, સ્મેલીંગ સોલ્ટ, દાંતીઓ, ટોપીનું બ્રશ. કોટનું બ્રશ, વાળનું બ્રશ વગેરે વગેરે અને વગેરે ચીજો બહારગામ અને તેમાં મુખ્યત્વે કરીને સુરતને માટે હું જુદી જ રાખતો અને એમાંથી કોઇ ચીજ ખલાસ થતાં પાછી નવી લાવી તેની જગ્યા પૂરતો. કોલનવોટર અને સ્મેલીંગ સોલ્ટ તો મારાં જીવન હતાં. મને કોઇપણ મુસાફરી એવી યાદ નથી, કે જેમાં એ બે ચીજો મારી સાથે ના હોય; કારણ, મુંબઇમાં ગટર તથા પારસી લત્તાઓનાં મચ્છી તથા ઇંડાંના કોટલાંની વાસ ખાવાની ટેવ પડી ગયલી; એટલે મુંબઇમાં એ ચીજોનો ઉપયોગ ઘણો જુજ કરતો, પણ બહારગામમાં એવી વાસ ખાવાની ટેવ નહિ; એટલે જરા સરખી વાસ આવતાં માથું ચ્હડી આવતું અને શરીરે શરદીના ઝોખા છૂટી જતા; એટલે એ ચીજો હું અવશ્ય સાથે રાખતો. વળી પોઝીશનમાં એકાદ ડીગ્રી સડપ કરતી કે નીચે નહિ ઉતરે, માટે એ ચીજો હું મુંબઇથી જ ખરીદતો.

જ્યારે હું ચોક્કસ જાણતો હતો, કે મુંબઈનાં કચડી નાખે એવાં ભાડાં તોડાં તથા દુકાનના બીજા ખરચને લીધે છૂટક માલ બહારગામમાં જેટલો સસ્તો મળે છે, તેટલો સસ્તો મુંબઇમાં મળતો નથી. મુંબઈ જથ્થાબંધ માલને માટે સસ્તું છે, પણ છૂટકમાં તો મુંબઇ જેવું 'ધામડ ખુશાલ' શહેર હિંદુસ્થાનમાં બીજું કોઇ ભાગ્યે જ હશે.

## ૫

## સ્વારી સુરત ઉપડી !

સુરત માટેની ટ્રંક કહાડી, તેમાં ઉડમણાનો સુટ મુકી, જરા કંઇક થાક લાગ્યા જેવું જણાયાથી મેં પાસેના આર્ય વિશ્રાંતિ ગૃહમાંથી સીંગલ ચાહ મંગાવી. વીસીનો વખત થતાં હું ત્યાં જમી આવ્યો અને પહેલી ગાડી ગ્રાંટરોડથી કયારે ઉપડે છે, તેની પણ ખબર કહાડી. ફાસ્ટ પેસેંજર અહીંથી રાતના પહેલી ઉપડતી હતી,

પણ એ ગાડી સુરત સવારના ત્રણ વાગે પહોંચતી હોવાથી સવારની મીઠી નિંદમાં ખલલ પડે છે, એટલું જ નહિ. પણ એકાદ વખત સુરતને બદલે અંકલેશ્વર આગળ આંખ ઉઘડેલી; એટલે એ ગાડીને માટે મને તિરસ્કાર હતો. એના પછી ઉપડતા મેલમાં અમદાવાદ તથા કાઠીઆવાડના ઉતારૂઓની સખત ગીરદીને લીધે ઉંઘવાનું મળતું નહિ; એટલે એ પણ નકામી અને બાકી રહ્યો તે બી. બી. નો ખટારો ! આ ટ્રેન બી બધા સ્ટેશને ઉભી રહે, એટલે કંટાળાભરેલી હતી. મારા જેવા ઉતારૂઓની સગવડ તરફ આંખમીંચામણાં કરવા માટે બી. બી. સી. આઇ રેલ્વેની, એક ચર્ચાપત્ર મારફત સુરતથી પાછા ફર્યા પછી સખત ખબર લેવાનો વિચાર કરી, આખરે મેં ફાસ્ટ પેસેન્જરમાં જવાનો નિશ્ચય કીધો. જો કે હું મારા અંતરના અંતરમાં જાણતો હતો, કે રેલ્વે કંપનીના ડીરેકટરોની બોર્ડમાં મારૂં મુબારક નામ ખ્વાબમાં પણ બીરાજતું હોત તો જુદા જુદા વિચારના, જુદા જુદા ઉતારૂઓની, જુદી જુદી સગવડ સાચવતાં હું મર્યો નહિ હોત તો માંદો તો જરૂર જ પડતે. સારૂં છે, કે એવી કોઇ જગ્યા મારા નસીબમાં લખાયલી ન હતી.

'ફાસ્ટ પેસેંજર જ ઠીક પડશે.' મેં વિચાર્યું: 'અલબત્ત જરા અગવડ તો પડશે જ, પણ એકાદ ભાઇબંધ ઉતારૂને કહી રાખીશું, કે સુરત આવે એટલે જો હું ઉંઘતો હઉં તો ઉઠાડે.'

ગ્રાંટરોડ કરતાં ચર્નીરોડ મને પાસે પડતું હતું, તો પણ ત્યાં આગળ ટ્રેન ઝાઝો વખત થોભતી નથી કરીને હું ગ્રાંટરોડ ગયો. ટીકીટ લીધી, કે તરત ટ્રેનને આવવાનો ઘંટ ઠોકાયો. ગીરદી ઘણી નહિ હતી, એટલે સુતા સુતા જવાશેની ખુશીઓથી મગજ એવું તો તર થઇ ગયું, કે રેલવે કંપનીની વિરૂદ્ધમાં ચર્ચાપત્ર આપવાનો વિચાર હતો, તે ત્યાંને ત્યાં માંડી વાળ્યો, અને બેડીંગ છોડી આપણે તો બેઠકની ઉપરના હીંચકા પર લંબાયા. વાંદરાના સ્ટેશન સુધી ઉંઘ આવી નહિ, પણ ત્યારપછી આંખ મીંચાઇ, તે એટલે સુધી કે હું

આ સૃષ્ટિનું ભાન ભૂલી સ્વપ્નસૃષ્ટિમાં તરવરવા લાગ્યો. એકાએક સ્વપ્નસૃષ્ટિ ઉડી ગઈ અને ગાડી એક સ્ટેશન આગળ ઊભી રહેતાં હું જાગૃત થયો. અડધા જાગતા--અડધા ઉંઘતા, આંખને ચોળતા મેં ગાડીમાં ચડતા એક મુસાફરને પૂછ્યું : 'ક્યાં જવું, કિયું સ્ટેશન ?'

'અંકલેહર' તે મુસાફર બોલ્યો. 'અંકલેશ્વર ?' એક જ છલાંગે હું હીંચકેથી નીચે ઉતર્યો અને બેડીંગને જેમ તેમ વીંટાળી, એક હાથમાં ટ્રંક અને બગલમાં બેડીંગ મારી ઉતાવળો ઉતાવળો હું ડબા-માંથી નીચે ઉતરી પડયો અને તરત જ ગાર્ડની સીટી ફુટતાં ગાડી ઉપડી.

આટલી બધી સાવચેતી રાખવા છતાંય આખરે સુરત ચૂકી અંકલેશ્વર આવ્યા અને સારૂં થયું, કે પેલાં મુસાફર આવતાં આંખ ઉઘડી ગઇ અને મેં પૂછ્યું 'ક્યાં જવું—'રાખ, રાખ; મેં શું પૂછ્યું ?

"ક્યાં જવું ?"

કાંઈ ઘોટાળો તો નથી થતો કરી મેં મારી પાસેથી પસાર થતા એક મજુરને હાંક મારી પૂછ્યું : 'અલ્યા, કયું સ્ટેશન ?'

થોડીક વાર મારી સામે ટગર ટગર જોયા પછી તે બોલ્યો : 'કેયું ઠેશન : વરી વલહાર'

'વલસાડ ?' મેં આંખો ચોળી અને ટ્રંક તથા બેડીંગને જ્યાંનાં ત્યાં રહેવા દઈ, હું સ્ટેશનના નામના પાટીઆ તરફ દોડયો. ખરેખર સ્ટેશન વલસાડ જ હતું. સુરતને બદલે વલસાડ ઉતરી પડાયું, તેમાં મને મારી ભૂલ નહિ જણાવાથી, મેં ફ્રાસ્ટ પેસેંજરની તેમજ બી. બી. સી. આઇ.ના કરતાકારવતાઓની સાત પેઢી ધોઇ નાખી અને સાથે મારા મિજાજને પણ ધોઇ નાખવા 'બે—એ—એ--મણીઆ ચા ગરમ' કરી બૂમ મારતા એક કોળી જેવા લાગતા છોકરાની પાસે 'બેમણીઆ' ચાનો એક પ્યાલો લીધો. ચા પી 'ઠંડો' થયા પછી બીજી ગાડી ક્યારે આવે છે, તેની તપાસ કરવા હું ટાઇમટેબલના પાટીઆ આગળ ગયો. બીજી ટ્રેનને ત્રણ કલાકની વાર હતી, એટલામાં

રપેને ઉંઘી જવાય કરી મેં પ્લેટફોર્મપર રોન ભરવા માંડી. ટીકીટ કલેક્ટરને મેં મારી ખરી સ્થિતિથી વાકેફ કીધેલો હોવાથી, તેણે કાંઇ વાંધો લીધો નહિ.

ફઇબાને 'અશ્વિનિકુમાર' લઇ ગયા હોય અને હું ઘેર પહોંચું તો ઠીક; નહિ તો ચાર માઇલ ઠાઠડી ઉંચકતાં આપણી ઠાડડી નીકળે એમ છે. આપણી તે કંઇ ન્યાત છે? તે દિવસે ન્યાતના સાજનામાં મેં ઠરાવ મૂક્યો, કે ભારે વજન ઉંચકીને બહુ ચાલવાથી દમનો રોગ થઇ આવે છે; માટે આપણી ન્યાતમાં મરણ થાય તો મુડદાંને અશ્વિનિકુમાર લઇ જવાને અંગ્રેજોની માફક એક ઘોડાગાડી વસાવવી અને ડાઘુઓને માટે પણ જેને ત્યાં મરણ થાય, તે ભાડુની ગાડીઓ રોકે. હજી તો હું આમ ઠરાવ મુકું છું, એટલામાં પેલા બાવળની ગાંઠ જેવા કાકા સકરગંડેરીએ તો ડોળા કકડાવીને મને ઝાડવા માંડયો. મિજાજ તો ઘણો ગયેલો રે યાર, પણ 'પાઘડી પાલીસ' થઇ જવાની બીકે મેંડો પી ગયો અને ત્યારપછી કસમ લીધા, કે કોઇ દહાડો ન્યાતના સાજનામાં જવું નહિ; એટલું જ નહિ, પણ જ્યારે જ્યારે પ્રસંગ મળે ત્યારે ત્યારે બધી ન્યાતો હિંદુસ્થાનની પ્રગતિને અંતરાયરૂપ છે એમ, બની શકે તેટલી મસાલેદાર ભાષામાં દૈનિક વર્તમાનપત્રોમાં ચર્ચાપત્રો લખવાં.

આ તેમજ આવા વિચારોમાં અડધોએક કલાક ગયો હશે, એટલામાં રોન ફરવાના થાકથી હું એક બાજઠ ઉપર જરા આડો પડયો. જેમ તેમ વખત પસાર થતાં આખરે સુરતની ગાડી આવી. બે ચાર ડબ્બા ફરી વળ્યો, પણ બધે જ આદમીઓ કુકડું વળી ઘેટાંની માફક સુતાં હતાં. આખરે સોડાવાટરના ડબ્બાવાળાને ચાર આના આપવાના કરી, હું એ ડબ્બામાં બેઠો અને ઘણીજ મહેરબાનીની રાહે એ સોડાવાટરના ભલા માલીકે મને બેઠકની નીચે કોઇ જાણે નહિ એમ, સૂવાની જગ્યા કરી આપી! હીંચકા ઉપર પણ મારા જેવા જ એક ગૃહસ્થ લંબાયા હતા, એટલે આપણાથી વધુ બોલાય

એમ નહિ હતું આજે આપણાથી જરા સરખી પણ અગવડ ભોગવી લેવાતી નથી ત્યારે આપણા બાપદાદાના વખતમાં આપણે જો જીવતા હોત તો અઢાઇ દિને કોશ ચાલતાં ખડખડપાંચમ ગાલ્લાંઓમાં કેમ મુસાફરી કરી હોત, એનું ચિત્ર કલ્પનાપટપર ખડું કરતાં આખરે સુરત આવ્યું. સ્ટેશનની નીચે ઉતરી મેં પાણીની ટાંકીએ કોગળા કરી હાથ મોં ધોયાં અને પાસેના હોટેલમાં ચા પીધી. ભાડુતી ગાડીવાળા સાથે નાણાવટના ત્રણ આના ઠેરવ્યા હતા અને એટલા પૈસામાં એક ફેરો પાસવે એમ નહિ હોવાથી, તે બીજા ઘરાકની શોધમાં હતો, એટલામાં મેં કાળો સુટ ચડાવી લીધો. બીજો ભાડુત મળતાં ભાડુતી સવ્વરામનો મુડદાલ ઘોડો દચકીઆં ખાતો ખાતો દોડવા લાગ્યો, બલકે ચાલવા લાગ્યો અને આખરે નાણાવટમાં—જ્યાં એકવખત પૈસાની રેલમછેલ હતી, પણ આજે જ્યાં શેઠ ભરતીઆવાળા અને શેઠ ભગુભાઇ જમનાદાસની શરાફી પેઢીઓ તથા છોટીછવાઇ ચોકસીની દુકાનો સિવાય બધું સુમસામ છે, ત્યાં—હું મારાં ફૂઇબાના ઘર આગળ ઉતરી પડયો. નીચે કોઇ ડાઘુઓ જણાતા નહિ હતા, એટલે કાં તો ફૂઇબાને અશ્વિનિકુમાર લઇ ગયા હશે કે કાં તો છેલ્લી ઘડીના ઉપર રામરામ પોકારતા હશે, એમ મેં ધાર્યું. અત્યારસૂધી તો ગમે તેમ ચાલ્યું, પણ હવે ડાચું જરા ગંભીર અને રડમસ કરવાની ખાસ જરૂર હતી. સુકા અંજીર જેવો મોંનો ઘાટ કરી ખીસામાંથી રૂમાલ કહાડી, આંખો લૂછતો હું ઓટલા ઉપર ચ્હડયો અને આંખમાં પાણી લાવવાની તજવીજ કીધી, પણ એમ તે કાંઇ આંખમાં પાણી આવે? આખરે શું કરૂં? થુંક ચોપડયું. વાચનાર વહાલા! રખે હસતો. તને પણ એવા પ્રસંગો આવ્યા હશે—નહિ આવ્યા હોય તો આવશે—કે જ્યારે ખરી રડવાની જરૂર દેખાય ત્યારે જ આંસુઓ એકદમ સૂકાઇ જાય! એવી વખતે આ સાદી અને સુતરી રીત બહુજ કારગત છે અને અજમાવી જોવાથી પૈસા બેસે એમ નથી તો જેની પહાડી છાતીમાંથી આંસુનો ઝરો સુકાઇ ગયો હોય, એવા કોઇ ગૃહસ્થ આ ઉપાય જરૂર અજમાવશે, એમ મને આશા છે. અસ્તુ.

## ૬

## ફુઇબાને મન્દિરિયે !

'અરે મકનભાઇજી, ઓ મકનભાઇજી ! જરા બારીએ જુવોની આ સગરામ કોનો આવ્યો ? આપણો મુઓ મોટો તો નથી ? જરા ઠાકોરની સેવામાં છું.'

વાંચનાર અઝીઝ ! આ જ મારાં ફુઇબા ! બોલે, ત્યારે જાં ઘાસલેટના ડબ્બામાં બંદુકીઆ ફટાકા ફૂટયા !

આંખે થુંક ચોપડયું હતું, તે રૂમાલથી લૂછી ડચકીઆં ખા બંધ કરી, હું ટ્રંક અને બેડીંગ લઇ માળપર ગયો, એટલે કા મકનજી પડોશમાંથી દીધાં પંચીઆને 'ટાઇટ' કરતા મા પાસે આવ્યા.

'ઓહો ! મોટાભાઇ કે ? કયારે આવ્યા ?' અને મારા જવ બની રાહ જોયા વગર અંદર દોડયા. 'જીવકોર ભાભી ! એ આપણા મોટાભાઇ.'

ફઇબાને આમ એકાએક સાજાં થઇ ગયેલાં જોઇને, મા હવામાં બાંધેલા કિલ્લાઓનું ઘોસમુંડદુ થઇ જતાં, મિજાજ તો એ વીફરેલો, કે કાકા મકનને જો મેં થાબડામાં ચસમસાવીને એક ઝાડી નહિ હોત તો એમ તો જરૂર જ કહેતે, કે 'તમે જુઓ છો હું હમણાં આવ્યો, છતાં આંધળાની માફક પૂછો છો શું, કે 'કય આવ્યા ?' પણ સારૂં થયું, કે મારા જવાબની રાહ જોયા વગર તેઓશ્રી અંદર પધાર્યા.

'ઓહો ! તું આવ્યો કે દીકરા ? મેં ગઇ કાલ જ મકનજીભા કને કાગળ લખાવ્યો હતો, કે આ કાગળને તાર સમજીને વહેલ આવો; કારણ, મુંબઇમાં ઘણી ધામધૂમ થનાર છે, તે જોવા મા આવવું છે અને મારા ઠાકોરના વાઘાને માટે થોડું ઘણું કપડું પા

ખરીદવું છે. મકનભાઇજીનો હાથ એવો હલકો છે, કે કાલે કાગળ લખ્યો અને આજે તું અહીંઆં!'

'તમારો કાગળ મને મળ્યો નથી, પણ તાર—'

'હા! હા!' હવે મકનજી વચ્ચે પૂરાયાઃ 'હા–હા એ તાર તો મેં કીધો હતો, એ તમને કહેવાનું તો જીવકોર ભાભી હું વીસરી જ ગયો. બીના એમ હતી, કે હું કાગળ ટપાલમાં નાખવા ગયો તે પછી સાંભર્યું, કે હું જો અહીંથી તમારી માંદગીનો તાર કરીશ તો તે સાહેબને બતાવી મોટા ભાઇ રજા લેશે. એ મસરીના હારીસવાળાઓને હું સારી રીતે ઓળખું તો. મારા હાળા તાર વગર રજા આપે જ નહિને!'

મારા મનમાં થયું, કે હવે ફૂઇબાના હાથે કાકા મકનજીના બરાબર પોંઆ ખંડાશે, પણ નહિ.

'લ્યો ત્યારે, યાદ રાખીને તારના પૈસા માગી લેજો.'

'ના, ના: એમાં તે શું લેવાનું!'

'અરે વાહ! એમ તે કાંઇ ચાલે? તમે અમારૂં આટલું આટલું સાચવટથી કામ કરો અને તારના પૈસા પણ ગાંડમાંથી ભોગવો એ કાંઇ બને?'

હા–ના કરતાં કાકા મકનજીએ આખરે તારના છ આના અને લખામણીનો એક પૈસો મળી સવા છ આના લેવાનું સ્વીકાર્યું, પણ તે તેમને મળ્યા કે નહિ તે તો ઇશ્વર જાણે; કારણ એક બે વખત એ તારની વાત મારા દેખતાં નીકળેલી, ત્યારે ફૂઇબા હી–હી કરી હસી પડેલાં અને હમેશની માફક એટલું જ બોલેલાં, કે 'લ્યો ત્યારે, યાદ રાખીને તારના પૈસા માગી લેજો.'

આ મુજબ તારનો ભેદ તો ખુલ્યો, પણ મને આપેલી ખોટી

તકલીફનો બદલો વ્યાજ સિક્કે કાકા મકનજી પાસે લેવાની મેં મનમાં ગાંઠ વાળી.

## ૭

## ફુઇબા, તારો વારસો?

**ફુઇબાનો વારસો** લેતા પહેલાં મારા બે જન્મ થઇ ગયા હશે. પાસે ફુઇબા ઉભાં હતાં, તેમના શરીર તરફ જોઈ મેં વિચાર્યું: 'ગંભીર માંદગી!' મારા મરજાદી ફુઇબાને! બને જ કેમ? સવારના ચાર વાગે ઉઠીને 'ભગવત્ સ્મરણ' કરવું, દાતણપાણી કરી તથા દિશાએ જઇ આવી આખા ઘરનો કચરો કહાડવો, કુવાનું પાણી જાતે જ ખેંચવું, ઠાકોરની સામગ્રીમાં જોઇતો લોટ જાતે જ દળી લેવો, લગભગ દરરોજ તાપીએ ન્હાવું, દરરોજ દર્શનદેવ કરવાં, પરિક્રમા ફરવી, દરેક એકાદશીએ અપવાસ કે તુલસીના પાનપર રહેવું, તબીયતમાં જરા પણ બીગાડ જેવું લાગે કે તરત અન્યાશ્રય થયો હશે કરી એક અપવાસ ખેંચી કહાડવો, બધી જ સામગ્રી ઠાકોરને અંગે જ કરવાની, એટલે સ્વચ્છતા અને સાત્વિકતા જાળવી દરેક જાતનું પકવાન્ન જાતે જ બનાવવું, અપવિત્ર વસ્તુનાં દર્શન કે સ્પર્શથી કોગળા કરવા કે સ્નાન કરવું. નવરાં બેઠાં ધોળ ગાવાં કે ઠાકોરને માટે વાઘા કે ફુલની માળા તૈયાર કરવી, 'હું માંદી પડું તો મારા ઠાકોરનું કોણ?' એ જાતનો વાત્સલ્યભાવ મનમાં ઠાકોરને માટે સદોદિત ખડો રાખી માંદગીનાં દરેક કારણોને દૂર રાખવાં; એટલું જ નહિ, પણ અકાળે આવેલા યમના ડાચામાં પણ કકડાવીને મુક્કી લગાવી તેને પાછો કહાડવો, દરેક ચીજ ઠાકોરને માટે જ છે; તેથી તેને બને તેટલી સુંદરમાં સુંદર અને સારામાં સારી કરવાનો આગ્રહ રાખવો–ટૂંકામાં સંપૂર્ણ સ્વચ્છતા, યોગ્ય કસરત અને આહાર વિહારના નિયમોનું, તેના સંપૂર્ણ અંશમાં પાલન કરનાર મ્હારાં વૈષ્ણવ ફુઇબાનું રાઠોડી શરીર ક્યાં અને મોડી રાતે સુધ્ધ સવારના બને તેટલા મોડા બીડી પીતા ઉઠવું, જપાનીઝ હલકો દૂધ પાઉડર

જેમતેમ ઘસી ઉંઘ ઉતારી તો ઠીક નહિ તો એમ ને એમ કોગળા કરી તરતજ હોટેલની ગંદી ચ્હા પેટમાં હોમાવવી, બને તો નાહવું. ન બને તો ખેરસલ્લાહ, લગભગ દરરોજના અજીરણનો નાશ કરવા બને તેટલાં દવાના ઢીંચારા પીવા, (અશક્તિને માટે કોડલીવર ઓઇલ, માથાના દુખારાને માટે સ્મેલીંગ સોલ્ટ અને શરદીને માટે કોલન-વાટર, ) જેમ આવે તેમ અને જ્યાં આવે ત્યાં ખાવું પીવું, નવરા બેઠા યા પાંચ ઠોળીઆઓ ભેગા થયા, કે કોઇપણ જાતના અર્થ વગરના 'થન્ડરબોલ્ટના' નાટકમાં મીસ (!) અખરોટજાનની એકટીંગપર મોંમાં મોળ આવે ત્યાંસુધી વાદવિવાદ ચલાવવો, શરીરને બને તેટલી તકલીફથી દૂર રાખવું; ટૂંકામાં સંપૂર્ણ અસ્વચ્છતા, કોઈપણ જાતની શરીરને કસરત આપવા તરફ બેદરકારી અને આહારવિહારના નિયમોનું તેના સંપૂર્ણ અંશમાં છેદન કરનાર મારા જેવા વિલાયતી ટટ્ટુનું મુડદું ક્યાં! ખરેખર ફુઇબાનો વારસો લેતા પહેલાં મારા બે જન્મ થઇ ગયા હશે.

આ દાસ્તાને ફુઇબા વાચનારાઓમાં ઘણાને એમ લાગ્યું હશે કે હવે હું પસર્યો. ઓહ, નો! જ્યાંસુધી મને મહારાજ લાઇબલ કેસ વાચતા વાંચતાં ઉંઘ આવી ગઇ નથી, જ્યાંસુધી શુદ્ધાદ્વૈત સિદ્ધાંતના પ્રચારક શ્રીમદ્ વલ્લભાચાર્ય એક સાધારણ ભટ્ટજી હતા, એમ કહેતાં કહેતાં મારા હૃદયના ધબકારા બંધ પડયા નથી, જ્યાંસુધી વૈષ્ણવોના પરમપ્રિય પુરાણોમાં સમાયલા અતિ ઉત્કૃષ્ટ આધ્યાત્મિક રહસ્યોમાં ઢેર ઢેર વ્યભિચાર અને ગપ્પાઓ સિવાય બીજું કાંઇપણ મારી તેમજ મારા જેવા બીજા સુધરેલાની નજરે ચડતું નથી અને એ બધાં કરતાં પણ જ્યાંસુધી 'પીકો સુચોંગ' ચાનું એક કપ વૈષ્ણવોના કેસરીઆ દૂધને અને પીક-મી-અપનું ટંકુ પીણું વૈષ્ણવોના ચરણામૃતને ઠોકરે મારે એમ છે, ત્યાંસુધી એ 'મંચરા પંથીઓ' તરફ મારા જેવો ચુસ્ત 'લ્યુથેરીઅન' કદી બી ઢળશે નહિ; ઓહ નો!

'ચાલ, દીકરા! લુગડાં ઉતાર, નાહી લે, હું તને દળની ગોળી આપું.' ફુઇબાએ ઉંઝી પડતા સ્નેહથી કહ્યું.

હું ઉઠ્યો અને સાબુને બદલે મટોડી ચોળી નાખ્યો; કારણ, ચરબીવાળા સાબુની મારાં ફઇબાને છીટ હતી. ઘણી વખત મારા સુધરેલા મિત્રો મને ટાણો મારતા, કે દીકરી કહે ના કહે, પણ તું એ ડોશીથી એટલો બીહે છે, કે સુરતમાં તું કાંઇક વૈષ્ણવ બની જાય છે; પણ નહિ, એ ડોશીથી બ્હીવાનું–અલબત્ત; ફઇબાનો પંજો રાઠોડી હતો, એ હું કબુલું છું, તોપણ બ્હીવાનું–કાંઇ કારણ હતું નહિ. ફઇબાની હાજરીમાં કંઇક વૈષ્ણવ થતો, તેનું કારણ એટલું જ કે કોઇની ધાર્મિક લાગણી નહિ દુખવવી–બસ, એટલું જ. બાકી પીઅર્સનો સાબુ, કોલનવોટર વગેરે ફઇબાની આંખ ચોરાવી વાપરવામાં મને કાંઇ જ વાંધો ન હતો; એટલું જ નહિ, પણ તે તો મારાં જીવન હતાં.

હું ન્હાવા ઉઠ્યો. એટલે કાકા મકનજીએ પણ 'જે શ્રી કૃષ્ણ' કરીને ચાલતી પકડી. 'કેમ છો.-કેમ નહિ 'ની તાઝીમ તવાઝમાં આખો દિવસ પસાર થઇ ગયો. ચાને માટે ફઇબાની એમ માન્યતા હતી, કે 'એ તો મુવા ચીનાઓ ચા પીએ તેના બાકી વધેલા કુચા' અને તેથી તે એમને 'અબ્રહ્મણ્ય' હતી. આમ છતાં અસલ બાપદાદે બ્રાહ્મણ શ્રી વશિષ્ઠના કુળના, પણ પાછળથી ઇશ્વર જાણે, શું કારણથી ઘાંચી થઇ ગયલા ભુતો ભવિષ્યતિ બ્રાહ્મણો અર્થાત્ ભૂતકાળમાં બ્રાહ્મણો અને ભવિષ્યમાં બ્રાહ્મણ થવાની આશા રાખનાર આધુનિક ઘાંચીઓએ જનોઇ પહેરી 'બ્રાહ્મણીઆ હોટેલો સુરતમાં ઉઘાડવી શરૂ કરી છે; એટલે તે સંબંધમાં મને કાંઇ વાંધો પડે એમ નહિ હતું; છેલ્લે તે નહિ તો ઇરાનીની હોટેલ તો હતી જ. સુરતના રાણીના બાગમાં આમતેમ લટાર મારી, આખરે મોડી રાતે હું ઘેર આવ્યો.

'મોટા, આમ મોડો આવે તે મારો જીવ તો ઉડી ગયો હતો. હમણાં જ હું મકનભાઇજીને શોધવા મોકલતી હતી.'

મારું વય પચ્ચીસ વર્ષનું હતું, તો પણ ફૈબાને મન હજી હું નાનો કીકો જ હતો; એટલે સુધી કે જરાપણ તતડીને જવાબ આપ્યો, એટલે થોબડું રંગાયલું જ સમજવું.

વાળુ કરી કાકા મકનજીને ત્યાં ભરાતા સત્સંગમંડળમાંથી ફૈબા પાછાં ફર્યાં. પછી મેં વાત ઉકેલીઃ

'હું તો કાલે જઈશ.'

'પણ ત્યારે આવ્યો શું કરવા ?'

'તમારી ગંભીર માંદગી—'

'મેર મુવા ! મને માંદી કહેતાં તારી જીભ નથી કપાઈ જતી ?'

'પણ એ તાર નહિ આવ્યો હોત તો હું આવ્યો નહિ હોત.'

'અચ્છુ, પણ મારો વિચાર તારી સાથે મુંબઈ જોવા આવવાનો છે, સાથે મકનભાઈજી—'

'સાથે કોણ ?'

'મકનભાઈજી; એ કાંઈ તને ભારે નહિ પડે. બિચારા ડહાગરા છે : વારૂ, રાજો આવવાનો છે, તેમ પેલું શું–મુવું નામ પણ યાદ નથી રહેતું-હાં-પેલું ! 'અડધીબીરાન' પણ ભરાવાનું છે. એ મસે મુંબઈ પણ જોવાશે અને મારો વિચાર—પણ તે મુંબઈ આવ્યા પછી વાત.'

બીજો વિચાર શો હશે ?એ ફૈબાને પૂછવું નકામું હતું. તર્ક કરવો પણ મિથ્યા હતો; કારણ, મારી તર્કશક્તિ હમણાં હમણાં એટલી બગડી ગઇ હતી, કે મેં ફૈબાને મુએલાનો તર્ક કીધેલો, ત્યારે એવણ તદ્દન સજીવન સાબિત થયાં. Ah me ! 'ચાલો ત્યારે કાલે પોટલાં તૈયાર કરો.'

'ના, ના; એવડી ઉતાતળ શી છે ? કાલે જોશીને બોલાવી પૂછીશું, કે કાંઈ સામો કાળ કે પંચક બંચક તો નથી ને ?'

ફઇબાની સાથે તકરારમાં ઉતરવું વ્યર્થ હતું, એમ હું આગળ કહી ગયો છું; એટલે ફરીથી કહી મારા પ્રિય વાચકને હું કંટાળો આપીશ નહિ.

૮

## ઘર-જોશી ભોટવાશંકર

બીજે દિવસે સવારના હું નાણાવટને નાકે આવેલી કાંણા કોચરાની પોળમાં રહેતા મારાં ફઇબાના ઘર-જોશી શ્રી. સાત વત્તા એક દ્વિત્યાંશ ( ૭+½=૭ા ) પંડિત શ્રી ભોટવાશંકરને તેડી લાવવા એઓશ્રીને ઘેર ગયો. પંડીતશ્રીનું ખરૂં નામ તો બીજું હતું, પણ ગુણાનુસાર નામ હોય તો સારૂં, કરી હું પોતે ખાનગીમાં એઓશ્રીને એ નામે ઓળખતો. એમનાં પેટનું વર્તુળ એટલું મોટું હતું, કે એ નીચે ઉભા હોય ત્યારે ઉપર બારીએથી જોનારને એમના પગ મહા મુશ્કેલીએ દેખાય. ટૂંકમાં એમના પેટમાંથી બીજાં ચાર નવાં પેટ બની શકે, એવા પોખરાળ પેટના માલિક જોશી ભોટવાશંકર હતા. એવણ બી 'પકાસેલ્સમેન' હતા. ઘરાક શામાં રાજી છે, તે તેઓશ્રી સારી પેઠે જાણતા. હું મેટ્રીકની પરીક્ષામાં પાસ થઇશ કે નપાસ, તેને માટે મારા જન્માક્ષર ફઇબાએ એમને બતાવ્યા, ત્યારે એમણે કહ્યું કે 'પાસ થવાના સંજોગો બહુ છે, પણ પરીક્ષાના સ્વામી 'ભેંસપતિ'ની સામે નાપાસ થવાના સ્વામી રાહુની વક્ર દૃષ્ટિ છેઃ એટલે કદાચ થોડા માર્કને માટે નાપાસ થવાય. અલબત્ત, હું નપાસ થયો અને તે પણ થોડા જ માર્કને લીધે. મેટ્રીકમાં નપાસ થતા લગભગ દરેક વિદ્યાર્થીની માન્યતા એવીજ હોય છે, કે પરીક્ષકે ખાસ કરીને તેનાપર જ સખતી વાપરી. એક બે કે ચાર માર્કને માટે ખાલી નાપાસ કીધો, એ બીના રા. ભોટવાશંકરના ધ્યાન બહાર નહિ હતી.

પણ આ બનાવ પછી જ્યારે ફોઇબાની શ્રદ્ધા જોશીપર વિશેષ દૃઢ થઇ, ત્યારે મને એમનું અસલી નામ બદલીને ભોટવાશંકર નામ

પાડવાનો પ્રસંગ પ્રાપ્ત થયો. ઉત્તર, દક્ષિણ, પૂર્વ, પશ્ચિમ જ્યાં ફાવ્યું, ત્યાં વગર અગવડે ગોથાંટ ખાઇ શકે, તે ભોટવો ! હું એમને ત્યાં ગયો ત્યારે એવણ ઉંઘતા હતા. બાયડી છોકરાંનું લફરૂં હતું નહિ, એટલે બીજી ચિંતાથી મૂક્ત હતા. મેં નીચેથી સાંકળ ખખડાવી.

'કોણ છે, એ ?' ઉપરથી બેધારી ઘાંટો મારે કાને અથડાયો અને એ અવાજ મેં ઓળખ્યો.

અવાજ પારખવાની મારી શક્તિ કંઇક અજબ હતી. પચીસ ગધેડાં ભુંકતાં હોય, તેમાં એક પાડો બરાડ મારતો હોય, તે પણ પારખી શકું, તો સવારની શાંતિમાં ભોટવાશંકરનો અવાજ પારખતાં શી વાર ?

'એ તો હું.' મેં પ્રત્યુત્તર વાળ્યો.

'એ તો હું' 'હોય, તે ચાલ્યો જાય : યત્ર આગ્યા તત્ર ગચ્છ.' અંદરથી અવાજ આવ્યો.

'અરે એ તો હું, જીવકોર ફોઇનો મોટો. બારણું જરા ઉઘાડો.'

'ઓ હો ! મોટાભાઈ કે ? આવો, આવો; જરા થોભો, હું આ આવ્યો.'

આગળ કોઇ વખત પણ એમને માટે થોભવાનો પ્રસંગ આવેલો નહિ, એટલે હું શું જાણું ? બાકી નહિ તો એટલામાં હું ચૌટેથી નિરાંતે શાક લાવી શકતે. આખરે પણ મારૂં એમને ત્યાં જવું સાર્થક થયું નહિ. એવણ ઉઠયા, ત્યારે નાડીના અવળા ચલનને લીધે તે દિવસ તેઓ ભયંકર ઉત્પાતની વકી રાખતા હતા અને તેથી આખો દિવસ તેઓ બહાર નીકળનાર નહિ હતા. મહા મહેનતે તેઓએ નાડીની સવળી ગતિ થતાં આવવાનું જણાવ્યું.

સાંજના ચારેક વાગ્યાને સુમારે અંતે ભોટવાશંકર, આસ્તે કદમ, આજુસે બાજુસે નીધા રાખતા, ઘરભણી આવતા જણાયા.

'આવો શાસ્ત્રીજી, હવે તબીઅત કેમ છે?' મારાં ફૂઇબાએ શાસ્ત્રીબુવા ભોટવાશંકરને આવકાર આપતાં પૂછ્યું.

'તબીઅત? તબીઅતને શું થયું છે?' શાસ્ત્રીજીએ સામું પૂછ્યું.

'ત્યારે મોટાએ મને શું કહ્યું? કહે કે ગઇ કાલે કંઇ અધિક ખાવામાં આવ્યું હશે તે તમારે સવારે અજીરણ હોવાથી તમે—'

'કિયા સસરીનાએ એમ કહ્યું? લાવોની તેનું મ્હોડું. કેમ મોટા, મ્હેં તમને એમ કહ્યું–'

'ના ના એ તો મેં ધારી લીધું.' હવે, હું વચ્ચે પુરાયો.

'ખરી બીના જીવકોર બેન, એમ છે કે આજ સ્હવારે મોટો મને તેડવા આવ્યો ત્યારે મારી સૂર્ય નાડી ચાલતી હતી, અને એ નાડી ચાલતી હોય ત્યારે બહાર નીકળ્યાનું સાર્થક થતું નથી એ અમને જોશીઓને બરાબર ખબર છે. આ આજકાલના જરાતરા ગોટપીટ સોટપીટ શીખેલાઓને સ્વરશાસ્ત્રની શી ખબર? અને જમવાની બાબત તો એમ થઇ કે તમારા જેવા શ્રદ્ધાળુએ ગઇકાલે બહુ જ આગ્રહ કીધો એટલે નહિ જમવાનો વિચાર હતો તોપણ જમવું પડયું. પણ ચાલો હવે આજ મારૂં શું કામ પડયું તે કહો.'

આ જ્યાં ત્યાં 'તાપી માતાને નોતરે' ચડી જનાર બ્રાહ્મણને જમવાનો 'બહુ જ આગ્રહ' કરવો પડે એ વાત મારા માન્યામાં આવી નહિ ત્હોયે વાત વધેનહિ, કરી હું કાંઇ બોલ્યો નહિ. આખરે ફૂઇબાએ સારો દિવસ જોવડાવ્યો. આજ તો પંચક અને કાલે તો સામો કાળ અને પરમ દહાડે તો વિષ્ટિ કરતા કરતા ચોખ્ખો દિવસ બરાબર એક અઠવાડીઆ પછી આવતો હતો એમ જોશીબુવાએ જણાવ્યું કે મારી આંખ ફરી.

'પણ એટલા દિવસ હું થોભી શકીશ નહિ. તમારે કાલે રાતની ગાડીએ આવવું હોય તો ચાલો નહિ તો કંઇ નહિ. મને ચાર દિવસની જ રજા મળી છે અને વધારે રહું તો—'

'તે દીકરા ગભરાતો નહિ. હું તારી હાયીસમાં આવીને સાહેબને સમજાવીશ કે સામો કાળ હતો એટલે આવી શકાયું નહિ.'

ફૂઇબા તો કંઇ હાયીસને નિશાળ અને સાહેબને તુળજારામ મહેતાજી સમજેલાં !

'પણ એમ અગવડ શું કરવા વેઠવી જોઇએ ? જવાને દિવસે મારા જેવા નૈષ્ઠિક બ્રહ્મચારીને બ્રહ્મભોજન કરાવી વસ્ત્રદાન તથા બને તો રૂપાની આગગાડી નહિ તો છેવટે બે આનાની દક્ષિણા આપશો એટલે સર્વ દોષોની નિવૃત્તિ થઇ દિવસ મંગળકારી થઇ જશે.'

## ૮

## અગ્નિરથપુરાણનું પારાયણ

'બાકી 'અગ્નિરથપુરાણ'માં તો દોષોની નિવૃત્યર્થે સોનાની આગગાડી અને તે નહિ બને તો એક સોના મહોર—' મેં હાંકવા માંડયું.

હવે મારાં ફૂઇબા આમ તો શ્રદ્ધાળુ; પણ શ્રદ્ધા અને કરકસરની મારામારીમાં કરકસર જીતી જતી અને એ કરકસર કરે તેમાં મને એના વારસને જરૂર રાઇ વાંધા જેવું નહિ હતું! સોનાની આગગાડી કે તે નહિ મળે તો એક સોના મહોરવાળી વાત એમને મન મશ્કરી જેવી લાગી.

'મુવા આ નાને મોઢે મોટા બોલ શા ? વચ્ચે કોઈ બોલાવે નહિં ને હું વરનો બાપ થઇને નીકળ્યો !' ફૂઇબા છેડાયાં.

'નહિ નહિ જીવકોર ભાભી, મોટા ભાઇ કહે છે તે 'જથાર્થ' (યથાર્થ) છે; ખરૂં પૂણ્ય તો સુવર્ણના દાનનું જ છે અને અગ્નિરથ પુરાણમાં એમજ છે. પણ આ કળિયુગમાં દાનપૂણ્યપરથી શ્રદ્ધા ઉઠી નહિ જાય તેથી 'જથાશક્તિ' રૌપ્ય દાન કહેલું છે. કેમ મોટા એમ જ કેની ?' ભોટવાશંકરે ગબડવા માંડયું.

કૃપાળ એનું ને એના બાપનું: ચ્હીડ તો એવી ચ્હડી કે

આ ગપ્પી બ્રાહ્મણની ડહોણા જેવી પાઘડીપર એકાદું બેડું દહાડમ ઝાકું, પણ એમ કરતાં જો સૂત્રણું અગ્નિરથની મૂળ વાત મશ્કરી ઠરે તો! વળી આમ ફૂઇબા હતાં: કદાચ વારસામાંથી પણ નીખાલસ કરી નાખે તો ઓજ્જા! હવે તો પકડયું તે પકડયું એ તો એજ. તે સાથે એમી નિશ્ચય કે આ ગપ્પી બ્રાહ્મણને વધારેમાં વધારે એક પૈસાથી ફુટી બદામ પણ વધારે પામવા નહિ દેવી.

'ફૂઇબાને તો મારી બધી જ વાત મશ્કરી લાગે—'

'ચાલો હશે. એ મોટાં છે, આપણે નાનાં છઇએ છઇએ: એ તો કેની, મારૂં અગ્નિરથપુરાણ કોઇ ચોરી ગયું, નહિ તો અત્તર ઘડીએ લાવીને જીવકોર ભાભીને એ વાત દેખાડતે. 'ગતં નહિ શોચામિ.' હવે એમ કરજો મોટા, તમે મુંબઇ જાઓ કેની ત્યારે કોઇ આવતા જતા સાથે એકાદ નકલ—'

ઓત્તારી! આ તો 'લાધને બી દે ને કધામણ બી દે.' જેવી વાત થઇ.

'તેના કરતાં એમજ કરોની કે કોઇ શ્રદ્ધાળુ બહારગામ જવાનું જોશ જોવા બોલાવે કે લાગલુંજ અગ્નિરથ પુરાણના દાનનું મહાત્મ્ય ગાજો કે એના દાનથી અકસ્માત નડતો નથી, ગાડીમાંથી ટોપી કે પાઘડી પવનમાં ઉડી જઇ ઉઘાડે માથે મુસાફરી કરવી પડતી નથી, વળી આપણા ગાંસડાં પોટલાં બીજામાં તો શાના ચાલ્યા જાય પણ બીજાનાં આપણામાં આવી જતાં નથી, વગેરે વગેરે એટલે ધડોધડ અગ્નિરથપુરાણ અને તે કોઇ ચોરી નહિ જાય માટે તેને બાંધવાનો સોનેરી લેસવાળો રેશમી કકડો, વળી તે સાચવવાને એક ભંડારીઉં લાવી ઢો તેટલા પૈસા અને ફળફળાદિ ચાલ્યાં આવશે. હું મુંબઇ જાઉં ને વળી કોઇ સુરત આવનારૂં નીકળ્યું કે નહિ નીકળ્યું એ કડાકૂટ કરતાં આ સુતરો ઇલાજ—'

પણ હવે આ વાત તો ભોટવાશંકરને પણ મશ્કરી જેવી લાગી! હું શું કરૂં?

'તેના કરતાં એમ જ કહી દો ની, કે મારાથી એ પુસ્તક મોકલી શકાય એમ નથી કે ચાલ ભાઇ પોઇસ! હું મારે કોઇ બીજા પાસેથી મંગાવી લઉં!'

'ના, ના; એવું કાંઇ જ નથી: એમ કરનાં કાલે જરા જમવા આવો તો વહેલા આવજો, કે આપણે બે સાથે ફરીને સુરતમાં જ તપાસ કરીશું: બનશે તો એની હું બી તપાસ કરી રાખીશ. કેમ ફૂઇબા, ત્યારે કાલે એમને બ્રહ્મભોજન કરાવીશું ને?'

"હાસ્તો વળી, તું માનતો નથી ત્યારે શું કરીએ? બાકી મારા મનમાં તો એમ હતું, કે તું બે દિવસ અહીં વધારે રહે તો તારો ગાડીનો થાક બી ઉતરે અને સામો કાળ પણ નિરવત (નિવૃત્ત) થાય.'

'અરે નહિ રે જીવકોર ભાભી, તમે સાલા મુંબઇની હાઈસ-વાળા સાહેબોને ઓળખતાં નથી. એ લોકો તો એક દિવસ બી ચલાવી નહિ લે. પછી તો મોટાભાઇની જેવી મરજી.'

આમ આ લપસી જતી બાજી ભોટવાશંકરે સંકેલી લીધી અને આખરે "બ્રહ્મભોજન"નું ઠર્યું. દોષ--નિવૃત્યર્થે પૂજા કરવાના સામાનની ટીપ તેમણે ઉતરાવવા માંડી તે મેં લખી લીધી.

'તેત્રીશ નાળીએર–' ભોટવાશંકરનો પહેલો ધડાકો!

'શું કાંઇ નાશી જવાનો સોદો છે. જાઓ મારે તો પૂજા નથી કરાવવી.' ફૂઇબા ફફડયાં.

'પણ તેત્રીશ નાળીએર તો છેક ટંકાટંકનાં છે: એક પ્રજા-પતિનું, એક ઇંદ્રનું અને આઠ વસુ, એકાદશ રૂદ્ર, અને દ્વાદશ આદિત્યનાં મળી.'

'હવે એ બધું કંઇ નહિ. ત્રણ હોય તો લખાવો, નહિ તો બે દિવસ મોડાં જવાશે."

બળતા ઘરના દાંડા: ત્રણ નાળીએર પણ કયાં છે?

' તમારી જેવી શ્રદ્ધા: ચાલો આગળ. તેત્રીશ સોપારી, તેત્રીશ પાન, તેત્રીશ પૈસા; તરભાણું આચમનીનો ખરચ કરતા ના. એ તો હું જ લાવી દઇશ. તમે તમારે મને એના પૈસા રોકડા આપી દેજો. ગોળ, ઘી, ખાંડ, ચોખા, ઘઉં, બધી જાતનાં કઠોળ–'

આ બધાંને બદલે મેં ધૂળ, પત્થર, ઢેફું, રાખ, વગેરે લખી લીધાં.

' ચાલો ત્યારે કાલે બ્રહ્મભોજનને માટે વહેલા પધારજો. નોંતરાની વાટ જોતા ના. '

## ૧૦

## " શુદ્ધ બ્રાહ્મણીઆ " પૂજાપો

'હો, હો.' કરતા શાસ્ત્રીબુવાએ સાથરો ઉપાડયો. બીજે દિવસે ફૂઇબાએ મને ટીપ મુજબ સામાન લેવા મોકલ્યો, ત્યારે સૂચના કરી દીધી, કે જે લાવવું તે ટીપથી ત્રણ ગણું ઓછું. વળી પૂજાનો સામાન તો બધો 'બ્રાહ્મણીઆ જ' લાવવાનો : ફૂઇબાના શબ્દકોષમાં બ્રાહ્મણીઆનો અર્થ ' ગાગનો ખેખરો ' હતો ! બ્રાહ્મણીઆ પાન. એટલે ફેંકી દેવાના કાપલા; બ્રાહ્મણીઆ નાળીએર. એટલે પાણી વગરનાં સડેલાં સફાઇ ગોટા;' બ્રાહ્મણીઆ મુગટો, એટલે પહેલી ચોપડીના છોટીઆની નાનીશી ધોતલી ! ફૂઇબાની આ 'શ્રદ્ધાળુ કરકસર' ની મને સંપૂર્ણ માહિતી હતી, એટલે મને એમાં બીજી વાર કહેવું પડે એમ નહિ હતું, પણ આજે તો મારો દ્રઢ નિશ્ચય હતો, કે પૂજા બી થવી નથી તેમ બ્રહ્મભોજન બી થવું નથી. સવારના વહેલો ટીપ લઇ નીકળ્યો, એટલે હું સામાન લાવતાં છેતરાઉં નહિ, એમ કરીને કાકા મકનજીને પણ ફૂઇબાએ મારી સાથે વળગાડવા માંડયા.

' ઘટ્, ઘટ્; મકનકાકાને કંઇ તસ્દી આપવાની જરૂર નથી. તમે અને મકનકાકા મુંબઇ લાવવાના ગાંસડા પોટલા તૈયાર કરો, એટલામાં હું આવી પહોંચું છું. રસોઇનો સામાન હમણાં કહાડશો નહિ:

હું દખુશંકર રસોઇઆને પહેલો મોકલતો જાઉં છું, તે આવ્યા પછી કહાડજો.'

મુંબઇ જવાના ઉત્સાહમાં કાકા મકનજીએ મારી સાથે આવવાની જીદ કરી નહિ: એમને આજ તો મારા પર કંઇ કંઈ હેત છૂટે !

આટલું કહી આપણી સ્વારી ઉપડી. સામાન કેવો અને રસોઇઆ દખુશંકર કેવા ! હું તો સિદ્ધો ભાગા તળાવની મોટી સડક ઉપર આવેલા 'આર્ય ક્ષુધા દુઃખ નિવારક અને સુખ શાંતિ ગૃહ'માં ચા પીવા ગયો. ચા પી થોડી વાર 'ઇકડે તીકડે' અને 'ઇધર ઉધર' લટાર મારી, સ્વારી ઘર તરફ પાછી વળી. આજે જ ફુવાજી ગોલોક સીધાવ્યા હોય, તેમ સુક્કા સફરજન જેવું ડાચું કરી મેં સનાનના સમાચાર કહી સંભળાવ્યા:

'આજ તો સાલી દરેક ચીજ કંઈ મોંઘી કંઇ મોંઘી કે–'

'તે પછી તું લાવ્યો નથી ને?' ફૂઈબાનો જીવ મોંઘવારીની વાત સાંભળીને તળાઇ ઉડયો.

'અરે, ના રે ના; એમ તે કંઇ હું નાનો કીકો હતો કે? તમને પૂછ્યા વગર કેમ લવાય?'

'ચાલ, ત્યારે એમ કરજે: પૂજાનો સામાન ઘરમાં છે, તેટલો હું કહાડી આપું છું અને બાકીનાને માટે પૂજા કરતી વખતે 'સંકલ્પ' મૂકજે.'

'એના કરતાં આખી પૂજાનો જ આજે 'સંકલ્પ' મૂકી વળી કોઈ બીજા અનુકૂળ દિવસપર મુલ્તવી રાખીએ તો શું છે?'

'ચાલ, ત્યારે એમ કરજે. આજે ખાલી બ્રહ્મભોજન–'

'હા, એ તો કહેવાનું હું ભૂલી જ ગયો. આજ દખુશંકર આવી શકે, એમ નથી; કારણ એના સગામાં મૈયત થઇ છે, તે

આભડવા ગયા છે; હું બીજાને કહેવા જાઉં છું, એટલામાં ખબર મળ્યા, કે આજ તો શાસ્ત્રીબુવા પણ જમવા આવી શકે, એમ નથી; કારણ મરનાર એમના પિત્રાઇ થાય છે, એટલે કદાચ એ પણ આભડવા ગયા હશે. એમને તો સનાન ને સુતક બન્ને.'

'ત્યારે હવે કેમ થશે? આજે મુંબઇ કેમ જવાશે?'

'તે મુંબઇ જતાં શું થયું? બ્રહ્મભોજનનો પણ સંકલ્પ મૂકયો, કે પછી બધા જ દોષોની નિવૃત્તિ.'

'હા, હા; એ ઠીક રસ્તો દેખાડયો. આજે બ્રહ્મભોજન અને પૂજાનો સંકલ્પ મૂકી, મુંબઈથી આવ્યા પછી તારા ફુવાનું શરાધ બરાધ આવશે, તે વખતે ભેગાભેગું એ બધું કરી નાંખીશું.'

૧૧

## મ્હોબતે મિષ્ટાન્ન!

ચાલો; એક બાજુની તો ઘડી વળાઇ રહી. હવે ફકત ભોટવાશંકરને સમજાવવાનું રહ્યું. આશરે નવ વાગતાને સુમારે ભોટવાશંકરની સ્વારી ઘર તરફ આવતી દેખાઇ. નોંતરું તો ફકત એમને એકલાને જ હતું, તોપણ એની સાથે એનો ભાણેજ, ભત્રિજો અને પાડોશીનો છોકરો, એમ ત્રણ 'પેસેંજર' હતા. બીજે દિવસે એમને દશ વાગ્યાનું નોંતરું દીધું હોય તો શાસ્ત્રીબુવાની સ્વારી બીજા પાંચ છના સાજન માજન સાથે બપોરના એક વાગે પધારે, પણ આજે વહેલા આવ્યાના ચમત્કારની ફઇબાને સમજ પડી નહિ. એ સમજ્યા કે શાસ્ત્રીજી 'ના' કહેવા આવ્યા હશે.

'પધારો પધારો શાસ્ત્રીજી, કંઇ ખબર પડી કે?' મેં તાણામાં વાણો પૂરવાની શરૂઆત કરી.

'ના ભાઇ શાની ખબર?'

'આજે બહુ જ ખોટું થઇ ગયું છે. તમારા પિત્રાઇમાં આજે મૈયત—'

દાસ્તાને ફઇબા



" હં...હં, જો જો–નામ નહિ દેતા...બધો સામાન ગગડશે. "

( પા. ૩૧ )

'હં, હં, જોજો નામ નહિ દેતા : પિત્રાઇમાં છે એટલે સ્નાન ને સૂતક બન્ને હશે. માટે નામ દઇ દેશો તો બધાં લૂગડાં બોળવાં પડશે અને તમારો બધો સામાન બગડશે.'

'સામાન તો કંઇ લાવ્યા નથી, કેમકે મેં ધાર્યું કે તમે આભડવા જશો એટલે જમવા નહિ આવી શકો; કેવું કાજગરૂં મરણ ! અમારા જેવા પારકાને ગળે ખાવાનું નહિ ઉતરે તો તમારો તો પિત્રાઇ !'

અરરરર ! બિચારા ભોટવાશંકરનું ડાચું !!! મારાં ફૈબાને દયા આવી.

'પૂજાનો ને બ્રહ્મભોજનનો 'સંકલ્પ' આજે મુકાવો અને તમારા આ ભત્રિજા પાસે જે ઇચ્છા હોય તે કરાવીને જમતા જાઓ. બીજું શું કરશો ?'

'હાસ્તો, બીજું શું કરીશું' ભોટવાશંકર નિઃશ્વાસ નાખતા બોલ્યા. 'પણ ભાઇ, અમારા પિત્રાઇમાં તો આજકાલ કોઇ માંદું હોય એમ સાંભળ્યું નહિ હતું.'

'આજના કલિકાળમાં અનેક જાતના પાપાચારને લીધે ટપકીઆં મોત બહુ વધી પડયાં છે, એટલે મરતાં પહેલાં રોગ થવો જ જોઇએ એ નિયમ હવે રહ્યો નથી. અરરર ! કેવું કાજગરૂં મરણ ! અમારૂં કાળજું વીંધાઈ જાય છે તો તમે સાંભળશો ત્યારે તો શુંનું શું કરી નાખશો. હરિ ! હરિ !'

'જથારથ છે, પણ હમણા નામ ના બોલી દેતા. ચિઠ્ઠીમાં લખી આપજો કે કાલ પરમ સ્નાન કરી નાખીશું.'

મારે પણ એજ જોઇતુ હતું

'ત્યારે હવે આપણે અગ્નિરથપુરાણ લેવા નીકળીશું ?'

'જહનમ–ના રે ભાઈ રસ્તામાં કોઇ ડાઘુ બાઘુ મળી જાય તો

આજે સપરમે દહાડે સ્મશાન ધસડાવું પડે : આજનો દિવસ તો ઘરમાં કહાડી નાખવો પડશે.'

મારે પણ એ જ જોઇતું હતું. આજનો જ--ફક્ત આજનો જ દિવસ એ ઘરમાં રહે એટલે પત્યું.

'ત્યારે શું બનાવીશું મોટાભાઇ આજે?'

'દાળ ઢોકળી બનાવો દાળ ઢોકળી! ઘણા દિવસ થયાં ખાધી નથી તે અમે પણ ખાઇશું. અરરર! પણ શું કાજગરૂં મરણ! મિષ્ટાન્ન તો અમારે ગળે નહિ ઉતરે. તમારો તો પિત્રાઇ!!! દાળ ઢોકળી જ બનાવો.'

ધરતીકંપનો આવો સખત આંચકો ભાગ્યે જ નોંધાયો હશે. 'દયા દયા!' તે બ્રાહ્મણની આંખો બોલી ઉઠી.

'પણ હું શું દયા કરૂં? મારો નિશ્ચય તો એમને જમાડવાનો જ નહિ હતો, છતાં દાળ ઢોકળીનીએ દયા કરૂં છું તે ફુઇબાની બ્હીકે' મારી આંખોએ જવાબ વાળ્યો.

બ્રાહ્મણની આંખો ફુઇબા તરફ વળી.

'હારતો. પિત્રાઇમાં મરણ થાય તે મૂવા મિષ્ટાન્ન તે કેમ ગળે ઉતરે?' ફુઈબાની આંખોએ જવાબ દીધો એટલે શાસ્ત્રીજીએ કેશરીઆં કીધાં, કારણ કે નહિ તો દાળ ઢોકળીમાંથીએ રખડવાનો સોદો હતો.

'ચાલ બચ્ચા નાનકા, ત્યારે બનાવી દે દાળ ઢોકળી' ભોટવાશંકરે અવાજ કીધો. એના કરતાં તો ફાટું ઢોલ:પણ મોટો અવાજ કરે.

'દાળ ઢોકળી તો બા ભારે પડે' એમ કહી પાડોશીનો છોકરો અને ભોટવાશંકરનો ભાણેજ ચાલતા થયા.

'ચાલો આમ જુઓ ત્યારે, રસ્તે જતાં આડું અવળું જોશો નહિ, અને એમ કરતાં ન્યાતમાં થએલી ગડબડની વાત ખબર પડે તો ઘરમાં કોઇને એકદમ અભડાવી મારશો નહિ. ઘરમાં કોઈ પૂછે કે જમ્યા વગર કેમ પાછા આવ્યા, તો કહેશો કે મામા આવીને બધી

વાત કરશે. આ બધું કહું છું તે યાદ રહેશે કે ? નહિ તો યાદ રાખજો, બરડો જ ભાગી નાંખીશ. '

છોકરાઓ ગયા. ફઇબા તો મરજાદી, એટલે એમને કોઇના હાથની રસોઇ ખપે એમ નહિ હતી. બાકીમાં રહ્યા હું, ભોટવાશંકર અને નાનકો.

બે કલાકમાં રસોઇ તૈયાર થઇ ગઇ. શાસ્ત્રીબુવાનો જીવ એમના પિત્રાઇમાં થયલા મરણની વાત સાંભળીને કે કોણ જાણે કેમ એવો ઉદાસ થઇ ગયો હતો કે એવા ઉદાસ જીવે ખાવું એ વૈદક નિયમાનુસાર એમને માટે ઝેર જેવું હતું.

મારાથી એમને વૈદક નિયમનો ભંગ કરતાં બચાવી શકાશે કે ?

કહે છે કે ઇશ્વર ખરા અંતરની સ્તુતિ સાંભળે છે, ઘણે વખતે એ પ્રયોગ આજે કરવાનો મને પ્રસંગ પ્રાપ્ત થયો અને મેં સ્તુતિ કરી.

વ્હાલા વેગે આવો રે—દયા દિલે લાવો રે—
ભીડું મારી ભાગવા હો જી.
નહિ આવો તો છાનાં ઉઘાડું બધાં છિદ્ર,
વ્હાલા નહિ આવો તો--ઓ--ઓ--

આ ભજનીઉં આગળ નહિ આવડતું હતું તેથી આટલું બોલી મેં મનમાં ન–ન–ન–ન કરવા માંડયું.

ભોટવાશંકર જમવા બેઠા. મને પણ લાકડાંની આડ કરી જમવા બેસાડી દીધો. નાનકાએ પીરસવા માંડયું. મારી થાળીમાં એ દાળ ઢોકળી પીરસતો હતો એટલામાં બે હાથે ' બસ બસ, બહુ થઇ ' એમ કરતાં મારા હાથની ઝટક એની પીતાંબરીને લાગી. જાણે કંઇ જાણતા નથી એમ કરી, એ તો રસોઇખાનામાં ધસી બીજી દાળ બાટી કહાડવા લાગ્યો. એ ગમે તેમ કરે, પણ હું તો ધરમનો સમજવાવાળો મૂવેલોની, એટલે મારાથી એ ખમી શકાયું નહિ.

'આખી રસોઇ અભડાવી મારીને?'

'હેં–એં–એં ભાઇશાબ?' શાસ્ત્રીબુવા રડવા જેવા થઇ ગયા. બાટીનો દણુસો મારતા હતા તે રહી જઇ વાંકાસેલે ડાચે મને ભોપવા લાગ્યા.

'હેં! શું આ તમારા નાનકાએ બધી રસોઇ અભડાવી મારી! હજી તો હું કહેવા જાઉં છું કે જો ભાઇ, મારા હાથની ઝટક તારી પીતાંબરીએ લાગી છે તે હવે રસોઇમાં ના જતો, પણ નશીબમાં એટલી દાળ ઢોકળીએ નહિ, તે કેમ મિથ્યા થાય?'

'ટે જડા પીટાંબડી લાગી ગઇ એટલામાં અભડાઇ ગયા તું?'

આ નાનકો મારો બેટો જ્યારે આવે ત્યારે મૂંગો મરી રહેતો. આપણે જાણતા કે શું સાલેસ છોકરો છે! પણ નહિ, આજે એ ભેદ ખુલી ગયો. એ તો કંઇ બોબડો નીકળ્યો!

'ભાઇસાહેબ, તમારે જમવું હોય તો ખુશાથી જમો, પણ મારાથી એ ધરમવટાળ ખમી નહિ શકાયો તે આટલું બોલવું પડ્યું.'

'નહિ રે નહિ, મોટાભાઇ! એમાં તમારો વાંક ન'ી. એ નફ્ટ નાનકો જ્યાં જાય છે ત્યાં એવો જ ઓધો વાળી આવે છે. ચાલો આજનો દિવસ એવો.'

'ટે વડી ધાણી ધોઇને ધતક માડી ને હવે તાતાજીને ધુતું થમધાવોથો.'

'હા, હા; મેં જાણીજોઇને ઝટક મારી ને હવે ભોટવા–હા તારા કાકાજીને જુઠું સમજાવું છું! મારે અને તારા કાકાજીને વેર

હતું ને!' હવે શાસ્ત્રીજી, આ તમારા નાનકાને કહેવું હોય તો કહેજો. એ તો ઠીક છે કે, એ મને એમ કહે છે; પણ નામદાર બ્રિટીશ સરકાર સામે એવો આરોપ મૂકશે કેની, તો કોઇ વખત રાજદ્રોહના ગુન્હામાં આવી જશે!!!'

નાનકો બોબડો અને રાજદ્રોહનો ગુન્હો ! મારી પણ શી અક્કલ છે! બાપું છું ત્યારે બધું સામટું જ! પણ આની અસર નાનકાના તાતાજીપર જબરી થઇ. એક બે ગરમ ગરમ ટોકળી લઇ એમણે નાનકાના ખુલ્લા શરીરપર એવા તો જોરથી મારી કે એ તો ' ઓ બાપ રે ' કરતો રસોઇખાનામાંથી મુઠ્ઠી વાળીને નાઠો. હાથ તથા બાટીવાળું શરીર જેમ તેમ ધોઇ કપડાં પહેરી 'દખણા' લીધા વગર એણે તો ચાલવા માડયું.

'ઉભો રહે ઊભો, દખણા લાધા વગર ક્યાં ચાલ્યો ?' શાસ્ત્રી-બરાડી ઉઠયા.

પણ એ સજાતનો દીકરો નાનકો ઉભો શાનો રહે ? ઉભો રહ્યો હોત તો હું કયાં મરી ગયો હતો ? શાસ્ત્રીએ પણ ખાધા વગર હાથ ધોઈ નાખ્યા.

'મારો જીવ એવો બળે છે, પણ શું કરૂં ? ' મેં વિવેક કીધો.

એટલામાં મારાં ફુઇબા ઠાકોરની સેવામાંથી આ ગરબડ સાંભળી બહાર નીકળી આવ્યાં. મેં એમને ધીરજથી બધી સમજણ પાડી. ભોટવાશંકર અને ચિરંજીવી નાનાભાઇ જેવા બ્રહ્મચારી બ્રાહ્મણોને વાણીઆમાં વટલી જતા મેં અટકાવ્યા એ બીનાએ મારા ધર્મજ્ઞાન માટે એમના મનમાં ઉંચો વિચાર બેસાડયો.

'ચાલ ત્યારે જમી ઉઠીને શાસ્ત્રીને દક્ષણા આપ, હુ પાછી સેવામાં જાઉં છું. હમણા તારી કનેથી આપજે, પછી માગી લેજે.'

જમી રહીને શાસ્ત્રીજીને મેં દક્ષણા આપી. આજ કેટલા દિવસથી એક ખોટું દહોડીઉં મારા ખીસ્સામાં અફળાયા કરતું હતું, તેનો મેં આજે ધર્મના કામમાં સદુપયોગ કરવાનો વિચાર કીધો.

' મોટાભાઇ, આ પૈસો તો નહિ ચાલે."

' તમે બી શાસ્ત્રીજી ધરમની ગાયના દાંત જુઓ છો તો ! પૈસાને શું થયું છે ? રાતની વખત જેચંદ દુધવાળાને ત્યાં સેરવી

દેજોની કે પત્યું. એમ કરતાં નહિ ચાલે તો હું મુંબાઇથી પાછો આવું ત્યારે બદલાવી જજો હાલ તો મારી પાસે કંઇજ છૂટું નથી.'

મહા મહેનતે મળેલો ખોટો પૈસો મેં એને આપ્યો, તે એ વિચારથી કે એ પૈસો મને પાછો આપશે અને કહેશે કે 'હમણા કંઇ છૂટું નહિ હોય તો પછી આપશો.' પણ આ વખત હું છેતરાયો. અત્યાર સુધીનો બધો નાટક મારી મરજી મુજબ ભજવાયો, પણ આટલામાં જ મેં થાપ ખાધી. દેશને અધોગતિએ પહોંચાડનાર અને આખા બ્રાહ્મણ-વર્ગને નામોશી લગાડનાર આવા ધૂર્ત બ્રાહ્મણને એક ખોટો પૈસો પણ આપવો તેમાં પાપ છે, એમ હિંદુશાસ્ત્રો કહે છે, અને અમે સુધારાવાળાઓ તો બ્રાહ્મણ જેવું માનતા જ નથી, એટલે કાલર 'નેકટાઇ'માં વાપરવાના પૈસા એ વેદીઆઓને આપવામાં અમે પાપ સમજીએ એમાં તો નવાઇજ શી!

શાસ્ત્રીજી સીધાવ્યા. ફૈબા જો સેવામાં નહિ હોત તો શાસ્ત્રીજી પાકું સીધું પામતે: તેમ એમનાથી હવે ફૈબા સેવામાંથી નીકળે ત્યાં સુધી થોભાય એમ પણ નહિ હતું: કારણ કે મિષ્ટાન્ન ઉડાવવાનાં હોય તેને આગલે દિવસે યજમાનના હિસાબે ને જોખમે નાનકાના તાતાજી' 'ગોકળઅષ્ટમી' કરી નાખતા. આ મુજબ એક તો ભૂખ્યું પેટ, તેમાં વળી 'બનામે યઝદ' જેવા શરીર સાથે વેર જઇ રસોઇ કરવાની! ફૈબાનો 'સંકલ્પ' શાસ્ત્રીજીને યાદ નહિ રહ્યો–કદાચ ભૂખે પેટે ભૂલી જવાયો હશે; મને તે યાદ હતો પણ બનવાજોગ છે કે ભરેલે પેટે તે મારાથી છેલ્લી ઘડીએ ભૂલી જવાયો હોય.

શાસ્ત્રીજી ગયા એટલે હું કપડાં પહેરી આજે સુરતમાં છેલ્લો દિવસ હોવાથી બાકી રહેલા મિત્રોને મળવા નીકળી પડયો.

## ૧૨

## યોગાભ્યાસનો અખતરો

મારી શાળાના સર્વ મિત્રોમાં મને ચંદ્રકાન્ત નામના એક

મિત્ર માટે ઘણું માન હતું. તે પંજાબી જેવા ઉંચા, માંસાળ અને ગુલાબી ગૌર વર્ણના હતા. ગર્ભશ્રીમન્ત હોઇ શ્રીમન્તાઈના ગર્વનો લેશ પણ અંશ એનામાં નહિ હતો. જાતે બ્રાહ્મણ હતા, અને મુંબઇની એલ્ફીન્સ્ટન કૉલેજમાંથી બી. એ. ની ઉપાધિ મેળવી હતી. આ મુજબ સ્વાભાવિક વિદ્વતા અને કૃત્રિમ કેલવણીનો સંયોગ એમનામાં 'સોનું ને વળી સુગંધ' જેવો લાગતો હતો. વેદાંતનો પ્રૌઢીવાદ એમને બહુ પ્રિય હતો. આ પૃથ્વિ ઉપર જે જે ધર્મો, સંપ્રદાયો, પંથો, સમાજો થઇ ગયાં–છે–અને થશે તે સર્વનો મનુષ્યની પ્રગતિમાં મોટો ફાળો છે એમ તેઓ ખરા અંતરથી માનતા. આ પરમ સહિષ્ણુતાના પરિણામરૂપે એમની આસપાસ જુદા જુદા માર્ગે જનારાં મનુષ્યો ભેળાં થતાં. મારા જેવા સુધારાવાળા, બ્રહ્મોસમાજી. આર્યસમાજી, શૈવો, વૈષ્ણવો, વેદાંતિ, યોગાભ્યાસી વગેરે એમની સાથે ગાઢ પરિચયની આકાંક્ષા રાખતા. ચંદ્રકાન્ત અત્યંત શાંત સ્વભાવના હતા. 'નિષ્કામ કર્મ' એ એનો મુદ્રાલેખ હતો. નિર્વિકલ્પ સમાધિની ઝાંખી એમને થઇ હશે એમ તેમના બોલવાપરથી જણાતું હતું. ચિરકાલના યોગાભ્યાસથી એમને ઋતંભરા–સૂક્ષ્મ વસ્તુના સત્યને ઓળખવાવાળી–બુદ્ધિની સિદ્ધિ પ્રાપ્ત થઇ હતી. પ્રાણ વિનિમય—મેસમેરીઝમના પ્રયોગો એમના હાથના મેલ હતા. ઘણા રોગો માર્જનથી, હાથના સ્પર્શથી કે ખાલી સંકલ્પથી એ સારા કરી શક્તા હતા. બનતાં સુધી રોગી પોતાની મેળે જ સારો થાય-उद्धरेदात्मनात्मानम्–એ મહાવાકયનું સ્વારસ્ય સમજતો થાય તેમ એ જુદા જુદા યોગાસનોનો રોગીઓને અભ્યાસ કરાવતા. રકતની અશુદ્ધિ અને તેથી થતા અનેક ઉપદ્રવોનો નાશ કરવા એ પદ્માસન, સિદ્ધાસન કે સ્વસ્તિકાસન શીખવતા. અસ્વાભાવિક વિર્યપાતના વ્યાધિના અટકાવને માટે વૃક્ષાસનનો અભ્યાસ કરાવતા, વાયુના રોગવાળા પાસે પશ્ચિમતાન કરાવતા, કફવિકાર

ઉપર ધોતી ગળાવતા, શરીરનો કચરો સાફ કરવા બસ્તી (એનીમા કે ડુશ) આપતા. કોઇ અધિકારી જીવને પ્રાણાયમ પણ શીખવતા. પ્રાણાયમના સર્વ પ્રકારોમાં 'ભસ્ત્રિકા કુમ્ભક'ને એ બહુ પ્રશસ્ત ગણતા હતા. 'મહાશય મને એક કુમ્ભક નહિ શીખવો ?' મેં એક દિવસ એમને કહ્યું

'તમારો સ્વભાવ કંઇક ઉતાવળિયો છે, અને યમ નિયમ સિદ્ધ કરી વિવેક વૈરાગની દ્રઢતા કીધા સિવાય પ્રાણાયમના અભ્યાસથી તમને કંઇ વિશેષ લાભ થવાનો સંભવ નથી.'

ઘણા દિવસની આરજુ ભરેલી વિનવણી પછી: મને એમણે એ કુમ્ભકની રીત શીખવી અને કહ્યું: શનૈઃ શનૈઃ આગળ વધજો; ઉતાવળમાં ઘણું જોખમ છે. વળી પ્રાણ સાથે--વિજળીની જીવતી 'બેટરી' સાથે--કામ લેવાનું છે: સમજી સમજાવીને કામ લેશો તો ગુલામ છે, નહિ તો શયતાન છે. આહારવિહારમાં સાત્વિકતા તેમજ મધ્યમપણું જાળવજો. પ્રાણાયમ કરવાનું સ્થળ સ્વચ્છ, રમણિય અને એકાન્ત હોય તો જ તે નિર્વિઘ્ને થઇ શકે છે એ સ્મરણમાં રાખજો. સ્વચ્છતા—શરીર અને મનની સ્વચ્છતા હરકોઇ પ્રકારે જાળવજો. પાટલા ઉપર દર્ભાસન, દર્ભાસન ઉપર મૃગચર્મ અને તે ઉપર ઉન કે રેશમનું વસ્ત્ર પાથરી પ્રાણાયમ કરવા તે ઉપર બેસજો. ટુંકમાં દરેક વસ્તુમાં મધ્યમપણું જાળવજો અને મનને નીચી ભૂમિકામાં રસળતું કોઇ પણ પ્રયત્ને અટકાવજો. ફરીથી યાદ રાખો કે ઉતાવળમાં જોખમ છે, માટે ઉતાવળ કદીએ કરશો નહિ. આ બીના જેમ યોગમાં ખરી છે તેમ બીજા સાધારણ પ્રસંગોમાંયે તેટલી જ ખરી છે.'

થોડા દિવસ ભસ્ત્રિકા કુમ્ભકનો અભ્યાસ મેં ચંદ્રકાન્તને ત્યાં એમની સમક્ષ કીધો, અને પૂરક રેચક, કુમ્ભક તેમજ મૂલબંધ, જાલંધરબંધ અને ઉડ્ડિયાનબંધ બરાબર થવા માંડતાં મેં એ અભ્યાસ મ્હારા ઘરના માળીઆ ઉપર એકાંતમાં કરવા માંડયો. થોડાએક સમય

પછી ધીમે ધીમે મારી અધીરાઈ વધવા લાગી. ધ્રુવજીના તપે ત્રણુ દિવસમાં ઇંદ્રાસન ડોલવા લાગ્યું હતું અને તેથી ગભરાઇને ઇંદ્ર મહારાજે ધ્રુવજીને ચળાવવા ઉર્વશી અપ્સરાને મોકલી હતી-જ્યારે હું બોથડ આજ મહિનાઓ થયાં તપ કરૂં છું તોયે ન ઇંદ્ર, ન ઉર્વશી!

## ૧૩
## ઉર્વશી? નહિ રે, "બેસ્તરિકા પ્રણામ!"

એક દિવસ મને સળેખમ હતું છતાં પ્રાણાયમ કરવા બેઠો. રેચકપૂરક કરતાં શ્વાસ જરા જોરથી બોલતો હતો. વચ્ચે વચ્ચે નાકમાંથી લીંટ નીકળતું હતું, તે ધોતીએથી લૂછતો જતો હતો. છેલ્લા પૂરકને અંતે જરા જોરથી શ્વાસ લેતાં મ્હારૂં મગજ ભમવા લાગ્યું-ઇંદ્રાસન ડોલવા લાગ્યું. મને લાગ્યું કે હવે ઇંદ્ર ગભરાશે અને લાગલી જ ઉવર્શીને મોકલશે.

અહા! તે જ-તેનાં જ પગલાં દૂરથી-ઘણે જ દૂરથી મારી તરફ આવતાં સંભળાતાં હતાં. દરેક પગલું જાણે દૈવી સંગીતને ઠેકા આપતું નાચતું હોયની! પણ તે મધુર મુખચંદ્ર! અલબત મૂખ તો અદ્રશ્ય હતું પણ ખાલી પગલાં સંભળાતાં હતાં. દેખાશે, તે પણ દેખાશે. શનૈઃ શનૈરુપરમેત્! બધું ધીમેધીમે.

દરેક પળે તે ઠેકાદાર પગલાંનો સંગીતમય અવાજ પાસે ને પાસે! હવે ધીરજ રહે એમ ન હતી. પળે પળે મ્હારાં ગાત્રો અર્જુનની માફક ઢીલાં થતાં હતાં, મુખમાં શોષ પડતો હતો અને મીંચાયલી આંખોમાંથી પાણી ઝરતાં હતાં. અહા! તે મધુર મુખચંદ્ર ક્યારે દેખાશે? ધીરજ નહિ રહેતાં ગુંગળાતે અવાજે મારાથી બોલી દેવાયું 'અયિ પ્યારી ઉર્વશી!'

જરા નાકેથી વાંચજો-અરે બોલજો હં કે!

'એ તો મુવા હું તારી ફોઇ.'

હા–આ–આ–ટ–છી ! જાલંધરબંધ છોડી ટાંટીઆને સરખાં કરી બે હાથને પાછળ નાંખી હાંફતો હાંફતા હું તો ફુઈબાને જોઇ જ રહ્યો. 'અયિ પ્યારી ઉર્વશી'ના કાનમાં ભણકારા વીંઝાતા મને હવે ઉભટી થવાની ધારતી લાગતી હતી ! હા–આ–આ–ટ છી' !

'આ તું શું ઢોંગ લઇને બેઠો છે ? આજ કેટલા દિવસ થયા ખાતો નથી, પીતો નથી અને વખત બેવખત આંખો મીચીને બસ નાકેથી લીંટ નસીંગ્યા જ કરે છે, તે છે–એ–શું, તે તો કહે ?'

'એ તો છે કેની તે આપણે લઇને તમને કહું કે ભ–ભ–ભસ્ત્રિકા પ્રાણાયમ.'—

'ભેસતરીકા પ્રણામ ? મુવા હજામ, મને કાંઇ નાની છોકરી બોકરી સમજ્યો શું ? તારાં માબાપ મરી ગયા પછી તને ખવાડી પીવાડી ઉછેર્યો તે આમ કરવા વાસ્તે કે ? ચાલ લીંટ લૂછી નીચે આવ, નહિ તો તારા ભેસતરીકા પ્રણામ અવળા કઢાડી નાખીશ.'

અને ખરેખર મેં જો કાંઇ બીજી ગરબડ કીધી હોત તો એક ભૂવાને બોલાવી ફુઇબાએ લીમડાના ઝાડુથી મારા 'ભેસતરીકા પ્રણામ' અવળા કાઢી નાખ્યા હોત ! પણ આવી વખતે 'ચૂપં ચૂપે ચૂપામિ'નું રહસ્ય હું સારી રીતે સમજતો હોવાથી એવું કાંઇ થયું નહિ, પણ ફુઇબાએ ભોટવાશંકરને બોલાવી જોશ તો જોવડાવ્યા જ કે મારાં વેશવાળનો જોગ કયારે હતો !

મેં ચંદ્રકાન્તભાઇને બનેલી બીના કહી સંભળાવી, ત્યારે મોં મલકાવી એ બોલ્યા, 'અધીરાઇ–બીજું કાંઇ જ નહિ. આર્યશાસ્ત્રો ઉપર અશ્રદ્ધા કરાવનાર આ પાશ્ચિમાત્ય કેળવણીના ફલરૂપ અધીરાઇ જ છે. એ જે હો તે હો. આપણા શાસ્ત્રોમાં અધિકાર પ્રાપ્ત કીધા સિવાય મેળવેલું જ્ઞાન ભયંકર છે એમ જે કહે છે તે આમ જ.'

એ આમ હો કે તેમ હો, પણ એટલું તો ખરૂં જ છે કે 'ભેસ્તરીકા પ્રણામ' કરતાં મને નડેલા છેલ્લા અકસ્માત પછી આર્ય-

શાસ્ત્રોપરની મારી અર્ધખોખરી શ્રદ્ધા પણ ખોખરી થઇ ગઇ! આ પછી મેટ્રીકની પરીક્ષા આપવા મારૂં મુંબઇ આવવાનું થયું. ગોખણુ-પટ્ટીએ પરીક્ષામાં કાંઇ યારી આપી નહિ, તે તો જાણે ઠીક, પણ મધરાતના દીવા બાળી બાળીને કીધેલાં વાંચનથી શરીર સુક્કી શેરડી જેવું થઇ ગયું તે નફામાં! ગળે દોરડું વીંટાળી કે દરિયામાં, કૂવામાં યા તે નહિ તો છેવટ ગરમ ચ્હાના પ્યાલામાં ડુબી મરી, આપઘાત કરવાની હિમ્મત નહિ હોવાથી મેં ફરીથી મેટ્રીકને માટે તૈયારી કરવા માંડી. નિરાશા અને ફુઇબાના ધપ્પાચે મને બીજે વરસે કોઇ પણ રવેશે પાસ થવા ઉશ્કેરી મૂકયો હતો. અંતે આ મેટ્રીકની ખાઇમાં બીજી વખત ડૂબી નહિ મરતાં મેં તે સહીસલામત પસાર કીધી. હવે મારા વિવાહની વાતો શરૂ થઇ. ફુઇબાને તો 'મારા મોટાને' માટે ઇંદ્રની 'અપસરા' લાવવી હતી, પણ ન્યાતમાં કંઇ એવી 'અપસરાઓ' ઝાઝી હતી નહિ. જ્ઞાતિજમણ થવાનું હોય ત્યારે ફુઇબા મને હાથે સોનાનાં કલ્લાં, ગળામાં હાંસડી અને કેડે સોનાનો કંદોરો પહેરવા આપતાં. મારો ખુબસુરત ચ્હેરો-આ ઘરેણાં ગાંઠાં અને છેવટ મારૂં ભણતર એ સર્વને લીધે જ્ઞાતિની 'અપસરાઓ'ની માતા-ઓનો ડોળો મારાપર કંઇક વિશેષ હતો. પણ મેં તો મનમાં ગાંઠ મારેલી કે 'પરણવું તો પેલા મુંબઇવાળા ડોકટરસાહેબની પુત્રી ઉર્વ-શીને જ.તે હાલ અંગ્રેજી ચોથા ધોરણમાં હતી. ઇંદ્રની ઉર્વશીને લજાવે એવી ડોકટરની ઉર્વશીની ખુબસુરતી હતી-કંઇ નહિ તોયે મને તો એમજ લાગતું હતું. મારાં ફુઇબાની મરજી પણ આમ જ ઉતરવાની હતી, પણ જાહેરમાં 'ટંગડી નીચી' નહિ પડી જાય માટે એ એમ જ બોલતાં કે 'આ મારા મોટાને માટે એનાં ઘણાંએ માગાં આવે છે પણ એ અંગ્રેજી ભણેલી ચેલકીને તો ઝુલફાં રાખવા જોઇએ, બૂટ મોજાં પહેરવા જોઇએ અને બધું તૈયારી પર જોઇએ, તે આપણે તો બા સાફ ધસીને ના પાડી.'

આ સાંભળીને મારો જીવ તો તળેઉપર થઇ જાય. ફૂઇબા-પર મને ક્રોધ તો એવો ઉપજતો કે એ જેમ મારી 'ભઠ્ઠી બગાડી' નાખે છે તેમ કોઇ વખત હું એનીયે 'ભઠ્ઠી બગાડી' નાખું ત્યારે જ ખરો; પણ ફૂઇબા તો પરણી પસ્તાઇને પરવારીયે ગયાં છે એમ જ્યારે યાદ આવતું ત્યારે આ એની 'ભઠ્ઠી બગાડી' વેર લેવાનો વિચાર માંડી વાળતો !

મેટ્રીકની પરીક્ષા પસાર કરી કોલેજનો અભ્યાસ આગળ વધારવા મને મુંબઇ રહેવાનું થયું. હું વીલસન કોલેજમાં દાખલ થયો અને રહેવાનું 'કોલેજ કવાર્ટર્સ'માં રાખ્યું. ફૂઇબાની બ્હીકે સુરતમાં બહારનો આચરકુચર કચરો ખવાતો નહિ તે અહીંઆં કોઇનો હાકો તોકો નહિ રહેતાં પેટમાં હોમાવા લાગ્યો. ચાર પાંચ વખતની આર્ય વિશ્રાંતિગૃહોની ગંદી ચ્હા અને કાંદાનાં ધામસેટીઆ ભજીઆં ઇરાનીનાં રેસ્ટરાંઓ'ના 'કોલ્ડ્રીંક્સ' માંડી રાત સુધીના વાંચનથી થતા ઉજાગરા અને તેને લઇને શરીરમાં થતી તોડને લીધે કોઇપણ જાતની કસરત કરવા તરફ અણગમો--આ કારણોથી મારાં શરીરની સત્યાનાશી વળી ગઇ. છ મહિના મને ગરમીએ પુષ્કળ હેરાન કીધો પણ પછી રફતે રફતે મુંબઇનું પાણી મને માફક આવતું ગયું. અલબત્ત મુંબઇમાં જ્ઞાતિજમણમાં તેમજ બીજે ઉર્વશીની સાથે 'દ્રષ્ટોદ્રષ્ટ' મળવાના ઘણા સંજોગો બન્યા હતા એ કહેવાની કંઇ જરૂર નથી.

પ્રીવીઅસમાં હું પ્રથમ પ્રયાસે પાસ થયો, પણ ઇન્ટરમાં નાપાસ થતાં મેં ભણવાને તિલાંજલિ આપી. કોલેજમાં આવ્યા પછી મારા વિચારો ઘણા આગળ વધી ગયા હતા—એટલા બધા કે ફઇબાના 'ક્રીચન રીલીજીઅન' સાથે મારા વિચારોનું સામ્ય થવું હવે બહુ જ કઠીન હતું. આથી મેં મુંબઇમાં જ નોકરી લેવાનો વિચાર કીધો. બબ્બે મહિનાને આંતરે ચાર ચાર નોકરી છોડયા પછી આખરે હું એક ઇટાલીઅન પેઢીમાં પચાસ રૂપિઆને પગારે થાળે પડયો ! પ્રસં-

ગોપાત સુરત આવવાનું થતું, ત્યારે અલબત્ત હું મારા આચારવિચારો ફૂઇબાને અનુકૂળ રાખતો; તેનું કારણ માત્ર એટલું જ કે એ વૃદ્ધ બાઇને આટલી વયે કોઇ બીજા વારસની શોધ કરવાનો શ્રમ ઉઠાવવો નહિ પડે–એટલીયે એમની ચાકરી આપણાથી નહિ બને તો આપણે એના ભત્રિજા શાના ? કેમ બોલતા નથી ?

ભૂતકાળ હંમેશાં ગમ્ભીર હોય છે, એટલે એ ગંભીર ભૂતકાળને પડતો મૂકી આપણે હવે વર્તમાનમાં આવીશું ?

'કેમ ચંદ્રકાન્તભાઈ કેમ છો ?' મેં ચંદ્રકાન્તના ઓરડામાં દાખલ થતાં કહ્યું. અહા ! તે જ કસરતી શરીર–તે જ શાંત આનંદી મૂખ–તે જ ભભકભરી આંખો !

'ઓહો ! આવો આવો, ક્યારના આવ્યા છો ?' ચંદ્રકાન્તે ઉભા થઇ મારો હાથ પકડયો.

ચંદ્રકાન્તના અભ્યાસ કરવાના દીવાનખાનાનું વાતાવરણ એટલું શાંત હતું, કે ગમે તેવા દુષ્ટ વિચારનો મનુષ્ય પણ અંદર દાખલ થતાં શાંત બની જાય અને જાણે તે કોઇ સ્વર્ગીય આનંદ અનુભવતો હોય તેમ તેને લાગે. આટલી શાંતિ અને તે સાથે વળી હેતભર્યું સ્વાગત ! આર્ય સભ્યતાના આદર્શરૂપ બ્રાહ્મણ ચંદ્રકાન્ત ! આર્યાવર્તમાં આપના જેવા વિદ્વાનો, બ્રાહ્મણ નામને દીપાવતા નહિ હોત તો વીસમી સદીના 'ધરપચીઆ' સુધારાવાળાઓએ વર્ણાશ્રમધર્મને ક્યારનોએ ઠોકરે ચડાવી ફેંકી દીધો હોત. ચંદ્રકાન્ત અને ભોટવાશંકર વચ્ચે કેટલો બધો ફેર ! બ્રાહ્મણવર્ગને માટે એક અમૃત, ત્યારે બીજું હળાહળ ઝેર ! 'મને આવ્યાને આજે બે દિવસ થયા. આપને મળવા આવવાનું મને ઘણું મન હતું, પણ કામકાજને લીધે તેમ કરવું બની શકયું નહિ.' મેં કહ્યું.

'તમે આવ્યા તે ઠીક થયું ! હજી ગઇ કાલે જ આપણી મિત્ર-મંડળી તમારે માટે ફરિયાદ કરતી હતી, કે તમેં સુરત આવો છો ત્યારે મળ્યા વગર એમ ને એમ ચાલ્યા જાઓ છો.'

'આપણી મિત્રમંડળીની મારા ઉપર બહુ કૃપા છે, પણ આ વખત તો મેં બધાને મળવાનો નિશ્ચય રાખ્યો છે.'

'તમારો નિશ્ચય અહીં જ સફળ થશે; કારણ આજ બે દિવસ થયાં અત્રે માયાવાદ ઉપર વિવાદ ચાલે છે અને તેને અંગે આજે હું ઇંદ્રજાળનો એક પ્રયોગ કરનાર છું. આપણી મિત્રમંડળી અત્રે જ આવનાર છે, એટલે એકી વખતે બધાને તમે મળી શકશો. સમય ચારથી છ સુધીનો છે.'

'એમ ? ત્યારે તો ઘણું સારૂં.'

## ૧૪

## વિધવાઓની વ્હારે !

બે ત્રણ કલાક પુનર્વિવાહ અને વર્ણાશ્રમધર્મ વગેરે શાસ્ત્રીય વિષયોની ચર્ચામાં સ્હેજે નીકળી ગયા. એમના વિચારો પુનર્વિવાહની વિરૂદ્ધમાં અને વર્ણાશ્રમધર્મની તરફેણમાં હતા, જ્યારે મારા વિચારો પુનર્વિવાહની તરફેણમાં અને વર્ણાશ્રમધર્મની વિરૂદ્ધમાં હતા.

આર્યશાસ્ત્રોના અગાધ સમુદ્રમાં જરાયે ચાંચ બૂડાડયા સિવાય આર્યોની ધાર્મિક પ્રથાઓ સ્વાર્થ અને વહેમની પેદાયશ છે, એવી દલીલો હું કરી શકું, એટલી હિમ્મત મને મારા કોલેજના પાદરી ઉસ્તાદો તરફથી મળી ગઇ હતી. એટલે એ વિષયોની તકરારમાં ખુદ કૃષ્ણ ભગવાન પણ મેદાનમાં આવી જાય તોયે હું પાછો હઠું એમ નહિ હતું. પુનર્વિવાહ શરૂ થાય, વર્ણાશ્રમધર્મ નાશ પામે અને બૂતપરસ્તીનો છેડો આવે, તો જ હિંદુસ્થાનનો દિ ઉઘડે અને તો જ સુધરેલા યુરોપની બરાબરીએ આવી શકાય એમ મારૂં માનવું હતું, જ્યારે ચંદ્રકાન્તનું કહેવું તેનાથી ઉલટું જ હતું.

'સ્વાર્થ! મહાશય! સ્વાર્થ! પુરૂષો એક મરતાં બીજી સ્ત્રી કરી શકે, જ્યારે સ્ત્રીઓ તેમ નહિ કરી શકે, એ સ્વાર્થ નહિ તો બીજું શું?'

'આર્યશાસ્ત્રોનો ગર્ભશુદ્ધિને માટે ઘણો આગ્રહ છે. જો ગર્ભ ધારણ કરનાર ગર્ભાશય કુદરતે સ્ત્રીને બદલે પુરૂષમાં મૂક્યું હોત તો હું ખાત્રીથી માનું છું, કે આર્યશાસ્ત્રકારોએ પુરૂષને બીજી વાર લગ્ન કરવાની ના પાડી હોત અને સ્ત્રીને એક ધણી મરતાં બીજો ધણી કરવાની છૂટ આપી હોત: પણ જ્યારે એમ નથી, ત્યારે કુદરતને અનુકુળ નિયમો અને ધર્મો પોતાના દેશને માટે આર્ય સભ્યોએ બાંધ્યા તો તેમાં સ્વાર્થ જેવું ક્યાં છે? અલબત્ત હું જાણું છું, કે હજારો બાલવિધવાઓ હિંદુસ્થાનના વાતાવરણને પોતાના નિઃશ્વાસથી ભરી દે છે, કોઇ કોઈ મન વશ નહિ રહેતાં વ્યભિચાર કરી ગર્ભ રહેતાં દવાઓ ખાઇ ગર્ભપાત કરે છે અથવા પવિત્ર તીર્થસ્થળોમાં જઇ પોતાના પાપની પેદાયશ કોઇ બીજાને સોંપી આવે છે. આ સ્થિતિ ભયંકર છે.—પત્થરની છાતીમાંથીયે આંસુ વહેવરાવે એવી છે; પણ પુનર્વિવાહ શરૂ કીધાથી શું આ સ્થિતિનો અંત આવશે? પુનર્વિવાહ શરૂ કીધાથી શું અકાળ મરણો ઓછાં થઇ વિધવાઓની સંખ્યા ઓછી થશે? અકાળ મરણો અટકાવવાં હોય તો બાળલગ્નો તેમજ આહારવિહારની અશુદ્ધિ એ બેનો પ્રથમ અટકાવ થવો જોઇએ. અન્નથી વીર્ય અને વીર્યથી પ્રજાની ઉત્પત્તિ છે; તો દીર્ઘ આયુષ્ય ભોગવનારી બળવાન પ્રજા ઉત્પન્ન કરવાને વીર્ય શુદ્ધ હોવું જોઇએ અને વીર્યની શુદ્ધિને અર્થે અન્ન સત્વગુણી હોવું જોઇએ. ટુંકામાં કલમ, કડછી અને કસરત—અર્થાત્ સંપૂર્ણ બ્રહ્મચર્ય પાળીને મેળવેલી ધાર્મિક કેળવણી, આહારની શુદ્ધિ અર્થે મેળવેલું પાકશાસ્ત્રનું જ્ઞાન અને શરીરની તંદુરસ્તી અર્થે કીધેલ વ્યાયામ—આ ત્રણ કક્કાઓ આર્યાવર્તની ઉન્નતિની બારાખડીના પ્રથમ અક્ષરો છે. મારાં સુધરેલાં ભાઈ બ્હેનો, જેઓ પુનર્વિવાહનો ઝુંડો હાથમાં લઇ તકલીદી સુધારાની હીમાયતે બહાર પડયાં છે, તેઓએ પોતે જ આ ત્રણ કક્કાઓની તાલીમ લઇ લોકોનાં મગજ ઉપર પુનર્વિવાહના વિચારો છાપવા કરતાં લોકો દીર્ઘાયુષિ થઇ અકાલ મરણો ઓછાં થાય એવા સુધારા કરવા બહાર પડવું જોઇએ. વળી એક

જ પુરૂષના વીર્યથી ઉત્પન્ન થયલી પ્રજા બળવાન અને તેજસ્વી થાય છે, જ્યારે ગર્ભાશયમાં વીર્યના વ્યભિચારથી ઉત્પન્ન થયલી પ્રજા બાયલી અને વર્ણસંકર થાય છે. પ્રજામાં વર્ણસંકરતા આણવી હોય તો જ પુનર્વિવાહની હિમાયત કરી શકાય!'

'મહાશય, આ તો આપે ભવિષ્યની વાત કહી. પણ વર્તમાનમાં હજારો વિધવાઓ છે તેનું શું?'

'હાલની સ્થિતિ ભયંકર છે, તો પણ મારી દુઃખી બ્હેનોએ ધીરજથી આવી પડેલી આફત સહન કરવી જોઇએ અને પરમાર્થમાં જીવન ગાળી બીજાને મદદરૂપ થઇ સદ્‌ભાવનાની વૃદ્ધિ કરવી જોઇએ. મૃત પતિને ચરણે ચિત્ત રાખી, તેને પરપુરૂષ તરફ જતાં અટકાવવું જોઇએ. નાની બાળાઓને માટે આ ઘણુંજ કઠિન તપ છે, તો પણ પુનર્વિવાહના વિચારો તેના કુમળા મગજપર છાપવા કરતાં આ સંસ્કારો થોડે ઘણે અંશે પણ પ્રતિબિમ્બિત થાય તો અવશ્ય લાભ થશે જ. પ્રારબ્ધનો તો ભોગવ્યે જ છુટકો. પણ વાસનાઓની લગામ આપણા હાથમાં છે, તો બાલવિધવાઓનાં માબાપોએ આનો લાભ પોતાની દુઃખી પુત્રીને મળે, તેને માટે તેને દરેક સગવડ કરી આપવી જોઇએ.'

'મહાશય, હું આપના અભિપ્રાયથી છૂટો પડું છું. ગર્ભાશયમાં વિર્યના વ્યભિચારથી ઉત્પન્ન થયલી પ્રજા વર્ણસંકર થાય, એમ આપણે તકરારની ખાતર માની લઇએ, તોપણ ગરીબ બાલાઓ જેણે પોતાના પતિનો જરા પણ સંસર્ગ ભોગવ્યો નથી અને ચોરીમાંથી જ વિધવા થયલી છે, તેને માટે તમે કહો છો તે તપ એક કસોટીરૂપ છે.'

'ખરૂં છે. પુનર્વિવાહની તરફેણમાં હું માત્ર આટલી જ દલીલ સ્વીકારૂં છું, તોપણ એવા અપવાદોને લીધે પુનર્વિવાહનો સામાન્ય નિયમ બાંધી દેવો, એ પરમાર્થે આચરેલા આપત્ધર્મને આદર્શરૂપ નીતિનું સ્વરૂપ આપવા જેવું છે.'

'આટલુંએ તમારા ઠોચરા જેવા જમાતીઆઓ ક્યાં સ્વીકારે છે ? અમે સુધારાવાળા જ્ઞાતિભેદનું નિકંદન કહાડવા માગીએ છીએ તે આમ જ કેની ?'

'એમ કહેવું ઠીક નથી. હજી આર્યો એટલા બધા નિષ્ઠુર હૃદયના થઇ ગયા નથી, કે ચોરીમાંથી જ રંડાયલી બાલવિધવાને માટે જો યોગ્ય રીતે દાદ માગવામાં આવે તો તે તેઓ ન સાંભળે. આપણે આપણી જરૂરીઆતો એકદમ વધારી દીધા પછી તેમજ વિદેશી માલને ઉત્તેજન આપી સ્વદેશી ઉદ્યોગોનો આપણે પોતાને હાથે જ નાશ કીધા પછી પરદેશગમનનો પ્રશ્ન ઉપસ્થિત થતાં, તેનો સંતોષકારક નીવેડો ગુજરાતમાં કોણે આણ્યો હતો ? યાદ રાખો કે એ નીવેડો સુરતના વૈષ્ણવ મહાજને આણ્યો હતો. જ્ઞાતિઓ આગળ તમારો મુકર્દમો યોગ્ય રીતે રજુ કરો અને તમારી માગણીમાં ખરેખરૂં વજન હશે તો વિજય તમારો છે એ નક્કી માનજો. જ્ઞાતિઓને ધિક્કારી તેનાથી અલગ રહેવા કરતાં તમારી કેળવણીનો લાભ તમારા જ્ઞાતિજનોને મળી તે લોકોના વિચારો ઉદાર થાય અને દેશનું કલ્યાણ થાય એમ કરવું એ પ્રત્યેક ન્યાતિલાનો સેવાધર્મ છે. 'સર્વન્ટસ ઓફ ઇન્ડીઆ સોસાયટી'ના અંગ્રેજી નામે ભલે દેશભક્તો દેશની સેવા કરવા બહાર પડો, પણ જ્ઞાતિના બીનકેળવાયલા વર્ગને જ્ઞાતિમાં રહીને જ સુધારવા, એ પણ એક દેશસેવા જ છે. દેશનો કેળવાયલો વર્ગ તસ્દી લઇ 'માન અપમાનમાં સમચિત્ત રાખી' પોતાની જ્ઞાતિને જ કેળવે તો તે ઘણું છે. જ્ઞાતિ, દેશસેવાનું એક સાધન પૂરૂં પાડે છે, એ ક્ષેત્રના નકામાં ઝાંખરાંઓ ભલે ઉખેડો, પણ એના ઉપયોગી વૃક્ષના મૂળ ઉપર કુહાડો મારનાર દેશસેવાના એક અંગને ઓછું કરે છે એ યાદ રાખો.'

'આપનું કહેવું ખરૂં હશે, પણ—લ્યો આપણા આ પેસ્તનજી આવ્યા.'

વાંચનાર વહાલા ! આ તો બે ત્રણ કલાક બગાસાં ખાઇને કહાડવા કરતાં ચંદ્રકાન્તભાઇનાં 'ગપ્પાંઓ' સાંભળવામાં નીકળે તો

:ું ખોટું ? એમ સમજી આ ગંભીર વિષયોની આટલીયે ચર્ચા કીધી;
પાકી આ ગામડી લોકોના વિચારો પ્રમાણે વર્તવાનો સંકેત ભૂલેચૂકે
:રશો નહિ, હું કે ! નહિ તો મફતમાં તમારી તબીઅત સુધરી જશે
મને મારે વળી બોલવું પડશે કે 'ઓજજા !'

## ૧૫

## મિત્રોની મહેફિલ

**હવે હું વાંચનાર** વ્હાલાને **પેસ્તનજી**ની તેમજ અમારી મંડળીના
ીજા સભ્યો જેમ જેમ આવતા જશે તેમ તેમ તેઓની અનુક્રમે
ોળખાણ કરાવતો જઇશ.

ફયાની બ્લુ લોહીના સખી દીલગુદોના જવાંમર્દ મી૦ **પેસ્તનજી**
ંપે એક ચુસ્ત **થી**યોસોફીસ્ટ હતા. મારા એ મિત્ર જરા હસમુખા
ાતા, પણ ડાચામાં **સોક્રેટીસ** જેવી ગંભીરતા લાવવા લાંબી દાઢી
ાખતા. ગાયનના બહુ શોખીન હતા અને ગાયન ગાવાનો જ્યારે
ત્યારે અમે એ 'પેસુ દીકરી'ને આગ્રહ કરતા, ત્યારે ત્યારે એ એમનું
લું 'પેટન્ટ' ગાયન ગાતા કે–

'ભાઇઓ જેની ભારજા ભૂંડી રે, તેને આગ અંતરે ઉંડી રે !'

એ ભાઇના કોકિલા સૂરને માટે તો આપણે જાણે સમજ્યા, કે
બેઠો માળો બાંધવા, ભાગ્યો કાળો કાગ, બે પાંખાળો બોલતો ને
હિ રૂપાળો રાગ;' પણ એ મારા વ્હાલા, વખત બે વખત એ જ
ાયન શા માટે છેડતા હશે, તેની કાંઈ આપણને સમજ પડતી નહિ.
શે ! પારકી પંચાત આપણે શી ?

એક દિવસે મને એ ભાઇએ કહ્યું હશે, કે 'કલેજા', આજ તો
ારી દિલબરનું વરસ ઉગેચ.'

'તે બોલતો બી નહિ !' હું વચ્ચે બોલી ઉઠયો. 'ચાલ, બોલ:
ારે આજે **શી**રીનબાઇને માટે શી ભેટ લાવું ?'

'ગોસનેલનો પાઉડર લાવજે, દીકરી ! એ એને બહુ ગમેચ.'

'ગોસનેલનો પાઉડર?'

'તેમાં વરી આમ ડોરા સાનો કહારી મરેચ. મારી દીલબર ઉર્ફે મારી ધનીઆનીની થતી રૂપમાં જરા મહાતાબે અમાવાસીયા, એટલે કે અમાસના ચંદરમા જેવી છે, તેથી બાહેર જતાં એ મોંનાપર પાઉડર લગારેચ. એક દહારો એ બહાર જતી હોશે તે વખત કોન જાને કેમ, એના પર એકાએક પીઆર છુતી આયો, તે મેં એને કહ્યું, જે શેરાં ડીઅર, એક 'કીસ' તો આપતી જા, પન એ મારી મધુરી મેના તો છછની પરી ને કહે જે 'નારે બા મારો તો બધો પાઉડર ભુસરાઇ જાય.'

આટલી બધી સાબીતી પછી હું કાંઇ એવો મૂર્ખ નહિ હતો, કે શીરીનબાનુને ગોસનેલના પાઉડર સિવાય કોઇ બીજી ભેટ મોકલું. અલબત્ત સાથે પાઉડર છાંટવાનું એક 'પફ' પણ હતું.

બીજા આવનાર ગૃહસ્થનું નામ સરસ્વતીચંદ્ર હતું. એમનું નામ બોલતાં પેસ્તનજી બે વખત વિસામો ખાતા તોએ આખરે એનાથી 'સસતીચંદર' થઇ જતું! સરસ્વતીચંદ્ર 'ફીલસુફ' હતા. કોલેજમાં એમની બીજી ભાષા ફ્રેંચ હતી. પૂર્વના સંસ્કૃતમાં લખાયલા તત્વજ્ઞાન તરફ એમને તિરસ્કાર નહિ તો માન તો નહોતું જ. તેઓ મીલ, સ્પેન્સર, હિકેલ વગેરે પાશ્ચાત્ય વિદ્વાનોના તત્વજ્ઞાનના અભ્યાસી હતા. ઘેર ફીલસુફી વાંચતા અને રસ્તામાં તેનું મનન કરતા. આવી ટેવને લીધે એમની સાથે ફરવા જવા કોઇ જતું નહિ. સુરતના કતારગામ કે અડવા લાઇન્સની ઓછી વસતીવાળા ભાગોમાં મનન કરતા કરતા ચાલ્યા જવું મુશ્કિલ નથી, પણ સુરત શહેરના બધા રસ્તા કંઇ એવા એકાન્ત નથી. આમ છતાંયે એમના માનમાં એટલું તો કહી શકાય, કે એ જ્યારે જ્યારે આમ મનન કરતા ચાલતા ચાલતા કોઇ વસ્તુ—જડ કે ચેતન—સાથે અથડામણમાં આવી પડતા, ત્યારે ત્યારે એ 'આઇ બેગ યોર પાર્ડન' કરવા ચૂકતા નહિ ! સામો પુરૂષ વિવેકી હોય તો તો

જવાબમાં ઝટ 'પ્લીઝ મેન્શન નોટ' કરી દે, પણ તેમ નહિ હોય તો–મનમાં જ સમજી લ્યોની !

એક દિવસ મારો કંઇ દિ ઉઠેલો તે મેં એમને ફરવા જતાં સાથે લીધા. રસ્તામાં આ મનનશીલ ગૃહસ્થ એક ગધેડા સાથે અથડાઇ પડ્યા. ગધેડાએ તો પાછલા પગની એવી ઝાડી, કે મહાશયે રસ્તામાં ગોલાંટ ખાધી, પણ એ વિવેકી હતા, એટલે ગોલાંટ ખાતા ખાતા પણ બોલ્યા કે 'આઇ બેગ યોર પાર્ડન,' પણ ગધેડો કંઇ બોલે ? શું કરૂં? આખરે એમનો હાથ પકડીને જમીન પરથી ઉઠાડતાં મારે જ વિવેક કરવો પડયો: 'પ્લીઝ મેન્શન નોટ.'

'કાંઇ ધરતીકંપ–'

'નહિ રે નહિ. એ તો મહાશયને એક ગધેડાએ પાછલા પગની ઝાડી તેનાથી–'

'Oh I beg your–Oh I see !'

આ પછી આવનાર ગૃહસ્થ આર્યવીર મહાશય અલ્યાનંદ આર્યસમાજી હતા. તે પ્રથમ હિંદુધર્મમાંથી વટલી જઇ મુસલમીન થયા હતા, પણ આર્યસમાજે પ્રાયશ્ચિત આપી પાવન કીધા પછી પાછા એ હિંદુધર્મમાં વટળ્યા હતા. આ મહાશય મદ્ય માંસ ખાતા પીતા હતા અને તેને માટે શાસ્ત્રનું પ્રમાણ પણ બતાવતા હતા. એમની આ દુષ્ટ ટેવ ચંદ્રકાન્તે 'હીપનોટીઝમ'થી છોડાવી હતી. એ ખંડન મંડનના અનન્ય ભક્ત હતા. વાટે, ઘાટે કે ઘેર, જ્યાં હોય ત્યાં સ્થળ કે સમય કંઇ પણ નહિ જોતાં ખંડન મંડન કરવા બેસી જતા. જરા માથાના ફેરાવન હતા, અને અગર જો કે એ મૂર્તિપૂજાના કટ્ટા વિરોધી હતા, તો પણ બે ઘડી હસવા ખાતર માની લો કે એ મૂર્તિપૂજક હતા ! શું તમે એમ ધારો છો કે એમણે કૃષ્ણને, રામને કે કોઇ બીજા દેવ દેવીને પોતાના ઇષ્ટ માની તેમની મૂર્તિ પૂજી હોત ! કદી નહિ. એવી કોઇ મૂર્તિને પ્રણામ કરવાનું કહેતાં, સામું એમણે મહાત્મા તુલસીદાસની માફક ગાયું હોત કે :—

'ભલી બની આજકી, એશ બને હો નાથ;'
'આર્યવીર મસ્તક તબ નમે, (જબ) લેલો સોટા હાથ.'

ધનુષ્યબાણુમાં કે શંખ ચક્રમાં શ્રી રામકૃષ્ણુનાં 'પેટન્ટ' નો બાધ આવે અને પીસ્તોલ કે બંદુકને તો હથીયારબંધીનો કાયદો નડે, એટલે એમણે પોતાની ઇષ્ટ મૂર્તિના હાથમાં સોટો જ પસંદ કીધો હોત, એ વાંચનાર વ્હાલાના લક્ષમાં સહજ આવી જશે. અલબત આ બધું આપણે એના સ્વભાવનો પૂરેપૂરો ખ્યાલ આવે તે માટે હસવામાં જ ધારી લઇએ છીએ! બાકી એ મૂર્તિપૂજક નહિ હતા, તેની હું ખાત્રી આપું છું.

અમારા ઘર જોશીનું નામ મેં ભોટવાશંકર રાખ્યું હતું તો મારા મિત્ર અલ્યાનંદે એનું નામ 'પોસ્ટ નંબર સેવન એન્ડ આ હાફ' કરીને રાખ્યું હતું. એમનાં દાદી પોતાના મૃત ધણીને આ જીવતી 'પોષ્ટ ઓફીસ' મારફત લાડુ દુધપાક વગેરે પહોંચાડતા, તેનો દાખલો લઇને મારા આ સાહસિક બીરાદરે એક વખતે 'સેંપલ પોસ્ટ'થી પોતાના દાદાને થોડુંએક અફીણ પાનની બીડીમાં 'પેક' કરીને મોકલાવી આપેલું અને તરત જ આ 'પોસ્ટ આફીસ' મારફત જવાબ પણ ફરીવળેલો કે 'થોડુંક વધુ!!!'

હવે આવ્યા અમારા મીઆં કાસમઅલી ખેંચાતાણુ. તેઓ નાનપણુમાં બહુ તોફાની હતા. નિશાળે જાય, ત્યાં બેસવાની બાસ્તીના પેચ ઢીલા કરી નાંખે અને એમના એકાદ સાગ્રીતને બાસ્તીના છેક છેવટના ભાગપર બેસાડે અને પોતે સમતોલપણું જાળવવા વચ્ચે બેસે. વર્ગમાં પાઠો પૂર ગંભીરાઈથી લેવાઇ રહ્યા હોય, એ જ અરસામાં પોતે ઉઠી જાય, એટલે બાસ્તીનું સમતોલપણું નહિ સચવાતાં પાટીઉં ઉંચકાઇ જાય અને નાકે બેઠલો છોકરો ધીરે રહીને જમીનપર ગબડે.

'Sir, may I go to make water, sir?' મીઆં કાસમ બાસ્તી ઉપરથી ઉઠતાં ઘણી જ નમ્રતાથી બોલતા અને રતનશંકર માસ્તર 'યસ' કે 'નો' કહે, તે પહેલાં તો બાસ્તીપરથી

નીચે ગબડતા છોકરાના દેખાવની 'ફીલ્મ' ચિત્રપટ ઉપર રજુ પણ થઇ જતી.

મીઆં કાસમ પતંગના બહુ શોખીન હતા. ઉત્તરાયનના દિવસમાં મીઆં પતંગ ચગાવવા અગાશીમાં ચ્હડતા, ત્યારે મહોલ્લાના બીજા પતંગ ચગાવનારાઓની 'છાવણીમાં તરખાટ' મચી રહેતો. મીઆં દોઢીઆવાળી 'લપ્પક' જેવી ઢેંચી ચગાવતા અને પેટામાં ઘુસીને એવી તો સફાઇથી હાથ મારી બીજાનો પતંગ કાપી નાખતા, કે મીઆં સાહેબ 'કા-આ-આ-ટે-હે' કરીને 'અલ્લાહો અકબર' જેવી બાંગ મારતા, ત્યારે જ બીજાને ખબર પડતી કે કનકવો કપાયો. મીઆં સાહેબ કનકવા ખેંચવામાં બહુ પ્રવીણ હોવાથી એમને એમના મિત્રો અને વખાણનારાઓ તરફથી 'ખેંચાતાણુ' ની ઉપાધી મળી હતી, એ પણ આ સ્થળે પ્રસંગ નીકળ્યો છે તો કહી દેવાનું અસ્થાને નહિ ગણાય.

આ સર્વ મિત્રોના વિશેષ ગુણોની મેં વાંચનારાઓને ઓળખાણ કરાવી, પણ સામાન્ય રીતે આ સર્વ મિત્રો મળતાવડા સ્વભાવના, આનંદી અને આફત સમયે એકબીજાને માટે જાન પાથરી દે એવા હતા. અમે સર્વ લંગોટીઆ મિત્રો હતા અને ચંદ્રકાન્તના સહવાસ પછી અમારામાં કંઇક ગંભીરતા આવી હતી. આને મેસમેરીઝમ કહો, હીપનોટીઝમ કહો કે ચંદ્રકાન્તની સુશીલતાનો પ્રભાવ કહો, પણ એટલું તો ચોક્કસ છે, કે ચંદ્રકાન્તના પરિચયથી અમારા પાંચેમાં કંઇક નવીન જીવન જ સ્ફુર્યું હતું. આમ છતાં કોઇ કોઇ વખત અમારામાં અમારી અસલ સ્થિતિસ્થાપકતા આવી જતી, એ હું વાંચનાર વ્હાલાને પહેલેથી જ જણાવી દઇશ.

## ૧૬

## ઐંદ્રજાલિક નુસખો !

'**મહાશય, ચાલો** ત્યારે, હવે આપણે આપણા ચાલુ વિષયપર આવીએ.' **અલ્યાનંદ** બોલ્યા.

'ઠીક હું તૈયાર છું. ગઇ કાલે મેં તમને મોહજાળ ( Illusion )નું એક દશ્ય બતાવવાની પ્રતિજ્ઞા કરી હતી, તે મુજબ મિ૦ અલ્યાનંદ, લો આ ગુલાબનું ફુલ.'

'પણ મહાશય, એ ગુલાબનું ફૂલ કયાં છે ? એ તો સાફ સાફ કાથાની દોરડી છે !'

'નહિ, હું પ્રતિજ્ઞાપૂર્વક જણાવીશ કે તમારા હાથમાં જે વસ્તુ મેં આપી છે, તે વાસ્તવમાં ગુલાબનું ફૂલ જ—'

'અરે ફેંક, ફેંક; એઇ મેટ હાઉસ! આ હાથમાં સાંપ પકરીયોચ તે-'

પેસ્તનજી કંઇ પણ આગળ બોલવા જાય, એટલામાં તો આર્યવીર મહાશય, ચંદ્રકાન્તનું ગુલાબનું ફૂલ-પોતાની દોરડી અને પેસ્તનજીનો 'સાંપ'-ફેંકી દઇ એક છલંગ મારીને ખુરસીપરથી ઉભા થઇ ગયા. એમની છલાંગ મને લાગતાં હું ખુરસીપરથી નીચે ગબડયો અને જેવો હું વચમાંના ગોળ ટેબલની કોર પકડી ઉભો થવા જાઉં છું તેવું જ તે પણ કાચના 'ફ્લાવર વાઝ' સાથે મને ભેટવા કુદી પડયું. આ અરસામાં જાણે હું કેવો એક અગાધ સમુદ્રમાં બૂડી મરતો હઇશ, તેમ મીઆં કાસમ 'ઓ બૂડયો-બૂડયો, એ કોઇ બચાવો' એમ બૂમ મારતો નીચે ગબડેલા ગોળ ટેબલપર ભુસકો મારવા જતો હતો, ત્યાં ચંદ્રકાન્તે એની આંખ આગળ માર્જન કીધું, કે તરત જ એ ચોંકયો અને શાંત થઇ પાછો ખુરસીપર બેઠો. મેં ઉઠીને ટેબલને સરખું કીધું.

'આ કીમતી ફ્લાવર વાઝ —'

'ગભરાશો નહિ. તે જુઓ હવે ટેબલપર, હજી જેમનું તેમ છે; પણ કહો જોઇએ, તમને કાંઇ વાગ્યું તો નથી ?'

ઢગરાં તો ખૂબ છોલાયાં હતાં, પણ હિમ્મત રાખી બોલ્યો 'ઉંહું.'

'લ્યો, મહાશય! ફરીથી જુઓ, એ ગુલાબનું ફૂલ જ છે.'

'હા, હવે એ ગુલાબનું ફૂલ ખરૂં.'

'તે વખતે પણ ગુલાબનું ફૂલ જ હતું, પણ તમે સર્વ મારી મોહજાળમાં ફસાઇ ગયા હતા, તેથી તમને તે દોરડી અને પેસ્તનજીને 'સાંપ' લાગ્યાં.'

'ત્યારે આપણા મીઆં કાસમ દરિયામાં કૂદવા જતા હતા, તે પણ શું તમારી મોહજાળથી જ કે ?' હું બોલ્યો.

'હા, એ જ.'

'અરે તેચી ! તો મીઆંને કૂદવા દેવા હતાની ! કે 'મશીન પાલીસ'થી મીઆમાં જરા તેજી આવતે !'

'અજી આપ હુઝુરકુ તો ઢગરાંપે તેજી આ ગઇને ?'

'ઠીક, જુઓ ત્યારે, આ બધી મોહજાળ હતી; તેથી ગુલાબનાં ફૂલનાં વાસ્તવ સ્વરૂપનું તમને જ્ઞાન રહ્યું નહિ અને તેથી તમે અને પેસ્તજીએ દોરડી અને સાપ-જેનો તેમાં અત્યંત અભાવ છે, તોએ મોહને વશ થઇ-તેમાં આરોપ્યાં. જો તમને તે સત્ય વસ્તુ અર્થાત્ ગુલાબના ફૂલનું જ્ઞાન રહ્યું હોત અને મોહમાં નહિ ફસાયા હોત-તો તમે સત્ય વસ્તુમાં-આ સ્થળે ગુલાબનાં પુષ્પમાં દોરડી કે સાપનું મિથ્યા આરોપણ કદીએ કરતે નહિ. અદ્વિતીય બ્રહ્મનુ જ્ઞાન, માયા થવા દેતી નથી. આ માયા જ્યાંસુધી અલપાઇ નથી, ત્યાંસુધી આત્મજ્ઞાનની આશા મિથ્યા છે. આ માયાને વશ કરવાની ઇચ્છા રાખનારે મન ઉપર સંપૂર્ણ વિજય મેળવવો જોઇએ. મન એ જ માયાનું-સંસાર પ્રપંચમાં બંધ અને મોક્ષનું-કારણ છે. એ જ આદમીઓને મોહજાળમાં ફસાવે છે અને એ જ સ્વપ્ન જેવા સંસારપ્રપંચને સત્ય ઠરાવવા મથન કરે છે.'

'આર્યમન્ય, એ બધું તો ઠીક, પણ જો આપ મુંબઇ પધારો તો મુંબઇમાં હમણાં 'જૂના મુંબઇનું પ્રદર્શન' (Exhibition of Old Bombay ) ભરાવાનું છે, તે વખતે 'ગેઇટી થીએટર' રોકી આપ

આવા ઇંદ્રજાળ (Illusion) ના ખેલો કરી બતાવો તો સારી આવક થવા સંભવ છે.' મેં કહ્યું.

'પૈસા કમાવામાં આ વિદ્યાનો ઉપયોગ કરનાર કાચ મેળવી હીરો ખુએ છે. આ વિદ્યાનો ઉપયોગ પરમાર્થે જ ઇષ્ટ છે. એનો સ્વાર્થે ઉપયોગ કરનાર માયાને વશ કરવાને બદલે પોતે જ માયાને વશ થનો જાય છે. વળી બીજાના મનને વશ કરવા કરતાં આપણા પોતાના મનને જ વશ કરવાથી આ વિદ્યા સાર્થક થાય છે. યોગની ક્ષુદ્ર સિદ્ધિઓમાં લપટાઇ રહી જે પુરૂષ આવા ક્ષુદ્ર પ્રયોગોમાં જ મહત્ત્વતા સમજે છે, તે ખરેખર યોગના રહસ્યનો પાર કદી પણ પામશે નહિ.'

'પણ મહાશય!—'

હું ચમક્યો! 'હેમલેટના બાપનો ભૂત'—

'એઇ મીસ્ટર સરસવ–વટી–સરસતીચંદર, તમે બોલો તે પહેલાં પાંચ મિનિટની નોટીસ આપી પછી બોલો, કે અમે બઢા સાંભલવાને તૈયાર થઇ રહીએ. આપ એકદમ બરાડો છો તે—' પેસ્તનજી પણ ચમક્યા હતા, તે બોલ્યા.

'એ શેઠને કંઇ લાખ વખત કહ્યું હશે, પણ યાદ રહેતું જ નથી. હવે તો યાદ રખાવવાની વ્યવહારૂ સૂચના એમને કરવી પડશે.'

'ત્યારે તો લેવ, મારા બાપ લેવ આ ખાણુલી મેવો અને બરાબર યાદ રાખો.' પેસ્તનજી સરસ્વતીચંદ્રને ધપ્પો મારતા બોલ્યા.

'લ્યો આ યાદ રખાવવાનો વ્યવહારૂ નુસખો! 'ખાણુલી મેવો' લકબે 'બેઠ્ઠી દડીનો ધપ્પો!' ખબરદાર! આ નુસખો કંઇ જ્યાં ત્યાં અજમાવવા જેવો નથી. કારણ, બધા જ 'દરમાંથી લેવટા' નથી નીકળતા. બનવાજોગ છે, કે આમ કરવા જતાં તમારા મિત્રોમાં કોઇ ગોપાળ ઘોસ જેવો પણ નિકળી આવે અને એના કરતાં વધારે કારગત નુસખો 'હૈદરાબાદી હલવો'લકબે 'પાંસળીઓનો ખુરદો' ખુદ તમારાપર જ અજમાવે!'

'પણ મહાશય!–' જાણે કાંઇ બન્યું જ નથી, તેમ મિ. સરસ્વતીચંદ્રે બોલવાનું શરૂ કીધું–' આ તમારો માયાવાદ તો મને તદ્દન

'ડેમ' (Damn) જેવો લાગે છે: કારણ, આપણે જો આ તમારો સાપ દોરડીવાળો માયાવાદ 'એકસેપ્ટ' (accept) કરીએ તો આ બધા તમારા 'સુપરસ્ટીશન' (superstition)થી ભરેલા 'સ્ક્રીપ્ચર્સ' (scriptures) પણ મિથ્યા થવા જાય–' એન્ડ વ્હેન ઇટ કમ્સ ટુ? ધેટ' તો 'વેલ' આ તમારી મૂર્ત્તિપૂજા, શ્રાદ્ધ, જ્યોતિષ વગેરે ઢોંગો જેના તમે ચુસ્ત હીમાયતી છો, તે પણ મિથ્યા થવા જાય અને એમ છે તો પછી તમારા અને અમારા કહેવામાં 'ડીફરન્સ' શો રહ્યો તમે જેને માયા કહો છો, તેને અમે ઢોંગ કહીએ છીએ.'

'Bravo! well argued!' અલ્પાનંદ બોલ્યા.

'વાસ્તવિક રીતે જોતાં પરમાર્થે તો ભણતર ગણતર થોથાં પોથાં સર્વ નકામનાં જ છે, પણ—'

'ત્યારે તો 'એક્સક્યુઝ મી' (Excuse me) આ તમારા માયાવાદ કરતાં તો અમારો 'યુટીલીટેરીયાનીઝમ' (Utilitarianism) 'થાઉઝન્ડ ટાઇમ્સ બેટર' છે.

## ૧૭

## "સુધારા"ની સાફસુફ

'**હશે; પણ તમે અને** પૂરું બોલવા દેતા નથી. હવે ધ્યાન દઇને સાંભળો. પરમાર્થમાં આ સંસારપ્રપંચ મિથ્યા છે, પણ જ્યાંસુધી અંતઃકરણના ત્રણ દોષો મળ કહેતાં પાપ, વિક્ષેપ કહેતાં ચિત્તનું ડામાડોળપણું અને આવરણ કહેતાં અજ્ઞાન નાશ પામ્યાં નથી અને પિંડ અને બ્રહ્માંડની એકતા અનુભવાઇ નથી, ત્યાંસૂધી વ્યવહાર–સંસારને સત્ય જેવો ગણી, પાપનો નિષ્કામ કર્મથી, વિક્ષેપનો ઉપાસનાથી–ભક્તિથી અને આવરણનો જ્ઞાનથી નાશ કરવા તત્પર રહેવું જોઇએ. કારણ, વ્યવહારનો નાશ વ્યવહારનાં જ સાધનોથી થઇ શકે; જેમકે સ્વપ્નામાં પડેલા તરવારના ઘા સ્વપ્નાના મલમપટ્ટાથી જ રૂઝાય; માટે વ્યવહાર છે, ત્યાંસૂધી વ્યવહારને

નિયમનારાં શાસ્ત્રો પણ અવશ્ય હોવાં જોઇએ; બાકી પરમાર્થમાં તો આ જ સત્ય છે કે :—

મુસલ્લા ફાડ, તસ્બી તોડ, કીતાબો ડાલ પાનીમેં;

*  *  *

હુકમનામા કલંદરકા 'અનલહક્ક' તું કે હાતા જા.

હવે હું તમને પૂછીશ કે તમારો 'યુટીલીટેરીઆનીઝમ' અર્થાત્ 'ઘણાનું ઘણું સુખ' વાળો વાદ સારો કે વેદાંતનો 'યુનીવર્સાલીઝમ' (!) અર્થાત્ 'આત્મવત્ સર્વભૂતેષુ' વાળો વાદ ઉત્કૃષ્ટ-સારો કે ઉત્કૃષ્ટ એટલે અમુક 'ઇઝમ' ફેંકી દેવાનું અને અમુક 'ઇઝમ' જ ગ્રહણ કરવા યોગ્ય, એમ મારૂં કહેવાનું નથી, પણ આખી સૃષ્ટિને આપણા પોતાવત ગણી પ્રેમની સાક્ષાત મૂર્તિરૂપ-કૃષ્ણસ્વરૂપ-થવાય તો જ ધર્મ પાળ્યાનું અને તત્વજ્ઞાન સમજ્યાનું સાર્થક થાય, એમ હું માનું છુ અને વેદાંત સિવાય એમ બનવું કઠિન છે, એમ મારો નિશ્ચિત મત છે. અભેદ-અદ્વૈત આત્મભાવ એમાં જ સર્વ ધર્મનો છેડો હોવો જોઇએ.'

'પણ મહાશય, હું તમને સાબીત કરી આપીશ, કે વેદમાં જ્યોતિષ, શ્રાદ્ધ, મૂર્તિપૂજા વગેરે કહ્યાં જ નથી.' અલ્પાનંદ જરા ઉશ્કેરાઇ આડા ફાટયા.

'ભાઇ, ઉશ્કેરાઇ જવામાં કંઇ લાભ નથી. તમને આ ચીજો વહેમ ભરેલી લાગતી હોય તો તે ખરી મનાવવાનો મારો આગ્રહ નથી. શ્રુતિ કહેતાં શબ્દપ્રમાણ, યુક્તિ કહેતાં અનુમાનપ્રમાણ અને અનુભવ કહેતાં પ્રત્યક્ષપ્રમાણથી જે વસ્તુ સિદ્ધ થઇ શકતી હોય તે જ માનવાયોગ્ય છે. હવે વિવાદને ખાતર એમ માની લો, કે વેદમાં આ વિષયોની ગંધબી નથી, તોપણ જે વસ્તુ હાલનું વિજ્ઞાન પ્રત્યક્ષ પ્રમાણથી સિદ્ધ કરે છે, તેને અસત્ય અને વહેમથી ભરેલી માનવામાં શું દુરાગ્રહ નથી ? સૂર્ય અને ચંદ્ર જેવા પૃથ્વિની પાસે આવેલા ગ્રહોની સ્થૂલ અસર તાઢ, તડકો, ભરતી, ઓટ, ઔષધિઓનું

પોષણ રક્ષણ વગેરે ચમત્કારોમાં પ્રત્યક્ષ છે, તો પછી આપણી પૃથ્વીથી ઘણે જ છેટે આવેલા આપણા સૂર્યના પણ સૂર્યોના સૂક્ષ્મ અસર આપણા પિંડને થાય જ, એ અનુમાનને ખોટું ઠરાવનારાં તમારી પાસે કંઇ કારણો છે? યાદ રાખો કે હું જ્યારે જ્યોતિષ, શ્રાદ્ધ વગેરેની હિમાયત કરૂં છું, ત્યારે તેના સત્ય તત્ત્વને માટે જ: બાકી પૈસે પૈસે જોશ જોઇ આપનારા અને ફદીએ ફદીએ પિતૃની મુક્તિ કરાવી આપનારા શાસ્ત્રદ્રોહી બ્રહ્મરાક્ષસો તો ઉપેક્ષાને જ પાત્ર છે. હવે શ્રાદ્ધ:—હું પોતે તમારા સૂક્ષ્મ દેહને પ્રેતલોકમાં મોકલીને કે કોઈ પ્રેતને અત્રે બોલાવીને તમારી એ બાબતમાં ખાત્રી કરી આપી શકું એમ છું, પણ એમાં તમને લાભ કરતાં હાનિ થવાનો વિશેષ સંભવ છે; તેથી વધારે સલામતી ભરેલા માર્ગે જ હું તકરાર કરીશ. આશીર્વાદ, શાપ અને પ્રાર્થના એ વિચાર-વિનિમય (Thought Telepathy)ના પ્રકારો છે, એ તો તમને કબુલ હશે જ. શ્રાદ્ધ એ પણ વિચાર વિનિમયનો એક પ્રકાર છે. એને અંગે કરવાની સ્થૂલ ક્રિયાઓ-પિંડદાન વગેરે-પિતૃઓ પ્રત્યે મોકલવાના શુભ વિચારોના પ્રવાહને સહાયક છે. જેમ આશીર્વાદ કે શાપ આપતાં આપણે બે હાથ ઉંચા કરીએ છીએ કે બે મુઠ્ઠી વાળી ગળે લગાડી ત્યાંથી કંઇ ફેંકતા હોઇએ તેમ કરીએ છીએ. તેવી રીતે સૂક્ષ્મ વિચારનો પ્રવાહ ધારેલે ઠેકાણે સ્થૂલ વસ્તુની મદદ સિવાય મોકલી શકવાની શક્તિ જેણે પ્રાપ્ત નથી કરી, તેણે સ્થૂલ વસ્તુની મદદ અવશ્ય લેવી જોઇએ. જીવતા મનુષ્યોને જેમ તમારા શુભ વિચારના સૂક્ષ્મ પ્રવાહથી સૂક્ષ્મ રીતે તમે અસર કરી શકો એમ છો, તેમ તેનો દેહ સ્થૂલ રૂપમાં છે, માટે તેને સ્થૂલ રીતે પણ મદદ કરી શકો એમ છો અને તેથી જીવંત મનુષ્ય પ્રત્યે શુભ વિચારનો પ્રવાહ વહેવડાવવામાં ઉપર્યુક્ત સ્થૂલ સાધનો-પિંડદાન વગેરેની આવશ્યકતા રહેતી નથી અને હવે મૂર્તિપૂજાને માટે તો હું તમને એટલું જ પૂછીશ, કે સ્વામિશ્રી દયાનંદની છબી પાસે ઉભા રહી તમને શું કોઇપણ દિવસ એવો ભાવ નથી આવ્યો, કે હું

એક બ્રહ્મચર્ય વીર્યપૂર્ણ મહાન દેશભક્ત વક્તાની સમક્ષ ઉભો છું, અને એજ ભાવમાં અજાણતાંએ તમે તમારી જાતને ભૂલી જઇ એમની જડ છબીને તમે તમારૂં મસ્તક શું નથી નમાવ્યું ? એ નમન તમે એ મહાત્માની જડ છબીને નથી કરતા, પણ એ જડનાં નામ તથા રૂપ બાદ કરતાં જે સુંદર ભાવના શેષ વધી તેને કરો છો. હવે એ સુંદર ભાવનાને તમારી પોતાની જીંદગીમાં સરળ રીતે ઘટાવવા, એ મહાત્માની બાલચેષ્ટાનો અભ્યાસ વધારવા બલ્કે દેહાભિમાન ભૂલી જઇ તે સ્વરૂપ જ થઇ જવા એમની મૂર્તિની પૂજા કીધી હોય તો તેમાં ખોટું કયાં છે, તેની મને સમજ પડતી નથી. હા, તમે કહેશો કે ગોપીઓની માફક વેશ લેવાથી જ કૃષ્ણભક્ત નહિ થવાય. તો તે સત્ય છે. **ગોપીઓની ભાવના વગરનો ગોપીઓનો વેશ** સાફ સાફ ઢોંગ સમાન છે અને ગોપીઓની ભાવના હોવી એ કાંઇ સહેલ વાત નથી. આ કારણથી જ શ્રીમુખનું વચન છે કે

**मनुष्याणां सहस्रेषु कश्चिद्यतती सिद्धये**
**यततामपि सिद्धानां कश्चिन्मां वेत्ति तत्त्वतः॥**

હજારોમાં કોઇકજ મારી સિદ્ધિને અર્થે પ્રયત્ન કરે છે અને એ પ્રયત્ન કરનારાઓમાંથી પણ કોઇકજ મારા યથાર્થ તત્વને જાણી શકે છે—અનુભવી શકે છે. અસ્તુ.

'પણ મહાશય, એ છબી તો શોભાને અર્થે જ મેં રાખી છે.'

'નહિ, એમ નથી : ખાલી શોભાને અર્થે જો રાખી હોય તો તે પેરીસની 'ફેશનેબલ' સુંદરીઓની છબીઓ લંગોટીઆ મહાત્મા-ઓની છબી કરતાં વધારે શોભા આપશે. મહાશય, આ બધા વિષયો ચર્વિતચર્વણ જેવા છે, તેમ હજારો વર્ષની તકરારથી પણ આ વિષયનો નિર્ણય થાય એમ નથી. પોતપોતાની મતિ અનુસાર પ્રત્યેક વસ્તુનો માણસ નિર્ણય કરે એ સ્વાભાવિક છે, પણ જેને વિવાદ કરતાં ખરા તત્વને ઓળખવાની જીજ્ઞાસા વિશેષ છે તે પોતાનો અમૂલ્ય

સમય વાદવિવાદ કે ખંડનમંડનમાં વ્યય નહિ કરતાં સરલ હૃદયે સત્ય સ્વરૂપની પ્રાપ્તિ માટે શોધ ચલાવે છે. જ્યોતિષ, શ્રાદ્ધ વગેરે સત્ય છે કે ખોટાં છે એના પર તકરાર નહિ કરતાં જ્યોતિષવિદ્યા, પ્રાણુવિનિમય વગેરે વિષયોનો પાશ્ચાત્ય વિદ્વાનોની માફક તદ્દન સરલ હૃદયે અભ્યાસ કરવો જોઇએ, અને અભ્યાસને અંતે આપણને એમ લાગે કે એ બધાં ગપ્પાંઓ છે તોજ એ વિષયોને ફેંકી દેવા. એવો અભ્યાસ વધારવાનાં સાધનો પૂરાં પાડી શકે, એવી સ્થિતિ હાલ 'થીઓસોફીકલ સોસાઇટી'ની છે. એ મંડળમાં તમારા સમાજી વિચારો સાથે પણ તમે જોડાઇ શકશો. હું એ મંડળીનો સભાસદ નથી એટલે દિલગીર છું, પણ એ બાબતની વધુ માહિતી આપણા મિત્ર પેસ્તનજી તમને આપી શકશે.'

'હાં, યે બાત ઠીક કહી : અલ્યાનંદજી, હો જાવ થીયોસોફીસ્ટ. કયા બડી બાત હય?' મિયાં કાસમ બોલ્યા

'તેરી 'થીયોસાફીકી' એૈસી તૈસી! ઉલ્લુ કહીંકા!' અલ્યાનંદ છેડાયા.

'આ તમે બી મોટાભાઇ, કેવા માણસ છો? જીવકોર ભાભી તો તમારી વાટ જોઇ જોઇને ઘેર બેસી રહ્યાં છે અને તમે તો અહીં તડાકામાં પડયા.' કાકા મકનજી હવે રંગભૂમિપર રજુ થતા બોલ્યા.

ઓફ! કંઇ એવું થઇ જાય છે, કે એક જબરજસ્ત આન્દોલન ફેંકીને હું આ વખતે સુરતનો નવાબ બની જાઉં અને આ વિવેકહીન રીંછ જેવા કાકા મકનજીને અમારી મંડળીમાં અંગ્રેજી વિવેક મુજબ દાખલ નહિ થવા માટે વગર તપાસે એકએ ધકેલી દઉં! પ-ણુ પ-અ-ણુ, ઠીક થયું, કે નવાબ થઇ જવાનો વિચાર મેં ત્યાંને ત્યાંજ માંડી વાળ્યો; નહિ તો કે છે તે લઇને ભૂલેચૂકે આજે જો નવાબ ફૂવાબ રહી ગયો હોત તો જર્મન ઝેપલીનોએ બોંબ ફેંકી ફેંકીને મારા સુંદર રંગમહેલનાં છાપરાંનાં નળીઆંઓનો ભૂકો કરી નાખતાં

ઉત્તરાયણમાં હું; કનકવા ચગાવા કયાં જતે ? ‘ અગમ બુદ્ધિ વાણીઓ ’ તે આનું નામ ! ઓ ચંચળ ધી–ઇ–રે ધી–ઇ–રે !

‘ પણ આપણે તો છેક બારની ગાડીએ જવું છે અને હજી છએ નથી વાગ્યા !’ મેં કાકા મકનજીને જવાબ આપ્યો.

‘ તે આપણે ખાઇશું કયારે અને ‘ઇસ્ટેશન’ પર જઇશું કયારે ?’

‘હા, ને વરી હવરે હવરે ગારી તાઇમ પહેલાં આવીને ઉપરી જાયચ. તે ‘ઇસ્ટેસન’ પર તન કલાક વહેલાં જઇને બેસસો, તીયારે જ કંઇ પત્તો લાગસે.’

‘ચાલો ત્યારે મહાશય ! હું રજા લઇશ. આજે આર્યમન્ય ! આપના વિચારો સાથે ગમે તેવી વિરૂદ્ધતા મને હોય, તોપણ મારો આપની તરફ પૂજ્યભાવ જ રહેશે. એ હા ! હું કેટલું બધું ઇચ્છું છું, કે હું આપના જેવી ‘Plain living & high thinking’– ‘સાદી રહેણી અને ઉચ્ચ વિચારશ્રેણી’ની જીંદગી ગુજારૂં ! પણ હું જાઉં તે પહેલાં સુશીલા ભાભીને—’

‘દેવી !’ ચંદ્રકાન્તે બૂમ પાડી.

‘ જી.’ અંદરથી રૂપાની ઘંટડી ખખડી.

‘ જરા બહાર આવી જશો ? જીવકોરફોઇના મોટાભાઇ બોલાવે છે.’

રંભા–લક્ષ્મી-સરસ્વતી, એ ત્રિમૂર્તિનો જો એક જ ઠેકાણે ભેટો થયો હોય તો તે સુશિલાભાભીમાં જ! માથે ઝુલફાં નહિ, મુખ ઉપર ‘પાવડર’ નહિ, ચોળીમાં ‘ફેશન’ નહિ; છતાં બી આટલું બધું સૌંદર્ય ! કેશની કાળાશ, કપાળની વિશાળતા, આંખની ભભક, ગૌર ચામડીમાં ગુલાબી છાંટ અને પ્રસન્નતા ! પ્રત્યેક અવયવની પ્રસન્નતાઓ ! કૃત્રિમ ‘ફેશન !’ આ સ્વાભાવિક સુંદરતા આગળ તારે માથું નમાવવું જ પડશે.

‘ વંદેમાતરમ્ ! ભાભી, મુંબઇનું કંઇ કામકાજ !’

‘ હા; જરા એટલું કરજો, કે કોઇ આવતા જતા સાથે તમારા

ભાઇને માટે કોઇ 'સ્વદેશી સ્ટોર્સ'માંથી દક્ષિણિશાહી ફેંટો બાંધવાનો જરીનો રૂમાલ ખરીદી મોકલી આપશો. રંગ ખુલ્લો આસમાની લેશો અને કિંમતમાં પંદર રૂપિયાથી વધુ નહિ.'

'સીઝનની સારી નહીં. મેગ્યા 'બ્લાઉઝ ' નહિઃ 'ફેન્સી પેતી કોત' નહિ: ભુલેસરવારા રતિલાલ જી. પારેખની 'ફેન્સી કતની' ચોરી નહિ : ઓટો દિલબહાર નહિ: ને રીગોડનું 'લવંડર' નહિઃ બેઢેમ પાઇલના બૂત નહિ ને હી-હી-હી-આપરા ચંદરકાંતભાઇને માટે સ્વદેશી પાઘોટું ! આ તે કાંઈ હિંદુ બઇરૂં ? તે ચંદરકાંતભાઇ તો કંઇ બોલતા બી નહીં !' પેસ્તનજી શેઠ વચ્ચે પૂરાયા.

'પણ ભાઇ, તમારા ભાઇને શી ચીજ જોઇશે, તેની એમને વધારે ખબર કે મને ?' સુશિલાભાભી જરા સ્મિત કરી બોલ્યાં.

પેસ્તનજી શેઠ ટટાર થઇ ગયા. મિ૦ ખેંચાતાણ ગેંડાની ટોપી સરખી કરતા ટટાર થઇ ગયા. કાકા મકનજી ધબ કરતા કે જમીન પર બેસી ગયા અને મિ૦ સરસ્વતીચંદ્ર ધી સ્લોથફુલ!–વિદ્યુતનો ધક્કો કોનાથી ખમી શકાય?–એ પણ ટટાર થઇ ગયા! આખા દિવાનખાનામાં ખુશબો ખુશબો થઇ રહી. ઓ મૃત્યુલોકની દેવી સમાન મહિલાઓ ! તમે ઇચ્છો તો સાક્ષાત્ નરકને પણ સ્વર્ગમાં ફેરવી શકો એમ છો. આર્યાવર્તની દેવીઓ! ઇચ્છો, ઇચ્છો અને ઉચ્ચ શિખરેથી ગબડી પડતા આ દીન ભારતને બચાવો. જો તમે નહિ બચાવો તો ખુદ ઇશ્વર પણ તેમ કરવા અશક્ત છે.

'લ્યો, ઉભા રહો; હું તમને રૂપિયા આપું, એટલે મોકલવાનું યાદ બી રહેશે.

'હમણા હું રૂપિયા લઇશ નહિ, પછી આપજો. ફઇબા મારી સાથે આવનાર છે, તે પાછાં સુરત આવશે, તેમની સાથે ફેંટો જરૂર જરૂર મોકલી આપીશ.'

'ના, ના; પૈસા તો હમણાં જ લેવા પડશે:' એમ કહી ઘણા આગ્રહથી મને પંદર રૂપિયા આપી સુશિલાભાભી અંદર ગયાં.

'ચાલો, ત્યારે હવે હું રજા લઉં તે પહેલાં સર્વ મહાશયોને, મુંબઇમાં હમણાં ધામધૂમ થવાની છે, તે જોવા આવવાનું આગ્રહ પૂર્વક આમંત્રણ કરૂં છું અને મને આશા છે, કે આપ સર્વ ભાઇઓ તે સ્વીકારશો.'

'તમે ભાઇ બહુ બહોંશ કરો છો તો અમારો આવીયા સિવાય છુતકો નથી. ખાસું પીસું 'રેસ્તોરાં'માં, ને સુસું તમારે તાં.'

સુબ્હાન અલ્લા! આ સાળો અંગ્રેજી વિવેક તો કોઇ વખત ભારે પડી જાય. જરા સરખું કહ્યું, એટલામાં તો બાઝી પડયા!

'મહારાજજી નમસ્કાર, તો કે અઠેઇ દ્વારિકા,' અરરર! મારાં ડાચાંની કોઇ છબી ઉતારી લ્યો તો!

'હેં-હેં-હેં! ભાઇ, તમે મોટા લોકો અમારા જેવા ગરીબને ત્યાં આવવા લાયક છો?' મેં હવે પાઘડી ફેરવી બાંધવા માંડી.

'કેમ, બચ્ચા! પસરેચ કે? પન ચાલ, તારી મરજી નથી તો નહિ આવીએ; બાકી આવતે તો હું તો બા આતસ બહેરામમાં સુતે અને રેસ્તોરાંમાં ખાતે.'

'ઓર મયેં જુમ્મા મસ્જીદમેં!'

'અને હું કાકડવાડીના આર્યમંદિરમાં સુતે અને નૃસિંહ હિંદુ લોજમાં જમતે.'

'અને આપરા સરસતીચંદર ભુતખાનામાં ખાતે અને કબ્રસ્તાનમાં સુતે. જા, બાવા! જા: આય કાકાજી ખોતી થાયચ. જા, મુંબઇ નહિ આવું તો ઇસ્ટેસન પર તો જરૂર આવશ.'

મેં પેસ્તનજીને કાનમાં કહ્યું અને સર્વની રજા લઇ હું ઉઠયો. રસ્તામાંથી કાકા મકનજી છૂટા પડી 'શયન'નાં દર્શન કરવા દોડયા.

'ફૂટ પડજો તારા અવતારમાં! મુવાને કંઇ લાખ વખત કહ્યું હશે, કે જ્યાં જાય ત્યાંથી વહેલો આવજે, તો પણ આપણે તો જાણે એના મનથી ઘાસ કાપીએ છીએ! મુવા માને પેટે પત્થરબી અવતર્યો હોત તો ધોબીને લુગડાં ધોવામાં કામ લાગતે!'

આ 'સરસ્વતી, સરસ્વતી તું મારી મા,' જેવી વાતો સાંભળવાના મને આંટણુ પડી ગયલાં; એટલે ઘરમાં દાખલ થતાં ફુઈબાએ લીધેલાં આવરણાંને તો મેં સારા શુકન ગણ્યા! કેમ જાણે સાક્ષાત હિમાલય હું પોતે જ હોઉં, તેમ ડંડે કલેજે મેં ગાયું: 'આશરો એક શ્રી વલ્લભાધીશ—'

'શરમા, શરમા કંઇ; છેક પગનો છેડો માથે લઇને નહિ ફરીએ! જા, જરા દોડતો કે રૂપિયાની દેવશંકરને ત્યાંથી ઘારી અને રૂપિયાની વીરચંદને ત્યાંથી બરફી, બરાબર ભાવ પરકીને લઇ આવ અને તારા પેલા ફુત્તેચંદને બી કહેતો આવ, કે, ઇસ્ટેશનપર જવું છે, તે વખતસર એનો એક્કો મોકલે. બને તો તું તારી સાથે જ લેતો આવજે.'

રૂપિયાની ઘારી અને રૂપિયાની બરફી લઇ હું મિ. ફુત્તેહચંદને ત્યાં ગયો. આ ડોસીવાણીઆને ત્યાં હાથવણાટની શાળોનું કારખાનું હતું અને મુંબઇ તેમજ અમદાવાદના મીલમાલેકોએ સ્વદેશી ઉદ્યોગોમાંથી પૈસા પેદા કરી પરદેશી મોટરો વસાવી હતી, તો ભાઇ ફુ-તેહચંદે ખંત અને હિમ્મતથી ધંધામાં આગળ વધી 'ફુલ નહિ ને ફુલની પાંખડી' જેમ સ્વદેશી એક્કો વસાવી દીધો હતો. એક્કાના ધારીઆ ભાંગી ગયા હતા અને ભારે વજનવાળા આદમીઓ બેસે તો અકસ્માત થવાનો સોએ સો ટકા સંભવ હતો, તો પણ મને ના પાડી શકાય એમ નહિ હોવાથી, ધારીઆના ભાગેલા ભાગોને સુતળીની દોરીથી સાંધી "શોફર એલીઆસ વીવર" મિ૦ ભભાભાઇને એક્કો જોડી લાવવાની ભાઇ ફુ-તેહચંદે વરદી આપી દીધી આ મિ૦ ભભાભાઇ દહાડીમાં પણ કામ લાગતા અને ઝાડુમાં બી કામ લાગતા હોવાથી, મેં એમનું નામ 'શોફર એલીઆસ વીવર, એટલે આપણી સ્વદેશી ભાષામાં બોલું તો 'ગાડીવાન ઉર્ફે વણકર કરીને રાખ્યું હતું; કારણ, એ 'મિસ્ટર' એક્કો પણ હાંકી જાણત

અને શાળ પણ ચલાવી શકતા. એક હાથે ગેણીઆ (બળદ)નું પૂંછડું પકડી એક્કામાં અડધા ઉભા થઇ, બીજે હાથે આરવાળા પરોણાનો એક ઝપાટો મિ૦ ભભાભાઇએ ડચકારી મારતાં બળદને લગાવ્યો, કે તે એક્કાને લઇને ચારે પગે દોડવા લાગ્યો. એક્કામાં ભભાભાઇ આગળ અને હું પાછળ એમ દૂર દૂર બેઠેલા; તોએ સુરતના રસ્તાની જ્યાં જ્યાં ખુબીઓ આવતી ત્યાં ત્યાં અમારા બન્નેની પીઠો એકબીજાને 'સલામ આલેકુમ' અને 'આલેકુમ સલામ' કરવા મંડી પડતી.

'એક્કો અહીં છોડી નાખ અને ઘેર જઇને દોડતો કે જમી આવ. બરાબર દશ વાગે આપણે નીકળવાનું છે, માટે પાછા આવતાં મોડું નહિ કરતો.' ઘર આગળ એક્કો આવતાં, મેં મિ૦...ઉર્ફે...ને જણાવ્યું.

'તીયારે અન્ત્લથી કે'વુંતુંને, મારા હેડ! એટલા વખતમાં તો હહરીના હુથારને તૈંથી આ ધારીઆં બી હમાં કરાવી લાવતે.'

## ૧૮
## મુંબઇ જવાની તૈયારીઓ

એ ગયો—બબડતો ફૂફડતો કે મથેડતો મથેડતો, તેની કાંઇ સમજ પડી નહિ, પણ ગયો એ ચોક્કસ. હું ઉપર ચડી જોઉં છું તો બાપ! બાપ! બાપ! કંઇ પોટલાં—કંઇ પોટલાં! મને લાગ્યું કે ફુઇબા મુંબઇથી કદાચ પંઢરપુરની યાત્રાએ નીકળવાનો વિચાર રાખતાં હોય! ખરી વાત કઢાવવાના હેતુથી મેં ફુઇબાને ઉંધી બોલીમાં પૂછવા માંડયું; ઘી જેવી નરમ જાત પણ સીધી આંગળીને વશ નથી, ત્યારે આ તો મ્હારાં ફુઇબા! સરદારે અવળચંડા!

'તે તમે આટલાં થોડાં પોટલાં લઇને આવો છો, પણ તમે જાણો કે હું તમને મુંબઇથી બે ચાર દિવસમાં જવા દઇશ એમ બનવાનું નથી. ઓછામાં ઓછા એક મહિના સૂધી તો મુંબઇમાં રહેવું જ પડશે.'

'અરે એકને બદલે બે મહિના રહીશ, બેટા ! મને લાગ્યું હતું જ કે તું મને એમ વહેલી વહેલી સુરત આવવા દેનાર નથી, એટલે કંઇ નથી લીધું તોએ આટલાં પોટલાં થઇ ગયાં.'

ફ્રસ્યો ! પૂરો ફ્રસ્યો ! અંગ્રેજી વિવેક ! સ્વદેશી ઉંધી બોલી ! તમને ઉભયને—**नमः पुरस्तादय पृष्टतस्ते**—આગળ અને પાછળ બન્ને ઠેકાણે નમસ્તે !

'એ તો હું આપણે લઇને તમને એમ કહેતો હતો, કે આ છેક નાનાં નાનાં પોટલાંઓ છે, તેનું એક મોટું પોટલું કરો અને આ દળના લાડુ'—

એમાં લાડુ કયાં છે ? એ તો કાળું પીળું મટોડું છે.'

'અને આમાં આ તજની ઝુડીઓ—'

'અરરર ! પણ એ તજની ઝુડીઓ કયાં છે ? એ તો દાતણની પણીઓ છે.'

'આટલી બધી મટોડી અને આટલી બધી દાતણની ઝુડી !'

'લાવ પેલી મ્હારી ધોળની ચોપડી અને આંખ ફોડીને વાંચ એમાં મકનભાઇજીએ શું લખાવ્યું છે તે ! તમે મુવા મુંબઇવાળાઓ તો ગંધાતો સાબુ વાપરો, તે અમે મુવાં કયાં જઇએ ? મુંબઇમાં તો કાળી પીળી મટોડીનો દુકાળ અને દાતણ પણ મોંઘાં મોંઘાં દાટ; એટલે પહેલેથી જ લાંબો વિચાર કરીને એ બે ચીજો મેં બાંધી લીધી. આટલો મોટો ગધેડા જેવો થયો તોએ કંઇ અક્કલજ નહિ આવી.'

'ત્યારે આ પોટલામાં શું છે ?'

'એમાં તો તાંદળીઆની ભાજી તથા પાપડી, સક્કરીઆં અને રતાળુની ગાંઠ વગેરે '**ઉંધીઆનો**' સામાન છે. આપણાં પેલાં રતન-વહુ છે કેની, તેની ફોઇના દીકરાનો દીકરો મુંબઇમાં છે તેને આપવા એણે મોકલાવ્યું છે.'

'રતનવહુની ફોઇના દીકરાનો દીકરો ?'

'કેમ પેલા મુંબઇમાં આપણી ન્યાતના દાકતર છે અને જેમની છોકરી ઉર્વશીનાં તારે માટે માગાં આવે છે અને જેની હું સાફ ઘસીને—'

'સમજ્યો ! સમજ્યો. કંઇ ફીકર નહિ. મેં એનું ઘર જોયું છે, તે હું આપી આવીશ.'

ઉર્વશી ! મારી દિલારામ ! તારા ઘરનું નામ નહિ હતે તો હું પ્રતિજ્ઞાથી કહું છું, કે આ ફુલકોરબેન ને નંદકોરબેન વગેરેને ત્યાંથી આવેલાં પોટલાંની ફોજને એકાદા દાવપેચથી સિદ્ધી કૂવાને જ સ્વાધીન કરતે ! તારૂં નામ મને એક મંત્રસમાન છે. ઉર્વશી ! મારી દિલારામ ! જો તેમ નહિ હોત તો મેં મારો ધર્મ છોડયો હોત, મારી જ્ઞાતિ છોડી હોત, અરે ! મારાં ફૂઇબાના પૈસાને ઠોકરે મારી, મારા સ્વતંત્ર (!) વિચારોનું વેચાણ કરી, આટલો બધો પરતંત્ર નહિ બન્યો હોત. ઉર્વશી ! મારી દિલબર ! મારા જેવા એક પુરૂષને તેં દુનિયામાંથી ઉખડી જતો બચાવ્યો છે, તેની તને જાણ છે કે ? અહો ! બેઅખત્યાર જીવને અંધારામાં ભુસકો મારતાં અજાણતાંએ બચાવી લેનાર સુંદર સદ્‌ગુણી સ્ત્રીનો મહિમા !

અને ફૂઇબાની કાળી પીળી મટોડી અને દાતણની ઝુડી ! એમાં હસવાનું શું છે ? જપાનીઝ મટોડી ( તુથ પાઉડર ) અને જપાનીઝ દાતણ ( તુથ બ્રશ ), પીઅર્સનો સાબુ, સેંટ, લવંડર ને કોલનવૉટર, ટોપીનું બ્રશ, વાળનું બ્રશ, કોટનું બ્રશ, બુટનું બ્રશ, અને એવા એવા પરદેશી ધૂળ ધમાસાની 'ટ્રંકો'ની 'ટ્રંકો' સાથે મે શું મુસાફરી નથી કીધી ? મારા અને ફૂઇબાના વર્તનમાં ફેર માત્ર એટલો જ કે હું મુર્ખાઇ છૂપાવી શકું એટલો હોશિયાર છું, જ્યારે ફૂઇબા બિચારાં ભોળાં છે ! હા, કદાચ આ ગામડી લોકોની આવી ભોળાઇ માટે હસીએ તો ના નહિ !

રાત પડી ચૂકી હતી ! બપોરની ખાધેલી દાળ ઢોકળી આજે

કીધેલી મહેનતથી પચી ગઇ હતી. એટલે વાળુ કરીને ઉઠયા પછી જ મને ભાન આવ્યું, કે શાકમાં જરા મીઠું ઓછું હતું !

કડીંગ–કડીંગ...એક, બે......આઠ નવ, 'સ્ટાન્ડર્ડ ટાઇમ.'

મિ○ ભભાભાઈ 'ઉર્ફે'...આવી પહોંચ્યા હતા, તેમની સાથે ભોટવાશંકરને નીચે મુજબ ચિઠ્ઠી મોકલી. કાણુકોચરાની પોળ આવેથી બતાવી મેં એને કહ્યું કે 'શાસ્ત્રીજી' કરી બૂમ પાડજે અને કોઇ જાડા જેવા ગૃહસ્થ ( ! ) લાકડાનો ડંગોરો અફાળતા પૂછે, કે 'કોણ છે એ ?' તેને આ ચિઠ્ઠી આપજે.

**ચિઠ્ઠી**

'આપણે લઇને શાસ્ત્રીને કહું કે બહુ ગંભીર ભૂલ થઇ ગઈ છે. છેક ઇસ્ટેસન પર નીકળતાં ખબર પડી કે તમારા પિત્રાઇમાં બધાંજ સારી કાણી છે. મારી બપોરની ભૂલ માફ કરશો કે ? ઇશ્વર-કૃપા હશે તો વળી પાછા મળાશું.'

ચિઠ્ઠી આપી હું પોતે ભાડુતી ગાડી લેવા ગયો; કારણ કે મકન કાકા અને ફૈઇબાનાં પાંચ પાંચ મળી દશ પોટલાં, હું પોતે અને મારાં 'ટ્રંક' તથા 'બેડીંગ,' એમ તેર 'પેસેંજરો'ને માટે કંઇ નહિ તો એક બીજી ગાડીની જરૂર હતી.

ફઇબા અને મકનજી કાકા એક્કામાં બેસનાર હતા.

કડીંગ કડીંગ...એક, બે...નવ, દશ. 'સ્ટાન્ડર્ડ ટાઇમ.' રાજ્યા-રોહણની ક્રિયાને માટે ખાસ હિંદુસ્તાનમાં પધારતા સમ્રાટ્ પંચમ જ્યોર્જનું મંગળ મુખ નિહાળવાનો આજે લાંબે સમયે પ્રસંગ પ્રાપ્ત થયલો હોવાથી આનંદી સુરત–ફ્રેંચ, વિલંદા અને અંગ્રેજ મહારાજ્યોની જાહોજલાલીનુ પારણું–આજ કેટલાક દિવસથી હળીમળી રહ્યું હતું. ભાડુતી ગાડીઓ મોંઘા દામે પણ મળતી નહિ હતી. ગાડીની શોધમાં આખા સુરતમાં કલ્પનાના ઘોડાઓ દોડાવ્યા હશે, પણ કાંઇ પત્તો લાગ્યો નહિ. આખરે ન છૂટકે મેં ચંદ્રકાન્તનો 'લેંડો' લાવવાનો વિચાર કીધો. જો કે એ 'લેંડો'એ તેર 'પેસેંજરો' માટે નાનો હતો !

પહેલેથી ખબર હોત કે પોટલાઓની એક 'રીજમીંટ' ફૈઇબા અને કાકા મકનજી તૈયાર કરનાર છે તો ચંદ્રકાન્તને અગાઉથી ખબર આપતાં ગાડીને માટે એ ના નહિ પાડતે. હું એમને ત્યાં ગયો ત્યારે સુશિલાભાભી શ્રીમદ્‌ભાગવત હમણા જ વાંચી રહ્યાં હતાં અને તેમાંના કેટલાક વિષયો ઉપર ચંદ્રકાન્ત સાથે ચર્ચા ચલાવતાં હતાં.

'માફ કરશો મારા આવવાથી આપને ખલલ થઇ હોય તો. પણ બીના એમ છે કે આજે બધા ભાડુતી ગાડીવાળાઓ—'

'આપણી ગાડી લઇ જાઓની ? મેં જતી વખતે પૂછયું નહિ, તેનું કારણ એટલું જ કે તમને અમારી ગાડી ભાગ્યેજ ખપે છે.'

ઘાટીને વરદી મળતાં તે તબેલેથી ગાડી જોડાવી લાવ્યો અને હું આ સુખી દમ્પતીને નમસ્કાર કરી ઉઠયો. ઘર આગળ આવ્યો ત્યાં ફૈઇબા અને કાકા મકનજી તૈયાર થઇને ઓટલા ઉપર ઉભાં હતાં. કુલી કાકી–તે કાકા મકનજીનાં અખંડ સૌભાગ્યવંતાં પત્ની–આંખ ઝાંખ વળતી હતી તોએ બારીએ ઉભાં રહીને પોતાનાં 'ભાયગજી'ને 'મીલીટરી ડ્રેસ'માં ઉભેલા નિહાળવાનાં ફાંફાં મારી રહ્યાં હતાં. વચ્ચે વચ્ચે 'હુ:' કરીને હસતાં પણ હતાં. કાળા લેંઘા પર સફેદ જામો, પચરંગી મોજાં પર થીંગડાં મારેલા બટનવાળા બૂટ, ઘાંચીશાહી. ઉપરથી જરા બેઠા ઘાટની વજન પડતી સુરતી પાઘડી, એ પાઘડીની અંદરથી કપાળપર ધસી આવી કાનને ઢાંકી નાખતો પચરંગી ફાટેલો ગલપટો અને હાથમાં ચીનાઇ 'ફેશન'ની છત્રી–કહો જોઇએ કુલી કાકી પોતાના 'ભાયગજી' પરથી આંખાં ને આખાં વારી જાય તેમાં નવાઇ છે ?

'મકનજી માસ્તર, હાથમાં છત્તર અને ખિસ્સામાં પત્થર' હું મનમાં બબડયો.

'જુઓ, તમે એક્કામાં બેસવાની જીદ કરો છો. પણ ઘોરીઆ ભાગી ગયા છે અને રસ્તામાં કંઈ અકસ્માત થાય તો મને કાંઇ દોષ નહિ દેતા. હા ભાઇ, હું તો મારે ખરેખરી વાત કહું છું.'

'આ મુવો કાળજીભો નહિ જોયો હોય તો! જો, તું તારે પોટલાં લઇને આવ. અમે અમારે એક્કામાં જઇશું. પડીશું તો અમને વાગશે, તેમાં તને શું?'

'અચ્છુ. ઝોકાવો ત્યારે.'

એક્કો ગયો અને મેં 'સેંડોમાં' પોટલાં ગોઠવવા માંડયાં. પોટલાંની વચ્ચે જેમ તેમ મેં મારી બેઠક લીધી એટલે તેજી ઘોડાએ ચાલવા માંડયું. રામદાસ મામાના ઘર અગળ ગાડી અવતાં મારે કાને ગાગરીઆ ભટનો અવાજ આવ્યો.

'વૈશંપાયે રૂષિ એણીપેર બોલ્યા, સુણ જનમેજય રાય;
હવે વિસ્તારી રે તુજને સંભળાવું કહું શાંતિપરવ મહિમાય.'

'લાડુ ને ચણાની દાળ, લાડુ ને ચણાની—' ગાગરનો રણકો એકાએક બંધ પડયો. અને સાંભળનારા લોકો—ભટજી સુદ્ધાં—રસ્તાની વચ્ચે દોડી આવ્યાં. દેખીતી રીતે કોઇ અકસ્માત થયો હતો. એવા અકસ્માત જોતા ફરીએ તો સ્ટેશનપર કયારે પહોંચાય? એમ લાંબો વિચાર પહોંચાડી મેં ગાડીવાનને ઝડપથી રામદાસ મામાના ઘરની બાજુએથી ગાડી ફંટાવી લેવા કહ્યું.

આંખ મીચીને ઉઘાડીએ એટલા વખતમાં તેજી ઘોડાએ મને સ્ટેશપર લાવી નાખ્યો. ગાડીવાનને ઘણુજ આગ્રહથી પાવલી આપી. પોટલાં નીચે જમીનપર ઉતારી હું, ફઇબા, મકનજી, કે છેવટ મિ. પેસ્તનજીને આવવાની રાહ જોતો ઉભો. ઘણી વારે પેસ્તનજી આવ્યા, પણ ફઇબા કે મકનજીની સીકલ દેખાઇ નહિ. મને એકાએક કંઇ સાંભરી આવતાં હું ચમકયો. 'પેલો અકસ્માત—પેલા અકસ્માત.'

'ના ના કહ્યું માને નહિ તે છીં છીં છીંકો ખાય' તેમાં હું શું કરૂં? મેં તો ઘણુંએ કહ્યું કે એક્કામાં ના બેસો.

ગાડી આવવાને અડધોએક કલાક બાકી રહ્યો હશે, એટલામાં દૂરથી 'ડાવેજર' જીવકોર ફોઇ અને 'એડીકાંપ' મકન કાકા લંગડાતા લંગડાતા ઝડપથી આવતા દેખાયા.

'કેમ ગાડી આવી ગઇ કે?' મકનજીએ હાંફતાં હાંફતાં પૂછ્યું.

'નારે હજી તો વાર છે.' એમ કહીને એમના કાળા લેંઘાપર ધૂળનો ડાઘ હતો તે મેં હાથેથી ઝાટકી નાખ્યો. જો ભાંગેલા ઘોરીઆની વાત ફઇબાને કાને મેં પ્રથમથીજ નહિ નાખી હોત તો મારી, એક્કાની અને ફત્તેભાઇની સાત પેઢી મકન કાકાની મદદ સાથે મારા ફઇબાએ ધોઇ નાખી હોત. હવે તો 'તેરીભી ચૂપ ઔર મેરીભી ચૂપ.'

'લ્યો હવે આ પોટલાં ગણી લો કે ટીકીટ લેવા જવાય.' મકન કાકાએ પોટલાં ગણવા માંડ્યાં. એક વખત ગણ્યાં, બીજી વખત ગણ્યાં—

'કેમ? પણ ગુંચવાવ છો શા માટે?'

આ જુવોને, આ જાણે એ તમારાં. આ પાંચ જીવકોરભાભીનાં અને આ બાકી વધ્યાં તે ચાર—પણ ઘેર તો મેં પાંચ પોટલાં તૈયાર કીધાં હતાં. હા યાદ આવ્યું હવે! આમાં મારા ઠાકોરજીની ઝાંપી ક્યાં છે?'

'ઠાકોરજીની ઝાંપી? અરરરર—'

'કેમ શું થયું? ગાડીમાં—'

'અરરરર! તે સાલું એમ થઇ ગયું કે?'—

'કેમ થઈ ગયું? ગાડીમાં રહી ગઇ?'

'ના રે ના, ગાડીમાં શું રહી જાય? એ તો સાલું એમ થઇ ગયું—'

'પણ કહોની ત્યારે કેમ થઇ ગયું?'

'ઘેર હું ગાડીમાં પોટલાં મૂકવા જતો હતો તે વખતે હું સમજ્યો કે ફુલીકાકીએ ભૂલભલાટમાં ચુલામાં કાકડી મૂકવાના મસોતાનું પોટલું પણ—'

અરર! એ તો મારા ઠાકોરજીની ઝાંપી હતી! ક્યાં મૂકી આવ્યા?'

'એમ તો હું ઠેકાણે મૂકી આવ્યો છું. આપણા ઓટલાપર પેલો મોટો ગોખલો છે કેની, તેના ખૂણામાં—'

'તમે બી મોટાભાઇ ! હવે ?'

'તે ભલા માણસ, આવા ગંધાતા કપડામાં ઠાકોરજીની ઝાંપી બંધાય કે ? હું તો સમજ્યો કે મ્હસોતાનું પોટલું—'

'તમે બી મકનભાઇજી દાધારંગ્યા જેવા છો તો ? ઘરમાં કંતાન નહિ મળ્યું હતું કે ગંધાતા મ્હસોતામાં—'

'નહિ નહિ ગંધાતું નહિ હતું, જીજીકાર ભાભી !' બન્ને બાજુના ઝપાટાથી કાકાજી ગળગળા થઇ બોલ્યા.

'હવે બેસો બેસો હું જાણું છું. તે દિવસથી પેલું ગંધાતા બળોતીઆ જેવું હાથમાં લઇને ફરતા હતા અને મેં પૂછ્યું કે શું છે ? તો કહે કે નાક લૂછવાનો રૂમાલ છે. કંઈ જ 'સસુકાર' નહિ મળે ! અને પેલી રાંડ કુલી–' ફઇબા ઉખડયાં.

આ એક ભૂલ હતી, ભૂલ નહિ પણ ગમ્ભીર ભૂલ હતી, ગંભીર ભૂલ નહિ પણ અક્ષમ્ય ગંભીર ભૂલ હતી ! હું જાણું છું કે એ ભૂલને લીધે મકન કાકાને પાછા ઘેર જવું પડશે ! હું જાણું છું કે એ ઘેરથી પાછા આવે તે પહેલાં મુંબઇની ગાડી મને ને ફઇબાને લઇને ઉપડી ગઇ હશે ! હું જાણું છું કે પેસ્તનજી એમને મુંબઇ આવતી બીજી ગાડીમાં બેસાડવાને બદલે ભૂલથી અમદાવાદ જતી ગાડીમાં બેસાડી દેશે–અને પછી ? પછી શું ? 'ભૂલચૂકની હસાહસ !' એ ગમે તેમ હો પણ એક ભૂલ તે ભૂલ જ છે. પછી તે જાણી-જોઇને કીધી હોય કે અજાણતાં થઇ ગઇ હોય !

'જાઓ ત્યારે પાછા ઘેર અને ઝાંપીને લઇ આવો ! મારા આ પારસી દોસ્ત અહીં ઉભા હશે તે તમારી ટીકીટ કઢાવી આપશે અને મુંબઇની બીજી ગાડીમાં તમને બેસાડી દેશે. ગાડી તો તમુને હાથ નહિ લાગે; પણ પાછા આવતાં બહુ મોડું નહિ કરતા હોં કે; નહિ તો બીજી ગાડીબી ચુકી જશો.'

'ના રે ના, મોડું શું કરે! આ આવ્યો!' કહી કાકાજીએ ચાલવા માંડયું. એક બે ભાડુતી ગાડીના ભાવ પૂછયા, પણ બહુ મોંઘા પડવાથી ચાલતા જ ગયા.

'જુઓ, બીજી ગાડી એક વાગે ઉપડે છે, માટે વાર નહિ કરશો, જરા જલદી ચાલોની તો?'

કાકાજી ચાલ્યા. કહો કે લંગડાતા લંગડાતા દોડયા! ટીકીટ માસ્તર બલકે સુરત 'અગ્નિરથ વિશ્રામસ્થાન'ના પ્રત્યેક અમલદાર પેસ્તનજીને ઓળખતા હોવાથી મેં એને ટીકીટના પૈસા ફૂઈબા પાસેથી લઇને, ટીકીટ કઢાવવા મોકલ્યા. ગીરદી ઘણી હતી, પણ એતો ટીકીટ ઓફીસની અંદર જઇને ઝટ ટીકીટ કઢાવી લાવ્યા. ફૂઇબાએ ટીકીટો લુગડાના ખોળામાં ઝીલી લીધી. પેસ્તનજી તો મૂવો પારસી કેની?—અને બોલ્યાં: 'મુવા ટીકીટવાળાને કહેવું હતું ને કે બે સામટી લઇએ છીએ તે એક આનો તો ઓછો કરે?

'કહેલું રે! પહેલે તો બસ એક ટીકીટના એજ રૂપીઆને વળગી રહ્યો. પન જહાં મેં ભટ દેતી કે બે તીકીત માંગી કે દપ કરતો કે એક આનો ઓછો કરી નાખીગો.'

મકન કાકાનાં ખાવાનાં બે પોટલાં મેં સાથે લઇ લીધાં અને કપડાનાં બે પોટલાં પેસ્તનજીને સોંપ્યાં. પેસ્તનજી તો પારસી, એટલે ખાવાનું તો અભડાઇ જાય ને? હું પણ કોઈ કોઇ વખત ધર્મ સમજી જાણું છું!

## ૧૯
## ગાડીમાં

ટીકીટ કલેકટર તો પેસ્તનજીનો ઓળખીતો હોવાથી અમારાં પોટલાંની ફોજ 'ક્વીક માર્ચ' કરતી 'પ્લેટફોર્મ' પર ચાલી આવી. 'ગાડી આવી ઘંટ વાગીગો' કે લોકોની દોડાદોડ અને બૂમાબૂમ શરૂ થઇ. ગીરદી ઘણી હતી પણ પેસ્તનજીએ અમને એક સારા

ડબ્બામાં બેસાડ્યા. એક મારવાડી ગૃહસ્થે અમને ડબામાં ચડતાં 'અઠે કઠે જગા હાય' કરીને રોકવા માંડયા, પણ પેસ્તનજીએ તો ડબ્બામાં ચડીને શેઠને બે ખભા પકડીને એવા તો હલાવી નાખ્યા કે શેઠજીએ વધારે બોલવામાં કાંઇ સાર દીઠો નહિ ! ગાળાગાળી કે બોલાચાલી કરતાં આવી 'મૂગી દલીલ' બહુકારગત છે એમ હવે મારી ખાત્રી થઇ! અમે ડબ્બામાં પેઠા કે બીજા બે ચાર જણ પણ અમારા ડબ્બાનું બારણું ઉઘાડું જોઇને ત્યાં ધસી આવ્યા. પણ હું બારણું બંધ કરી બારીને અઢીંગીને ઉભો; એટલે કોઈ ડબ્બામાં આવી શકયું નહિ. 'હો હા.' 'આવજો.' 'વહેલા આવજો' 'કાગળ લખજો'ના બૂમ બરાડાની વચ્ચે ગાર્ડની સીટી કુટી કે પેસ્તનજી ડબ્બામાંથી નીચે ઉતર્યા અને ગાડી ચાલી– ' કસા સાટી પોટા સાટી કોલાબા ઠેસના સાટી, કસા સાટી પોટા સાટી કોલાબા ઠેસના સાટી'—એમ અવાજ કરતો અગ્નિરથ ઘોર અન્ધકારમાં બેધડક આગળ ધપવા લાગ્યો. આહ ! ભયંકર રાક્ષસ ! તને ખબર છે કે તારા અપરિમિત બળને પણ આંખના એક પલકારામાં અંકુશમાં લાવવાને બુદ્ધિમાન આદમીની નાની સરખી પાંચ આંગળીઓ જ બસ છે ! ઓ બુદ્ધિમાન આદમી ! ખરો વિજય આવા રાક્ષસો જીતવામાં નથી, પણ એક નાનાં બાલક જેવાં ભાસતાં મનને જીતવામાં છે ! કાકરાખાડી, સચીન વગેરે નાનાં સ્ટેશનો વટાવતો અમારો અગ્નિરથ નવસારી સ્ટેશને આવી ઉભો. ડબ્બામાં આદમીઓ બેઠા બેઠા ઉંઘતા હતા. પેલા મારવાડી ગૃહસ્થનો મારી તરફનો તિરસ્કાર કંઇક ઓછો થયો હતો. એટલે અમારી વચ્ચે 'અઠે કઠે'ની વાતો શરૂ થઇ હતી. આ મારવાડીને બદલે જો કોઇ પારસી હોત તો એની સાથે ' તમે એકસ્ટ્રીમીસ્ટ' છો કે 'મોડરેટ.' 'કાસ્ટ ડીફરન્સ વિષે તમારો શો અભિપ્રાય ?' ગુજરાતી સાહિત્ય પરિષદના અધ્યક્ષ તરીકે સાક્ષર શ્રી નરસિંહરાવભાઇ નીમાય તો એવણ કેવું ' ફીગર કટ કરે ' વગેરે વગેરે અંગ્રેજી–ગુજરાતી 'લીંગવા ફ્રેંકા'માં ફેંકાફેંકી ચાલી રહી હોત; પણ અફસોસ ! આ તો 'બ્રાઉલેટરી ફેરી'માં ચાર

ચીચોડા ભેગા કરી હાલ 'વ્યાજ બટ્ટા'નો ધંધો ચલાવતા મારવાડી હતા ! આ સંજોગોમાં એમની સાથે ફક્ત એમને પોતાને જ લગતી વાતચિત થઇ શકે. એમનું પોતાનું નામ તો 'થાકે ડપકે બીન માકો ડપકો' હતું; પણ એમનું કહેવું એમ હતું, કે એ નામ ઉચ્ચારતાં એમના એક બે માનવંતા પારસી ગ્રાહકોનાં જડબાંને લકવો થઇ આવવાથી, એમણે એ નામ ટુંકાવીને ' ડપકા બીન ડપકા' રાખ્યું હતું. રહેવાનું ઠેકાણું ફણસવાડી: વ્યાજનો દર ટકાથી દોઢ ટકો—આ બધું મારે જાણીને શું કરવું હતું? એ તો ખાલી અમથું રહેજ—કહે છે કે 'ચપટી ધૂળનો પણ ખપ પડે,' ત્યારે આ તો 'ડપકા બીન ડપકા ! '

અગ્નિરથે નવસારી વટાવ્યું કે અમે ઉંઘવા માંડ્યું. ફઇબાના જીવને ઠીક નહિ હતું—જરા જરા હાડકાં દુખતાં હતાં. એમણે તો ગાડીમાં બેઠાં કે તરત જ ' ઝોપવા ' માંડયું હતું. પેલા મારવાડી ગૃહસ્થની ઉંઘ બહુ ખરાબ હતી. બેઠા બેઠા ઝોકાં ખાય એટલે વખતો વખત ફઇબાના માથા સાથે એમનું માથું અફળાય ! એક બે વખતે ફઇબાએ 'મુવા બૈરા માનુસકું દેખતા નહિ,' કરીને ' નોટીસ ' આપેલી, પણ નિદ્રાએ શેઠનો કબજો એવો લીધેલો કે જરા વાર સરખા બેસે, પણ ઘડી પછી પાછા જેવા ને તેવા. છેવટે નહિ સહન થવાથી એ ' બૈરા માનુસે ' શેઠજીને ખભેથી ઝાલીને બેઠકની નીચે પોટલાંઓની વચ્ચે ગગડાવી મૂક્યા. કેમ જાણે કંઇ બન્યું જ ન હોય, તેમ રા. રા. 'ડપકા બીન ડપકા' ત્યાં ને ત્યાં જ ઘોરવા મંડયા. મને લાગે છે કે પહેલી વખતે આંખ ઉઘાડતાં એને પહેલો વિચાર એ આવ્યો હશે, કે ' મેં થો બેઠકરી ઉપરી હોતો થે એઘશો કેઇશો ભયો કે બેઠકરી નીચે આઇ ગયો ? ' વાંચનાર વ્હાલા ! આ મારવાડી બોલીમાં કંઇ ફેર હોય તો મારી તરફનો ' મચ્છામિ દોકડો ' સ્વીકારી સુધારીને વાંચી લેશો !

છક—છક—છરરરર છુ......આંટરોડ !

## ૨૦

## મારા આલિશાન મકાને

ગીરગામ બેકરોડપર મારા માળા આગળ વિકટોરીઆ આવી પહોંચતાં. મેં ગાડી થોભાવવા ગાડીવાનને જણાવ્યું.

'કેમ આપણું ઘર આવ્યું ?'

'હા ! આ મોટો માળો આપણો.'

ફઈબાના મુખપર સંતોષ ફરીવળ્યો. 'આ મોટો માળો તે આપણો !' એ સાંભળી કયો જીવ નહિ હરખાય ?

મારી ઓરડી છેક ચોથે માળે હતી. ઓરડી આગળ આવતાં તાળું ઉઘાડી મારી 'બાદશાહી' ઓરડીની ઓળખાણ કરાવતાં, હાંફતાં હાંફતાં મેં ફઇબાને કહ્યું: 'આ મારી ઓરડી !'

'આ તારી ઓરડી ? આવડી કોડીઆ જેવડી કોટડી ! આનું ભાડું ?'

'મહિને સાત રૂપિયા ' મેં હિમ્મતથી જવાબ દીધો.

'મહિને સાત રૂપિયા ? મુવા આમ જ પૈસા ઉડાવે છે કે ? મહિને સાત રૂપિઆ ?'

'ત્યારે નહિ ! મારી કમાણીના પ્રમાણમાં તો આ ભાડું કંઇ જ નથી.' હવે જ મારા જીવમાં જીવ આવ્યો.

ફઈબાને લાગ્યું હશે કે કંઇ નહિ તોયે ભાડું ભરવામાં તો હું મુંબઇના નામદાર ગવરનરનેયે ટપી ગયો છું.

'અરે એ તો કંઇ જ નથી, પણ તમે જ્યારે મારો વાલકેશ્વરનો બંગલો જોશો, ત્યારે આંગળામાં દાંત-અરે દાંતમાં આંગળાં કરડશો.' મેં બી હવે ધડાધડ છોડવા માંડી.

'અને બંગલાનું ભાડું ?'

'મહિને સવાસો.'

'મહિને સવાસો ? એક હઝારની ઉપર કેટલા ?'

'અરે સોની ઉપર પચીસ!' હઝાર કરતાં પણ સો વધી જાય એવા ઠસ્સાથી મેં કહ્યુ.

'પણ આ બેવડાં ભાડાં—'

'તમે સમજો નહિ એમાં. મારા વાલકેશ્વરના બંગલાની પૂર્વે ખડકનો પહાડ છેઃ પશ્ચિમે અરબી સમુદ્ર આવેલો છે. ઉત્તરે ખાન બહાદુર બહેરામશાહ મેસોપોટેમીઆ કરીને પારસીનો અને દક્ષિણે રાવ સાહેબ ગડમથલકર કરીને પરભુનો—એમ બે બંગલા આવેલા છેઃ હવે આ પારસી અને પરભુના બંગલામાં દરરોજ મચ્છી રંધાય તેની વાસ—'

'અરે થુંક થુંક; આ પાણીના કોગળા કર, મુવા સવારના પહોરમાં એ નામ કયાં દીધું! તારો વાલકેસરનો બંગલો પહોંચ્યો બા. મારે તો ત્યાં નથી આવવું. આ ઓરડી જ ઠીક છે.'

'પણ મારા ભટ અને ઘાટી બધા ત્યાં વાટ—'

'જહન્નમમાં નાંખ, તારા ભટ ઘાટીને. તું તારે જમવા જજે. હું તો મારે અહીંઆ મંદિરેથી શ્રીમહાપ્રભુજીનો પ્રસાદ મંગાવીને ખાઇશ.'

સવારના નિત્યકર્મમાંથી પરવારી હું મારા વાલકેશ્વરને બંગલે-વીશીમાં-જમી આવ્યો. સવારથી તે અત્યારસુધીમાં ફઇબાએ મકન-કાકાને કંઇ દોઢસોવાર યાદ કીધા હશે, પણ હું કાંઇ ત્રિકાલજ્ઞાની હતો કે એનું શું થયું તે જાણી શકું? ઘણું થાય તો તર્ક કરૂં કે એ અમદાવાદ ગયા હશે! ખરૂં તો એમનો કે પેસ્તનજીનો કાગળ આવે જણાય! તે પણ ધીમે ધીમે.

સુરતથી લાવેલાં પોટલાં જેનાં હતાં, તેને ત્યાં હું આપી આવ્યો. ફક્ત રતનવહુની ફોઇના દીકરાના દીકરાનુ પોટલું બાકી રહ્યું. તેને માટે તો ફઇબાએ જીદે ચડીને કહ્યું કે 'તું તારે મને આઘેથી ઘર બતાવી તારી આપીસે ચાલ્યો જજે અને એક કલાક રહીને આપી-સથી પાછા આવીને મને પાછો ઘેર મૂકી જજે.'

કરમની કઠણાઈ! બીજાઓનાં પોટલાંઓ પહોંચાડવાની હેલપાટી કીધા પછીની ફૂઇબાની આ બેહયાઇ! અરે ઓ હિંદુસ્તાનના તેત્રીસ કરોડ દેવતાઓ! તમે બધા ક્યાં ઉંઘી ગયા છો? ફૂઇબાને રતન-વહુની ફોઇના દીકરાના દીકરાનું, એટલે ઉર્વશીનું ઘર દૂરથી બતાવી હું ઓફીસે ગયો અને રાતના ગાડીના ઉજાગરાથી માથું ભમતું હોવાને બહાને સાહેબની રજા લઇને તરત જ પાછો ફૂઇબાને લાવવા ઉર્વશીને ત્યાં ગયો!

## ૨૧

## ઉર્વશીને આંગણે

'હું તારી વાટ જ જોતી હતી, બેટા! ચાલ જઇશું ત્યારે?'

ઉર્વશીના ઘરમાં પગ મૂકયાને મને હજી એક સેકંડ બી નહિ થઇ હોય, એટલામાં તો ફૂઇમા મને જોઇને ઉઠી ઉભાં થયાં! ઓહ! કંઇ એવું થઇ જાય છે!

'જરા બેસો, બેસો; દાક્તર હમણાં દવાખાનેથી આવતા હશે, તેમને મળીને જાઓ.' ઉર્વશીનાં માતુશ્રીએ મને કહ્યું.

હા–આ–આ–સ, પણ એટલામાં તો દાક્તર પણ આવ્યા. મેં ઉઠીને સલામ અને હસ્તધૂનન કીધાં.

'સાહેબજી! કેમ છો? હમણાં તમે કઇ ઓફીસમાં છો?' દાક્તરે પૂછયું.

'જી, હું હમણાં–'

'આમ સીધો ઉભો રહીને દાક્તરને હોશીઆરીથી બરાબર અંગ્રે-જીમાં જવાબ દેની! તને 'માટ્રીક' સુધી ભણાવ્યો, તે બધું ક્યાં નાખ્યું?' ફૂઇબાએ મને ધમકાવ્યો.

'કંઈ નહીં. માજી! એમને બોલવા દો.' દાક્તરે હસતાં હસતાં કહ્યું.

'જી, હું હમણાં મેસર્સ ચોખા પોટલા નામની ઇટાલીઅન ફર્મમાં કામ કરૂં છું.'

'ત્યાં તો પગાર સારા હશે ?'

'ત્યારે ? સાત રૂપિયા તો ઓરડીનું ભાડું ભરે છે! અને વાલકેસરમાં '—ફૂઇબાએ બાફવા માંડયું.

'જી, હા! વિલાયતી પેઢીઓમાં દેશી પેઢીઓ કરતાં પગાર સારા હોય છે.' હું ફૂઇબાને બાફી મારતાં અટકાવી બોલ્યો.

'અને આ બધું મારૂં છે, તે કોનું છે? હું તે કેટલાં વર્ષ જીવનાર છું?' ફૂઇબા બોલ્યાં.

દાક્તરે મારી ઉમ્મર વગેરે પૂછી લીધાં. મને લાગ્યું કે મેં દાક્તરના મગજપર કંઇક સારી છાપ બેસાડી હતી. થોડીકવાર પછી અમે ઉઠયાં. બહાર ગેલેરીમાં ઉર્વશી નિશાળે જવાને તૈયાર થઇ ઉભી હતી, તેને માથે હાથ મૂકીને ફૂઇબા બોલ્યાં: 'આવજે બેટા !'

વાળ પીંખાઇ જશે તો કલાસમાં 'ચોટલા ચાંલા ચોખ્ખાઈ' ના વિષયમાં નંબર ઉતરી જવાશે, એ ધાસ્તીથી ફૂઇબાનો રાઠોડી પંજો ઉર્વશી તરછોડી નાખશે એમ મને લાગ્યું, પણ નહી; એ તો હસીને ગેલ કરતી બોલી: 'વારૂ જી.'

'ઉર્વશી ! બેટા ! હજી તું ગઇ નથી ! તારી નિશાળનો વખત તો કયારનો થઇ ગયો છે!' અંદરથી અવાજ આવ્યો.

'ના, બા ! આ જરા બૂટમાં બટન નાખતાં વાર થઇ અને શકુ પણ પાન લેવા ગઈ હતી, એટલે એની વાટ જોઇને ઉભી હતી.' દાદરે ઉતરતાં ઉર્વશીનો અવાજ મારે કાને આવ્યો.

શકુ ધાટણુ તો પાન લઇને કયારની આવી હતી ! બાકી બૂટના બટનની વાત કંઈક મનાય! ડાકટર સાહેબના બદલે જો આ કણ્વ ઋષિનો આશ્રમ હોત તો ઉર્વશીના બૂટના બટનને બદલે શકુન્તલાના પગનો કાંટા હોત!

## ૨૨

## બે પત્રો: મકનજીકાકાની મુસાફરી !

ફૂઇબાનો સુંબઇનો પહેલો દિવસ પસાર થયો. ખાવામાં શી

મહાપ્રભુજીનો પ્રસાદ, પીવામાં, કૂવાનું ગાળેલું ચોખ્ખું પાણી અને ગાવામાં શ્રીમહાપ્રભુજીનાં ધોળ: આ અને આવા બીજા મર્યાદના આચારવિચારમાં ફઇબાની અત્યારસુધીની જીંદગી પસાર થઈ હતી અને હવે તો એ એના સ્વભાવ જેવા થઇ ગયા હતા. મર્યાદાના માથાકૂટિયા આચારવિચારો મારા જેવા કહેવાતા સુધરેલાને ભલે નહિ ગમે, પણ હું એટલું તો જોઇ શકું છું કે ફઇબાના આચાર-વિચારો સંપૂર્ણ સાદા અને તન્દુરસ્ત હતા અને એ જ આચારવિચાર પાળવામાં કંઇક મક્કમપણું જાળવ્યું હોય તો કહેવાતી સુધરેલી દુનિયાએ જે અનેક જાતના રોગનાં મૂળો આર્યાવર્તમાં દાટયા છે, તે જડમૂળથી ઉખડી જાય એમાં કાંઇ શંકા નથી. હશે, એ ગમે તેમ હો ! જ્યાંસુધી સુધરેલી દુનિયામાં લક્ષ્મીની રેલછેલ છે, ત્યાંસુધી એ સુધરેલી દુનિયા અને તેના આચારવિચારો મારા જેવા સુધારાવાળાને આદર્શરૂપ છે અને તેથી જ એ પૈસાદાર દુનિયાને સર્વ વાતે શ્રેષ્ઠ કુલીન, સુધરેલી અને 'સર્વ ગુણસંપન્ન સર્વોપમાલાયક' અમે ગણીએ છીએ ! અસ્તુ.

બીજે દિવસે મને બે કાગળો મળ્યા. તેમાં એક પેસ્તનજીનો હતો અને બીજો કાકા મકનજીનો હતો. આ રહ્યો પેસ્તનજીનો કાગળ:—

રૂસ્તમપુરા, સુરત

તા૦............૧૯૧૨

**વ્હાલી દીકરી !**

ખોટા તાર મૂકવાથી સામ્ભા માનસને કેટલી બધી તકલીફમાં ઉતરવું પરેચ, એ સંબંધી તારી વાએજે મને ઘની અસર કરી અને તારા પેલા ડુમકલાસ કાકાજીને જીંદગીમાં એક ખરેખરો ધરો શીખા-રવા તારા ક્હીઆ મુજબ મુંબઇને બદલે અમદાવાદ ધકેલી આપીઆ ! મારા મનમાં કે એમને અમદાવાદમાં પેનલટી નહીં આપવી પરે કરીને મેં એને અમદાવાદની તીકીત જ કહરાવી આપી, પન એ તો કંઇ ભનેલો નીકળીઓ ! તીકીત માસ્તરની ભુલ થઈ હશે કરીને મેં એ તીકીત

'ચેંજ' કરાવી મુંબઇની લીધી અને એચનને ગારીમાં બેસારીઆ, પછી તો 'મેસમેરીઝમ'નો એક 'પાસ' અને કામ ખલાસ! 'હીપનોતીક તરાન્સમાં નાખતાં મેં એને સૂચના કીધી હતી, કે એ અમદાવાદ સ્ટેશને જ જાગે અને પરયોગ જો નિસફલ નહિ ગીઓ હોશે તો એમ જ થયું હોશે.

દીકરી! ખરેખર મને ઘનું લાગેચ. હવેથી હું એવું પાંપી કામ કોઈપન દહારો કરશ નહિ, તેની પકો નોંધ લેજે.

પન તારા કાકાજીનો ડરેસ! બાપ રે! મેં પૂછ્યું કે આ જામો ને લેંઘો કેમ પહેરીયોચ, તો કહે જે મુંબઇમાં તો કોત પાતલુનને બહુ માન! એટલે 'દેશ તેવો વેશ' રાખીએ! વરી પૂછ્યું કે તીયારે સાહેબની કાની હેટ કાંય નહિ પહેરતા? તો કહે જે 'દેશ છોરીએ; પણ વેશ નહિ છોરીએ!' ઓ તારી! ચંદરકાંતભાઇ હિંદુઇઝમનો ડીફેન્સ કરેચ, તીયારે કોઇ કોઇ વખત તારે પેલા બુઢ્ઢા મંગોલીયનની કાની ડાચું વકાસી જોયા કરવું પરેચ; તેના કરતાં આય તારા કાકાજીની કાની જરા હાજર જવાબી થાય તેને વરે આતલું લખીયુંચ!

શેરાં ડીયરે તુને દુવા સલામ લખાવીચ અને પૂછાવીયુંછ કે તમે કિયારે પન્નોચ. લી૰

તારો જ પેસ્તનજી

કાકા મકનજીનો પત્ર જરા લાંબો હતો. 'સ્વસ્તિશ્રી'થી માંડીને 'અમદાવાદથી લખીતંગ' સૂધીમાં જ એમણે અડધું પાનું ભરી દીધું હતું; એટલે એમના કાગળનો ભાવાર્થ જ એમની ભાષામાં જણાવવો ઠીક પડશે! આ રહ્યો તે.

'ભાઇજી! તમારા પેલા પારસીભાઇ બહુ ભલા. એ બિચારાએ તો ગાડીમાં બેસાડતાં જ કહેલું કે જો જો રે ભાઈ ઉંઘી નહિ જતા; નહિ તો મુંબઇ છોડી અમદાવાદ જશો. આમ તો હું ઘણી હોંશીઆરીથી કામ લેવાવાળો, પણ કહેવત છે કે 'દૂધનો દાઝેલો છાશ ફુંકીને પીએ,' તેમ મારી ઘરવાળીનો ભાઇ તે મારો સાળો નાથીઓ એક વખત ગાડીમાં ઉંઘમાં રહી ગયો, તે સુરતને બદલે મિયાંગામ

ઉતરેલો અને હું પોતે જ્યારે સંવત ૧૯૬૦ના વરખે આશો વદ ૧૪ને દહાડે મુંબઇ ગયલો. ત્યારે ટરામમાં બેઠેલો અને જાગતો હતો તોએ કોલાબાને બદલે પરેલ ઉતરેલો. આ વાત મને યાદ હોવાથી મેં ગાડીમાં શ્રીમહાપ્રભુજીનાં ધોળ ગાવાની ગાંઠ મારી કે ઉંઘી નહિ જવાય; પણ ભાઇજી, કોણુ જાણે શું થઇ ગયું કે ગાડીમાં બેસતાં જ મને તો ઉંઘ આવી ગઇ અને સવારના આંખ ખોલીને જોઉં છું તો અમદાવાદ! ટીકીટવાળાને ચાર આના પાનસોપારીના આપવા માંડયા તો તે કહે, કે હું શું લાંચીઓ છું? હાથે પગે લાગી મેં રૂપિયો આપ્યો, એટલે એ ભલા માણસે મને ગુપચુપ જવા દીધો. હાલ હું ભાઇશંકર શેઠની ધર્મશાળામાં છું. સુરત જવા જેટલા જ પૈસા હવે બાકી છે, માટે વળતી ટપાલે પાંચ રૂપિયા મોકલશો તો મુંબઈ આવીશ, નહિ તો પાછો સુરત જઇશ. ઘરમાં એનો જીવ ઉંચો થાય તેથી મેં એને કાગળ નથી લખ્યો, તેમ મશ્કરી થાય એ બીકે આ વાત અહીં કોઇને હું કરતો નથી; પણ મારો જીવ અહીંઆં બહુ મુંઝાય છે, વગેરે.'

આ કાગળ મેં મોટેથી ફૂઇબાને વાંચી સંભળાવ્યો. કેમ જાણે દુ:ખના ડુંગરના ડુંગર તૂટી પડયા હોય, તેમ ફૂઇબાએ મને પૂછ્યું: 'હવે ત્યારે મોટા! શું કરીશું?'

'શું કરીશું શું? આ વાંચ્યું નહિ કે એમનો જીવ અમદાવાદમાં બહુ મુંઝાય છે! એ તો હવે ફુલીકાકીને તારથી—'

'નહિ, નહિ; તાર કરવાની જરૂર નથી. એક કાગળ જ લખ.'

'કાગળ? કાગળ ફાગળમાં એ સુરતવાળા સમજે નહિ. એ તો તાર કીધો હોય તો જ એ લોકોને ખરી સ્થિતિનો ખ્યાલ આવે: એ હું સુરતવાળાઓને ઓળખું તો! બિચારા મકનકાકાનો જીવ મુંઝાય અને અમદાવાદ જેવા જંગલમાં એમને કંઇ ઓછુંવત્તું થાય તો ગામ–ગાળ આપણે માથે આવે! તારમાં જણાવીશું કે પૈસા લઇને જ જાય. કેમ, ઠીક કેની?'

ફુઇબાનો 'સ્ક્રુ' કયાં ઢીલો છે, તે હું સારી પેઠે જાણતો હોવાથી કામ કેમ લેવું તેની મને બરાબર ખબર હતી. 'તારમાં જણાવીશું કે પૈસા લઇનેજ જાય.' એ વાકય એને ગમી ગયું.

'ચાલ, ઠીક ત્યારે. તાર મૂકી આવ.'

મેં ફુલીકાકીને તાર મૂકયો: '**come, Makankaka dangerously ill.**'

બીજે દિવસે સવારના તો ફુલીકાકી એમના દીઅરની સાથે રડતાં કકળતાં ઘેર આવ્યાં.

'ઉં-ઉં-ઉં-ઉં-ઓ ભાયગજી રે! સાહેબ જેવાં લુગડાં પહેરવાની ના કહી તોએ તમે જીદ કરી એવાં કપડાં પહેર્યાં, મારા ભાયગજી! તમારા પર કોઇની નજર નહિ લાગે તેથી મેં તો રાઇ મીઠાં ઉતાર્યાં, તોએ તમારૂં સધર્યું નહિ રે મારા ભાયગજી! ઉં-હું-હું-હું! હાય હાય રે માડી હાય હાય—'

'અરે પણ રાંઠ ફુલી, આ તને થયું છે શું? તારો વર તો અમદાવાદ છે?'

'અમદાવાદ? તે મને શું ખબર પડે? 'અમદાવાદ' કયાં આવ્યું?'

'પણ હું તમને એમ પૂછું છું કે તમે અમદાવાદ જવાને બદલે અહીં શાનાં ધસડાઇ આવ્યાં?' હવે હું વચ્ચે પુરાયો.

'તે તમારો તાર આવ્યો કે ઘરમાં માંદા છે, તે જલ્દી આવો, તેથી હું અહીં આવી.'

'શાબાશ! કમ, મકનકાકા ડેન્જરસલી ઇલ, એટલે અમદાવાદ જવાનું કે મુંબઇ આવવાનું? એ તાર કિયા આંધળાએ વાંચ્યો, તે તો મને કહો.' હવે મેં દમ ભરાવવા માંડયો.

'ત-ત-તાર તો મ-મ-મારા ભાઇએ વાંચ્યો. મારો ભાઇ અંગરેજી પહેલી ચોપડીમાં પાસ થયો છે અને એ અંગરેજી તો બરાબર એવું બોલે કે જેવી ધાણી ફુટી.'

'તમારો ભાઇ તો કોઇ ગધેડો હોવો જોઇએ ગધેડો! તાર બરાબર વાંચ્યો નહિ અને ઓળનું ડોળ વેતરી માર્યું! લાવો, તાર ક્યાં છે?'

'જુઓ, આ રહ્યો.'

મેં તાર લીધો. વાંચ્યો, ફરી વાંચ્યો અને વાંચતાં વાંચતાં ફાડી નાંખ્યો!

'ચોખ્ખો ગધેડો! કોઇને મ્હોંડ કહેતા ના; નહિ તો તમારા ભાઇની ન્યાતમાં વાતો થશે અને એને કોઇ કન્યાનો પણ ડામ નહિ દે.'

'હું તો મારે નહિ બોલું, પણ તમે કંઇ બોલતા નહિ; નહિ તો મા વગરનો છોકરો બિચારો રખડી પડશે!'

'ઠીક, ઠીક; ત્યારે તમે હવે અહીં શ્રીમહાપ્રભુજીનો પ્રસાદ આરોગી બીજી જ ગાડીએ અમદાવાદ ઉપડો. બિચારા મકનજીકાકા ત્યાં મુંઝાતા હશે!'

ફુલીકાકી તથા એમના દીકરાને અમદાવાદની ટીકીટ કઢાવી આપી હું ઘેર આવ્યો. મકનકાકાના અમદાવાદના ઉતારાનું ઠેકાણું તથા બીજી અગત્યની માહિતી મેં મકનકાકાના ભાઇને આપી દીધાં હતાં; કારણ કે મારૂં વેર લેવાઇ ચૂકયું હતું અને હવે મકનકાકાને વધારે હેરાન કરવા હું રાજી નહિ હતો. પણ યા નસીબ! બીજે દિવસે મને મકનકાકાનો કાગળ મળ્યો, તેમાં એમણે એમ જણાવ્યું હતું કે અમદાવાદમાં જીવ બહુ મુંઝાવાથી મારા કાગળની કે પૈસાની રાહ નહિ જોતાં એ સુરત પહોંચી ગયા હતા! હવે આ ઘાટ કુદરતી જ બની આવ્યો હતો અને એમાં હું સોએ સો ટકા નિર્દોષ હતો. 'આની ગમસી તીની ગમ ને તીની ગમસી આની ગમ' એમ

'ભુલભુલૈયાંનો' નાટક ભજવાયા પછી આખરે મકનકાકા અને ફુલી-કાકી થાળે પડયાં, એ કહેવાની હવે કાંઇ જરૂર છે?

સવાર–બપોર–સાંજ–જન્મ–સ્થિતિ-મરણઃ કુદરતનું આ રાક્ષસી ચક્ર વગર વિસામે ફર્યું જ જાય છે. એ ચક્રમાં બેસી પ્રત્યેક પ્રાણી પોતપોતાના કર્મથી નિયત થયલો ભાગ ભજવ્યું જ જાય છે.

પણ આપણે આ ચક્કરની ફીલસુફીમાં કયાં ઉતરી પડયા! મકનકાકા અને ફુલીકાકી અનુક્રમે સુરતથી અમદાવાદ, સુરતથી મુંબઇ; મુંબઇથી અમદાવાદ અને ત્યાંથી પાછા 'ભાઇ કયાં તો કે ઘેરના ઘેર,' આવી ગયાં, એમ સિદ્ધી વાત નહિ કરતાં વચ્ચે ચક્કરને કયાં ઘસડી લાવ્યા! અફસોસ! મારૂં બી કંઇ ભેજું છે!

## ૨૩

## ચંચળ સાથે સગપણ?

**સવારનો સમય** છે. ઘાટીઓ ઘરનો કચરો સાફ કરી ફરનીચર લૂછી રહ્યા છે! ઢેડાઓ રસ્તામાં ઝાડુ મારતા મારતા ધૂળ ઉરાડી રહ્યા છે! હિંદુ–ઇરાની 'રેસ્ટોરાંઓ'માં રકાબી પ્યાલાઓનો ખખડાટ આર્યાવર્તમાં 'બ્રધરહુડ' (ભ્રાતૃભાવ)ના સિદ્ધાંતનો વિજય સુચવી રહ્યા છે! શ્રી મોહમયી–મુંબઈ–ની આવી ખુશનુમા સવારે (!) મારા ફૈઇબાએ પોતાની સીકલને ખુશનુમા બનાવી મને કહ્યું: 'મોટા, આજ તારા ભટ, ઘાટીને તારા વાલકેસરને બંગલેથી અહીં આવવાનું કહેજે; કારણ આજે રસોઇ અહીં કરવાની છે અને તારે પણ અહીં જમવાનું છે.'

'હા–આ–આ–આ, પણ પંચાત માત્ર એટલી જ છે કે મારા ભટ તથા ઘાટીએ હજી સૂધી 'બ્રહ્મસંબંધ' લીધું નથી, એટલે એ લોકોનું કરેલું કારવેલું તમને કેમ ખપશે?'

'મેર મૂવા ભખલેલ! ભટ ઘાટીને હજી સૂધી બ્રહ્મસંબંધ નથી લેવાડયું! મુવા, ઇશ્વરનો તો કંઇ ડર રાખ! પહોંચ્યા તારા ભટ ને

ધાટી ! થોડા વાસણુની ગોઠવણુ કર એટલે થયું. રસોઇ તો હું જ બનાવી દઇશ.'

'પણુ આજે છે શું, તે તો કહો ?'

'હોય શું વળી ? આજે તારી વહુને પહેલી ઘેર તેડી છે—'

'મારી વહુ ? મારી વહુ કોણુ ? એ શું બકો છો ?'

'એ આવશે એટલે જોજે. હમણાં તારે જાણીને કામ શું છે?'

હા—આ—આસ્તો ! મારે એ જાણીને કામ શું છે ? મારે તો માત્ર એટલું જ જાણુવાનું કે ' હું અદરાયો'—પછી કાઠિયાવાડી ઘોડી સાથે કે ગામની ગધેડી સાથે !

'અરે, પણુ ફુઇબા મારાં રે ! તમને ખબર છે, કે મારી અજાણુમાં થયલા વિવાહ મેજીસ્ટ્રેટની કોર્ટમાં રદ કરાવવાને હું શક્તિવાન છું તે ?'

'અરે જા રે, તારા માજીસ્ટરને શું કહું ને તને, શું કહું ! મુવાય બોલતાં બોલતાં છેક ફાટયો કે ? એક વખત ઇસમાઇલ કોરટમાં જા તો ખરો, પછી જો કે તારા 'માજીસ્ટર'નો 'ટાંટીઓ હાઇને' ખુરસી પરથી ગબડાવી પાડું છું કે નહીં ! અમે અમારાં છોકરાંના ગમે ત્યાં વિવાહ કરીએ તેમાં ' માજીસ્ટર 'ને શું લેવા દેવા ? જો મોટો વાત લાવ્યો !'

હું માનું છું કે મારાં રાઠોડી ફુઇબા જો ધારે તો લેંજાંના પાકાં પણુ શરીરે 'સલેમાન સાટક' જેવા 'માજીસ્ટરનો' ટાંટીઓ હાઇને ખુરસી પરથી ગબડાવી દઇ શકે ! એટલે હવે મેં બીજે ઠેકાણેથી પેચ ફેરવવા માંડયો.

'અરે પણુ તમે મારી વહુનું નામ નહિ જણુાવો તો હું કૂવો પૂરીશ, દરિઆમાં પડી આપઘાત કરીશ, હીરો ચુસી, ( હીરો મારી પાસે નહિ હતો !) અફીણુ ખાઈ મરી જઇશ—'

'દીકરા ! બેટા, શાંત થા; એમ અકળાએ શો ફાયદો ? તારો વિવાહ તો આપણી પેલી ચંચળ છે ને, તેની સાથે—'

'ચંચળ ! પેલી ભૂતની બ્હેન—શયતાનની નાની—એક આંખે કાણી—પેલી ચંચળ !'

મારી આંખો ફાટી ગઇ, આખું શરીર ક્રોધથી તપી ગયું. ઉર્વશી ! મારી લાડકી ! પરણવું તો તને જ, નહીં તો કુંવારી જીંદગીમાં કંઇ અચબ નથી.

'હાય ! હાય ! આ વૈરીનું નામ દીધું ? તે પણ મારા દેખતાં ? બોલતાં નથી, એટલે કંઇ છેક જ ફાટયો ને ! જો વધારે બોલ્યો કેની તો હવે તો બત્રીસી જ તોડી પાડીશ.'

'લ્યો મારો, મારી નાંખો, પણ એ ચંચળીને તો હું કદી પણ પરણનાર નથી—કદી નહીં.'

ફૈબાનો મીજાજ હવે ગયો. હું કંઇ પણ આગળ બોલું તે પહેલાં મને એણે એક તમાચો એવો તો જોરથી માર્યો કે હું લગભગ બેશુદ્ધ થઇને સાદડી ઉપર પડયો. મારી બન્ને આંખોમાંથી આંસુ વહેતાં હતાં. મેં પોક મૂકીઃ 'ઉર્વશી ! હું તને જેટલો ચાહું છું, તેનો પા ભાગ પણ તું મને ચ્હાતી હોય તો આપણા પ્રેમની આડે આવનારને તું તારા ખરા અંતરથી શાપ આપજે અને—'

ફૈબા હસ્યાં. હું રોયો—પોકેપોક મૂકી રોયો અને રડવાનું બાકી નહી રહેતાં, ધસઘસાટ ઉંઘી ગયો.

## ૨૪

## આ તો મારી ઉર્વશી !

હું ક્યાંસુધી ઉંઘ્યો હઇશ, તેનું મને ભાન નથી; પણ જ્યારે મારી આંખો ઉઘડી, ત્યારે......ઓ અજાયબી ! હું શું જોઇ રહ્યો છું ! સ્વપ્ન કે સાચું ! ચામડીપર ચીમટું ભર્યું અને જે ગાલપર ફૈબાએ તમાચો માર્યો હતો, તે ગાલપર મારી જાતે જ ફરી તમાચો લગાવવાની હિમ્મત નહિ હોવાથી, બીજા ગાલપર જોરથી

મેં તમાચો માર્યો અને મારી પુરેપૂરી ખાત્રી થઇ કે હું જાગું છું અને જે હું જોઉં છું તે તદ્દન સાચું છે.

'ઉર્વશી! તું-તમે અહીઆં?' મારાથી બોલી દેવાયું. 'ફૂઇબા ક્યાં?'

'કેમ વળી એમ પૂછો છો? મને આજે ફોઇજીએ જમવાનું નોતરૂં દીધું છે અને ફોઇજી તો–'

'તને–તમને જમવાનું નોતરૂં? હા હું સમજ્યો!'

હું ઉભો થયો અને મારી નાની ઓરડીમાં આમથી તેમ આંટા મારતાં મેં બોલવા માંડ્યું: 'હા, હું સમજ્યો! એ ડોકરીએ આજે પૂરેપૂરી ફજેતી કરવા ધારી છે! અરે, ઓ હિંદુ સંસાર! મારા જેવા કેટલા બધા ઉત્સાહી યુવાનોની જીંદગીને ઉગતી જ કચડી નાંખવામાં તેં મોજ માણી છે! હા, હું સમજ્યો! ઉર્વશીને અને પેલી રાંડ ચંચળાને એકી વખતે જમવા તેડીને મારી મશ્કરી કરવી! દાઝયા પર ડહામ તે આનું નામ! ઓ ડોકરી–

'પણ આજે આ તમને થયું છે શું? જાઓ ત્યારે, એમ ના બોલો. મને તો બ્હીક લાગે છે બા!'

'ઉર્વશી! હું તમને પૂછું તેનો સાચે સાચો–પ્રતિજ્ઞાથી સાચો–જવાબ આપશો?' મેં ઉભા રહેતાં પૂછ્યું.

'જરૂર, જરૂર, પૂછો જોઉં?'

'તમે મને ચાહો છો? ખરા અંતરથી ચાહો છો? સાચ્ચા દિલથી ચાહો છો? કંઇ પણ અપવાદ વગર–'

'હા, હું તમને ચાહું છું–અરે, મારી ખરી લાગણી બતાવવાને એ શબ્દો પણ પૂરતા નથી. મેં તમને જ્યારથી જોયા, ત્યારથી તમારી જીંદગી સાથે મને જાણે કેટલો બધો સંબંધ થવાનો હોય તેમ મને હમેશાં લાગ્યા કર્યું છે અને કોઇ અવર્ણનીય લાગણીએ મને એમ કહ્યા કર્યું છે, કે એ જ તારો પતિ–'

'ઓ ઉર્વશી! મારી લાડકી ઉર્વશી! ત્યારે તો ચાલ! ચાલ ઉઠ! પેલી ડોકરી અહીં આવી પહોંચે તે પહેલાં ઉઠ! ચાલ, આપણે નાસી જઈએ, ખ્રિસ્તિ ધર્મમાં ભળી જઈએ અને એ લોકોના રિવાજ મુજબ આજે ને આજે જ લગ્નની ગાંઠથી જોડાઈ જઈએ. ઓ! તું ઉઠ! નહિ તો પેલી શયતાન–'

'શાંત થાઓ, ધીરા પડો, આજે તમને શું થયું છે? આટલા બધા હસમુખા સ્વભાવના હતા, તે આજે આમ કેમ થઈ ગયા! લગ્નની દોડાદોડ શી છે? મારા ભાઈએ તેમજ બાએ કહ્યું છે, કે મારાં લગ્ન આવતા મહિનામાં–'

'તારાં લગ્ન! તું પણ એવકા! બોલ, બોલ; તારાં લગ્ન કોની સાથે–?'

'કેમ કોની સાથે? તમારી સાથે વળી!'

'મારી સાથે? મા–આ–આ–રી સાથે! હેં–એ–એ–એ! ત્યારે પેલી ચંચળ!'

'ચંચળ, તે હું જ! ફોઈજીએ મારૂં નામ આપણે ઘેરથી ચંચળ કરીને પાડયું છે. બાની આગળ એ વાત કરતાં કરતાં બોલ્યાં હતાં, કે હું તો બોલવા ચાલવામાં–અને જાઓ વળી મને તો વાત કરતાં બધી શરમ લાગે છે–એવી હુશિયાર છું કે આપણે ઘેરથી ફોઈજી મારૂં નામ ચંચળ કરીને રાખશે! મારાં બાને પણ એ નામ ગમ્યું છે! પણ કહો જોઈએ, તમે આટલા બધા ઉશ્કેરાઈ કેમ ગયા હતા? શું હું તમને નથી ગમતી?' ઉર્વશીની આંખમાં આંસુ આવ્યાં, તે લ્હોતાં હું બોલ્યોઃ—

'અરે ઇશ્વર! આ આજે જ–તે પણ હમણાં જ–મને ખબર પડે છે, કે મારા વિવાહ તારી સાથે થયા છે! હમણાં જ હું જોઉં છું, કે મારી જીંદગીના ઇતિહાસના કાળા અક્ષરો સોનેરી હરફમાં ફેરવાઇ ગયા છે!'

'વિવાહની વાત તો આજ કંઈક દિવસથી ચાલતી હતી. આપણા જન્માક્ષર પણ જોવાઈ ગયા હતા, માત્ર નાની નાડીવેધનો બાધ હતો, તેમાં આટલા દિવસથી અટક્યું હતું. ફોઈજીના પાડોશી કોઈ મકનજી કરીને છે, તેના હાથનો મારા ભાઈ, એટલે મારા પિતાશ્રી ઉપર લખેલો કાગળ હતો; તેમાં જણાવ્યું હતું કે જો છોકરાંઓનાં મન એકબીજાથી રાજી હોય તો નાની નાડીવેધનો બાધ કંઈ અગત્યનો નથી. વિધિ કરાવીશું, એટલે એ બાધ નહિ નડે; માટે વિવાહ કરવાનો વિચાર હોય તો ફોઈજી મુંબઈ આવે અને ન્યાતિ રિવાજ મુજબ પલ્લું ભરી ન્યાતને ચોપડે વિવાહ નોંધાવે. મારા ભાઈએ તમારા જન્માક્ષર મંગાવતા પહેલાં મને પૂછી જોયું હતું. તેમ પાછું આ વખત પણ પૂછી જોયું અને મેં જ્યારે શરમાતાં શરમાતાં એમને કહ્યું કે 'તમારી જેવી ઈચ્છા!' ત્યારે એમણે ફોઈજીને વિવાહને માટે હા લખી. ફોઈજી જ્યારે પેલું શાકનું પોટલું પહોંચાડવા આવ્યાં હતાં, ત્યારે પલ્લાને માટે 'પોર્ટ ટ્રસ્ટનાં બોંડ' લેતાં આવ્યાં હતાં અને તેની જ્ઞાતિ શિરસ્તા મુજબ વ્યવસ્થા કરવા મારી બાને સોંપ્યાં હતાં. ભાઈ દવાખાનેથી ઘેર આવ્યા, ત્યારે એ વાત કોણ જાણે શા કારણથી ફોઈજીએ કાઢી નહિ; પણ મારા ભાઈએ તમને નોકરી તથા પગાર વગેરેના સવાલો શા માટે પૂછ્યા, તે તમે જાણો છો?'

'ના–આ–આ ભાઈ!'

'એ તો એટલા માટે કે તમે મારા ભાઈના હવે જમાઈ થવાના, એટલે જો તમને નોકરી સારા પગારની નહિ હોય તો મારા ભાઈ તમને પોતાની લાગવગથી કોઈ સારે ઠેકાણે ગોઠવી આપે.'

'વારુ, પછી?'

'પછી શું? ફોઈજી બપોરના દરરોજ અમારી વાટણ સાથે અમારે ઘેર આવતાં હતાં અને બોલતાં હતાં કે મકનભાઈજી હોત તો આ બધું મરદનું કામ એમને જાતે નહિ કરવું પડતે! ગઈ

કાલે જ મને એ નોતરૂં દઇ ગયાં અને આજે હું અહીં આવી, એટલે 'બેસજે બેટા ! હં કે ! હું જરા મંદિરે જઇને આવું છું !' એમ કહીને એ બહાર ગયાં. મને તો બહુ મઝા પડી. પણ તમે ઉંઘતા હતા, એટલે–'

'પણ હું તને એમ પૂછું છું કે આ સુંદર ઓરડીમાં દાખલ થતાં તને પહેલો વિચાર શો આવ્યો, તે તો કહે !'

## ૨૫

## 'ઉર્વશી મારે મન વસી રે !'

'**પહેલો વિચાર આવ્યો,** તે એ હતો કે જ્યારે મારાં લગ્ન પછી હું આપણે ઘેર આવીશ, ત્યારે આ બારીપર બધી ધૂળ ધૂળ થઇ ગઇ છે તે લૂછી નાખીશ. આ ઓરડીની જમીન બધી કાળી મેશ જેવી છે, તે સાબુથી સાફ કરી નાખીશ. જાળાં ઝપટાં બધાં ઝાપટી નાખીશ. આ સામાન બધો વિખરાયલો પડયો છે તે સરખો કરીશ. રસોડાનો કંઇ વગ નથી તો સ્વચ્છ કપડાનો પરદો કરી રસોડાને માટે જગ્યા કરીશ અને તમે વધારે ભાડું ભરી શકો એમ થશો, ત્યારે આનાથી જરા વધારે સગવડવાળી જગ્યા લેવાને હું તમને કહીશ –પણ તે પહેલાં આ બહુ સારી જગ્યા છે. એને સુધારવી તે મારૂં કામ–આ ખુરસીને પાયો નથી તે બરાબર સરખી કરાવીશ, આ ટેબલપર ટેબલકલોથ નથી તો તે મારી નવરાશની વેળાએ ગુંથીશ, આ તમારૂં ગંજીફરાક મેલું મેલું પેલા ખુણામાં સબડે છે તેને સાબુ દઇશ, આ તમારાં ફાટેલાં મોજાં—'

'બસ બસ, બહુ થયું ! ભલે ગામડી લોકો મને વહુઘેલો કહી હસે ! પણ તારા જેવી સુંદરીની સાથે સંસારની ઘરડમાં જોડાવું, એ એક મહાન ભાગ્યની નિશાની છે ! પ્યારી–વ્હાલી–લાડકી—'

પણ એટલામાં મારાં ફૂઇબાનો દાદરે ચડવાનો અવાજ સંભળાયો ! આડે દિવસે મારાં ફૂઇબાની દાદરે ચડવાની આ 'લશ્કરી

ઢબ ' મને કંટાળો આપતી, પણ આજે તો-હું પ્રતિજ્ઞાથી કહું છું કે-જો ફુઇબા ' લશ્કરી ઢબે ' ઘેર નહિ આવ્યાં હોત તો ઉર્વશી-મારી લાડકીને ચુમ્બન કરતાં હું આબાદ પકડાઈ ગયો હોત !

ઘરરરરર-ઘરરરરર-ઘરરરરર-ધું-ઉં-ઉં-ઉં-ઉં--

' કેમ હજી મોટો ઉઠયો નથી ? ' મારાં ફુઇબા ઓરડીમાં દાખલ થતાં જાણે હવાને પૂછતાં હોય તેમ બોલ્યાં-મોટાની વાત ઉર્વશીને પૂછવી તેમાં તો પાપ કેની ? જવાબ નહિ મળતાં વળી પાછાં બોલ્યાં: ' લે, બેટા ચંચળ ! આ લુગડું બદલી નાંખ અને આ સગડીમાં કાકડી મૂકી દે ! બીજો સામાન હમણાં મંદિરેથી આવે છે. કાકડી મૂકતાં તો આવડે છે ની ? '

' જી હા.'

' તેં બ્રહ્મસંબંધ લીધું છે ? '

' જી હા.'

' તને રસોઇ કરતાં આવડે છે ? '

' જી હા. આજે તો હું જ રસોઇ બનાવી દઇશ.'

' ના, બેટા ! તું તારે મને ' આપ્યું મૂક્યું ' કરજે. પણ બેટા, મને અજાયબી લાગે છે કે તારા ભાઇ તો સાહેબસઇ ટોપી ને કોટ પાટલુન પહેરે છે અને ન્યાતમાં તો એ ભખલેલ તરીકે ઓળખાય છે, છતાંએ તને બ્રહ્મસંબંધ લેવાડયું ? '

'મારા ભાઇ તો પોતાના ધંધાને અંગે એવો વેશ રાખે છે, પણ મારાં બા વૈષ્ણવ છે અને વૈષ્ણવોના આચારવિચાર પાળે છે, તે એમને બહુ ગમે છે. અમારે ઘેર ભટ છે, તો પણ મારાં બાએ મને બધી રસોઇ શીખવાડી દીધી છે. દરરોજ સવારે અને સાંજે અષ્ટાક્ષર મંત્રનો જાપ કીધા વગર હું કે મારાં બા જમતાં નથી. કોઇપણ ચીજ તુળસીથી પવિત્ર કીધા વગર અમે ખાતાં નથી. તુળસીની પરિક્રમા ફરીએ છીએ અને તેમાં પાણી સીંચીએ છીએ, ભાઇ કહે છે કે

અંગ્રેજ દાક્તરો હજીસૂધી તુળસીના ખરા ગુણોથી બેખબર છે, પણ જ્યાં એમની શોધકબુદ્ધિને એ વાતની ખબર પડશે કે મેલેરીઆ અને બીજા કેટલાક સ્ત્રીઓને લગતા કાતીલ રોગોનો નાશ કરનાર તેમજ એ રોગો ફેલાતા અટકાવનાર તરીકે તુળસી સર્વોત્કૃષ્ટ ઉપાય છે, ત્યારે એ લોકોમાં પણ તુળસીનો વા વાવા લાગશે અને તરત જ આપણાં પારસી છાપાંઓ દાંડી પીટશે :

' એક અમેરીકન ડોકટરની ધરખમ શોધ.—' મેલેરીઆ અટકાવવો હોય તો તુળસી વાપરો—'

મારાં ફૂઇબા હસી પડયાં. ઉર્વશીનું કહેવું એ સમજ્યાં હશે કે નહિ, તે તો એમનું મન જાણે, પણ એક અંગ્રેજી ભણેલી 'ચેલકી' વૈષ્ણવોના હસી કહડાયલા અને મૂર્ખાઇમાં ખપી ગયલા આચાર-વિચારોનું આટલી સમજથી પાલન કરે, ત્યારે કાંઇ નહિ તો એમને અજાયબી તો લાગી જ હશે ! હું પોતે જ અજાયબ થયો છું ને !

'જીવતી રેહેજે, બેટા ! અને તારા ભખલેલ ધણીને બરાબર સુધારજે.' ફૂઇબાએ ઉર્વશીને આશીર્વાદ આપ્યા.

મેવાલાપસી, ભાત, કઢી અને દુધી ચણાદાળનું શાક—એટલાં વાનાં આજે કરવાનાં હતાં. રસોઇ ઘણી સાદી છે, પણ આ દાસ્તાને ફૂઇબા વાંચનારમાંથી જેને એ સુરતી રસોઇ—એક વૈષ્ણવી સુરતી રસોઇ—નો અનુભવ હશે, તેના મોમાં આ વાંચી જરૂર પાણી છુટશે !

' ચંચળ, બેટા ! કંઇ ધોળઓળ આવડે છે ?'

' હા, આવડે છે ! તમારી મરજી હોય તો ગાઉં !'

' શ્રીમહાપ્રભુજીનું નામ દેવું એમાં મરજી શી ? ગા જોઉં !'

આ સુખદાયક ઘડી ! જ્યારે ઉર્વશીએ—મારી સુંદર કોયલે—પોતાના મધુર કંઠે ગાવાનું શરૂ કર્યું, ત્યારે જ—ઓ ઇશ્વર !—એક માકડ મને એવા તો જોરથી કરડયો કે જો હું ખરેખર જ ઉંઘતો હોત તો જરૂર જાગી જતે ! પણ આ તો ઉંઘવાના ઢોંગ હતા !

અમૃતનું પાન કરતાં મારાં રક્તનાં એક બે ટીપાં ચુસાયાં તેમાં શી મોટી વાત! એ વિચારે કંઇ પણ સળવળ કીધા વગર મારી ઉર્વશીના એક એક બોલને માટે મારાં રક્તનું એક એક ટીપું માકડને બલિદાન તરીકે આપતો, હું જ્યાં હતો ત્યાંનો ત્યાં પડી રહ્યો! કારણ કે સળવળ કરવું, એટલે મારી તરફ ફૂઇબાનાં ધ્યાનનું ખેંચાવું; ધ્યાન ખેંચાવું એટલે હું ભર ઉંઘમાં (!) હઉં તોયે મને ઢંઢોળીને ઉઠાડવો અને મને ઢંઢોળીને ઉઠાડવો એટલે ઉર્વશીનાં ઘોળને બદલે 'ટેબ્લો'!

વાંચનાર વ્હાલા! ખામોશ! મારી ઉર્વશી અમૃત ઝરે છે. માશુકના તલના બદલામાં સમરકંદ અને બુખારાનો ખુરદો કરનાર ખ્વાજા હાફિજજી અત્યારસૂધી મને છેલબટાઉ જેવા લાગતા હતા, પણ મારી ઉર્વશીના મંજૂલ સ્વરે ગવાયલા ગીતના શ્રવણ પછી મને લાગે છે કે હાફિજજી કંઇક કંજૂસ હતા! મેં શું આપ્યું, તે તમે પૂછો છો? આજથી મેં મારાં 'તન મન અને ધન' ઉર્વશીને સમર્પ્યાં! હું ધારૂં છું કે હાફિજજી ખુદ બખુદ આ વાત સાંભળે તો પોતાની કૃપણતા માટે શરમાય!

ખા—ખામોશ! મારી ઉર્વશી અમૃત ઝરે છે:

'વ્રજના જીવન! કરૂં વિનતિ રે શ્રી ગોકુલના રે ચંદ:
વ્રજના જીવન! કરૂં વિનતિ શ્રી વલ્લભ—નંદ,
વેગે તે આણાં મોકલો શ્રી ગોકુલના રે ચંદ—વ્રજના.

તમારાં દર્શન વિના વલ્લભ રે કહોજી કેમ રહેવાય?
મનડાં તે કંઇ પેર વાળીએ નયને નીર ભરાય—વ્રજના.
આજ સૂધી આદર કરી રે શ્રી યમુનાજી રહ્યા,
વિયોગતણું દુઃખ દોહલું કહોજી કેમ સહેવાય—વ્રજના.
દૂર રહે કેમ ચાલશે રે કહોજી કે'ની એ રીત?
આજકાલનું કાંઇ નથી, છે પૂર્વની પ્રીત—વ્રજના.

હરિ રે હઇયામાં જાણજો રે છે પૂર્વનો સ્નેહ;
દયા રે કરો દિનાનાથજી, નીકર તજશું આ દેહ—વ્રજના.

નયને ક્યારે નીરખીશું રે શ્રી ઠકરાણીઘાટ !
અંતરમાં ઇચ્છા ઘણી જોઉં વ્રજની વાટ—વ્રજના.

આ રે સુકાઇને શરીર થયાં રે ઝુરી હળધરવીર,
નયણાં તે રાખ્યાં નવ રહે ભરી ભરી આવે છે નીર—વ્રજના.

રાંક ઉપર શાં રૂસણાં રે પ્રભુ છો દીનદયાળ,
દાસી પોતાની જાણીને કરજોજી સંભાળ—વ્રજના.

દીનતા અને પ્રેમ-ભક્તિ પુષ્ટિમાર્ગના બે મૂખ્ય સિદ્ધાંતરૂપ ખડકની ઓથે ઉભી રહેલી સરિતારૂપ ઉર્વશી આ હૃદયદ્રાવક ધોળ પૂરૂં કરતાં ગદ્‌ગદીત થઇ ગઇ, ત્યારે એના ગાલપરથી નીચે ગબડતાં આંસુઓ જાણે સૂર્યના તાપથી તપીને સફેદ હિમાચળ ગંગા દ્રવતો હોય તેનાં જેવાં લાગતાં હતાં. ફુઇમાની આંખમાં પણ આંસુ હતાં—જે ફુઇબા શયતાનને પણ ચોટલી હોય તો ચોટલી, દહાડી હોય તો દહાડી અને છેવટ તે નહિ તો વાળ વગરની સુક્કી તાલકી પકડીને ભોંયભેગો કરી શકે એટલી શક્તિ ધરાવતાં હતાં, તે પણ આ ધોળ સાંભળી ધ્રુસકે ધ્રુસકે રડી પડયાં ! અહો પ્રેમ ! મારી ઉર્વશીના વલ્લભ શ્રીકૃષ્ણ ! તારૂં અજીતપણું સ્વીકારી, તારા ચરણને નહિ ચુમ્બનાર જ્ઞાની ખરેખર નિષ્ઠુર છે ! અહો જ્ઞાન ! જ્યાંસુધી તું પ્રેમને તારી અર્ધાંગના તરીકે સ્વીકારવા ના પાડશે, ત્યાંસુધી તારો સંસાર નિરસ જેવો છે ! સબરસ–મીઠા–વિનાના ભોજન જેવો છે !

## ૨૬

## ફુઇબાની ફાંકડી વાતો

આ દૃશ્ય ખરેખર જોવાલાયક હતું. અત્યારસુધી હું ચુંચી આંખે પડયો પડયો જોયા કરતો હતો, તેને બદલે હવે મેં આંખ જરા વધારે

બોલી અને મારી ઉર્વશીને આંસુ સારતી–હિમાચળને ગંગા જવાતો–જોતો હું પડી રહ્યો. ફઇબા આંસુ લ્હોતાં બોલ્યાં: ' બેટા, મારો મોટો ખરેખર ભાગ્યશાળી છે! તારા ફુવાજીના દેવલોક પામ્યા પછી મારી ઇચ્છા ગોકુળમાં જ હમેશને માટે જઇને રહેવાની હતી, પણ મારા મોટાના વિચારે જીવભાવ હજીસુધી છૂટયો નથી, તે તારાં લગ્ન પછી, તું આપણે ત્યાં આવશે ત્યારે છૂટશે અને પછી હું ગોકુળ જઇશ. બેટા, તમે અંગ્રેજી ભણેલાઓ મોટી ઉમ્મરે સાહેબ લોકોની માફક એકબીજાને પસંદ કરીને પરણો, પણ મારાં, તારા ફુવાજી સાથે જ્યારે વેશવાળ થયાં, ત્યારે હું ત્રણ વરસની હતી અને તારા ફુવાજી સાત વર્ષના હતા. નાનપણથી જ અમે એકબીજા સાથે રમતાં રમતાં એકબીજાના ગુણદોષ સમજી ગયાં હતાં અને એમ એકબીજા સાથે નાનપણમાં છૂટથી રમતાં અમને એકબીજાપર હેત કરવાની ટેવ પડી ગઇ હતી!'

અહીં ફઇબા જરા અટક્યાં–નાદાન છોકરી સાથે ઘરડે ઘડપણ આવી વાતો હોય નહિ, એ વિચારે કે કોણ જાણે શાથી, એ કંઇક શરમાયાં–છતાં આગળ વધ્યાં:

' હા, ટેવ ! તું જુએ છે કે મ્હારામાં કંઇ એટલું રૂપ નથી; હું ગરીબ માબાપની છોકરી હતી, કંઇ ભણેલીએ નહિ, પણ મારાં જીએ મને રસોઇ અને ઘરનું કામકાજ શીખવાડેલાં. તારા ફુવાજી બહાર ધંધે જાય અને હું ઘરમાં શ્રીઠાકોરની સેવા અને ઘરનું કામકાજ કરૂં: એમ કંઇક દિવસો આનંદમાં ચાલ્યા ગયા. અમે લોકો કંઇ આ અંગ્રેજી ભણેલા ભાયડા બાયડીઓની માફક હાથમાં હાથ ભેરવી ફર્યા કરતાં નહિ, પણ જ્યારે કોઇ ધરમક્રીરીયા ( ધર્મક્રિયા ) કરવાની હોય ત્યારે તે સજોડે કરતાં, પણ વડીલોની આમન્યા કદીએ લોપતાં નહિ. બેટા, અમારો જમાનો ગયો, અમારાં શરીર ગયાં, અમારા ખાવાપીવાના વારા અને વાર તહેવારો ગયા, અમારૂ બધું ગયું: માન



" હર્ષશી શરમની મારી લાલ-ચોળ થઈ ગઇ...ફઇબા આગળ વધ્યાં. " ( પા. ૧૦૩ )

મરતબો, આમન્યા, બધું જ ગયું. બેટા, તું મારા કરતાં વધારે ભણી છે, પણ આ તારૂં શરીર તો જો ! એક સુવાવડ ખાશે, એટલે આની અડધીએ નહિ રહે !'

ઉર્વશી શરમની મારી લાલ લાલ થઇ ગઇ ! જાણે એના ગાલપર એકાએક ગુલાબનું ફુલ ઉગ્યું હોઇની ! ફૂઇબા આગળ વધ્યાં:

'તમે લોકો ભણેલા, પણ ગણેલા નહિ. મગજ બહુ ભરેલું, પણ બીજું બધું ખાલી. બેટા, તું તો સમજુ છે, એટલે મારે તને વધારે કંઇ કહેવાનું નથી, પણ હાથમાં હાથ ઝાલીને ફરવાથી અને આખો દિવસ બસ વડિલની કંઇપણ આમન્યા રાખ્યા વગર 'પ્યારા-પ્યારી' કર્યા કરવાથી વેવલું મન હાથ રહેતું નથી અને તેનું પરિણામ સારૂં આવતું નથી. વ્રત-અપવાસના તથા બીજા અમુક દિવસોએ સ્ત્રી-પુરૂષે પોતાનાં મનપર કાબુ રાખી એકબીજાથી અળગાં રહેવાનું આપણું ધરમશાસ્તર કહે છે, તે કંઇ ખોટું છે ? આ દેહ શ્રીઠાકોરજીનું મંદિર છે. એને હરેક પ્રકારે સ્વચ્છ રાખવું, મજબુત રાખવું, એમાં જ શ્રીઠાકોરજી પ્રસન્ન છે. શરીર મજબુત હશે તો મન પણ મજબુત થશે અને મન મજબુત થશે તો ઠાકોરજી કંઇ દૂર નથી; માટે શું કહું છું ? કુતરાં બિલાડાં જેવો વ્યવહાર નહિ રાખતાં મન ઉપર કાબુ રાખી શરીર સાચવવું. મોટી વય થતાં શ્રીઠાકોરજીની તારા ઉપર કૃપા થાય અને પેટે કંઈ સંતાન થાય તો તેને આ આજકાલની અંગરેજી ભણેલી બાયડીઓની માફક ધાવણને નહિ સોંપતાં, તેની બરદાસ્ત આપણી જાતે જ કરવી. છોકરાંને નવડાવવાં, આંખ આંજવી, ધવડાવવાં, તે માંદું થાય તો ઓસડીઆં ચટાડવાં-એ સર્વ આપણે જાતે જ કરવું. આંખ આંજવાનું તો નહિ જ ભૂલતી. અંગરેજી ભણેલાંઓ આંખ આંજવામાં શરમ ગણે છે અને છોકરાંઓને આંજ્યાં હોય તો 'બિલાડાં' કહી હસે છે. પણ બેટા ! એ ચશ્મે-હબ પોરીઆઓની આંખોપર ચશ્માં નથી હોતાં, ત્યારે એમની વાંદર જેવી

ચુંચી આંખો કરતાં આ મેશવાળી બિલાડા જેવી આંખો હજાર દરજ્જે સારી છે. પણ હી-હી-હી! આ તો 'ભેંસ પહેલાં ખીલા જેવી વાત થઇ! બેટા, વેવાણુ મને કહેતાં હતાં કે તારા વિવાહ તો વારી પસંદગી પૂછીને કીધા છે, પણ અમે કંઇ વેવાણની માફક વિવાહની બાબતમાં ખુલ્લેખુલ્લું છોકરાઓને પૂછીએ નહિ. પણ છોકરા છોકરીનું ચોક્કસ વલણ ક્યાં છે, તે તો મજાક મશ્કરીની વાતોમાં કે કોઇ બીજી મોઘમ રીતે તો જાણી લઇએ જ. વળી અમારે કંઈ અમારાં છોકરાંઓ નાંખી દેવાનાં નથી. તેમનો સંસાર કેમ સુખી થાય, એ તો અમે પણ પહેલું જોઇએ. જોની, આ મારો મોટો! એક દિવસ નાક નસીંગતો જાય અને તારૂં નામ દેતો જાય! મેં પૂછ્યું કે અલ્યા આ શું? ત્યારે પાધડીઘાલ્યો કહે કે 'એ તો ભેસતરીકા પ્રણામ!' પણ હું કંઇ ગધેડી બધેડી છું! તરતજ મેં જાણી લીધું કે હવે એ વિવાહ કરવા લાયક થયો છે અને તું એને ગમે છે! હી-હી-હી—'

ઉર્વશીને 'ભેસતરીકા પ્રણામ'માં કંઇ સમજ પડી હોય એમ મને લાગ્યું નહિ, તો પણ એ હસી પડી—જાણે પ્રભાતનાં નિર્મળ આકાશમાં સૂર્ય ચમક્યો હોયની!

'ઓહો! મોટા, તું જાગે છે?' ફઇબાની નજર મારી અર્ધ ઉઘડેલી આંખપર પડી.

હું પોતે જાગતો હતો કે ઉંઘતો, તેનું મને અત્યાર સુધી ભાન નહિ હતું. અંતઃકરણની વૃત્તિ ઉર્વશીમય થઇ ગઇ હતી. અહા! તે આનંદ! મારી લાગણીનું વર્ણન કરવા આ 'આનંદ' શબ્દ પણ કેવો લુખ્ખો છે! અવર્ણનીય આનંદ, તે આ જ કે? બ્રહ્માકાર વૃત્તિરૂપ સમાધિનો આનંદ આવો જ હશે કે? ઓહ! હું કંઇ જ કહી શકતો નથી.

ફઇબાનો અવાજ કાને પડતાં વૃત્તિ ચળી અને હું ચોંક્યો. નિદ્રા-નિદ્રાના ઢોંગમાં પણ શા શા અનુભવ મળ્યા! જે વડિલને હું

ગામઠી ઢોર ગણતો હતો, તે કંઇ નહિ તો મારા કરતાં કેટલાં બધાં વધારે ઠરેલ હતાં ! વડિલ ફૂઇબા ! તમારી પણ ભૂલો હશે, તમારી જીંદગીએ વહેમોથી ભરેલી હશે, પણ એ ભૂલો અમારા સુધારાવાળાઓમાં નથી શું ? અમારી જીંદગીએ ' મેનીઆ અને ' હોબી 'ઓથી ભરેલી નથી શું ? હશે ! જવાદોની યાર ! વળી મારા સુધરેલા ભાઇબંધો ટાણો મારશે કે બચ્ચા ' પસયો ! '

' આં–એ–ઉં ! ' મેં આંખો ચોળી બગાસું ખાધું અને ઉઠીને બેઠો થયો.

' ચાલ, બેટા ! રસોઈ થઇ ગઇ છે. હાથપગ ધોઇને જમવા બેસી જા. જો આજ તને મેં કંઇ જ મહેનત નથી આપી. આ બધો સામાન હું જાતે જ ભાવ પટ્ટીને લઇ આવી છું. હી–હી–હી ! બેટા ચંચળ ! ચાલ તો, અહીં પાટલાને ઠેકાણે પતવાળી મૂકી દે અને પાણીનો લોટો ભરી દે તો. '

સુખી સ્વપ્નું જોતાં આખો દિવસ કયાં ગયો, તેનું મને કાંઇ ભાન રહ્યું નહિ. બીજે દિવસે મને મારે સાસરે જમવા જવાનું નોતરું હતું. સાસુજીએ મારા પગ દૂધે ધોયા અને સસરાજીએ મારી સાથે ' શેકહેન્ડ ' કીધાં. આજે પણ આનંદ જ હતો.

## ૨૭

## સમ્રાટની સ્વારી

આજે પણ આનંદ જ હતો. ત્રીજે દિવસે સમ્રાટની સ્વારી મુંબઇમાં જાહેર રીતે નીકળનાર હતી. ઘેર ઘેર આનંદ ઉત્સવ મચી રહ્યાં હતાં. અરબ્બી સમુદ્રનાં ઉછળતાં મોજાંઓએ જાણે નામદાર શહેનશાહને માન આપવા મનુષ્યરૂપ ધારણ કીધાં હોયની, તેમ સફેદ વાઘામાં સજ્જ થઇ મુંબઇના તેમજ બહારગામથી આવેલા હજારો લોકો શહેનશાહ જે રસ્તે થઇને જવાના હતા, તે સર્વ રસ્તાઓપર ઠીચાઠીચ, સહુ અમારી સૂર્યના સખ્ત તાપને પણ

શહેનશાહના મંગલ મૂખચંદ્રનાં દર્શનની આશાએ નહિ ગણકારતાં ઉભા હતા. મારા એક સ્નેહીની દેશી કાપડની દુકાન કાલબાદેવી રોડ-પર આવી હતી; ત્યાંથી શહેનશાહ પસાર થનાર હોવાથી મેં ત્યાં મારે માટે તેમજ ફૂઇબાને માટે બેસવાની ગોઠવણ કીધી હતી. ઉર્વશીને એના પીએર તરફથી જવાનું હતું. જોવા જવાનો વખત થતાં ફૂઇબાને મેં કહ્યું: 'ચાલો ત્યારે, આજે રાજાને જોવાને આવો છોની?'

'રાજા! એમાં તે શું જોવાનું? રાજા જેવા રાજા હશે વળી!'

'કે-એ-એમ, એમ બોલો છો? સુરતથી તો બહુ હોંશથી આવ્યાં હતાં અને સુરતમાં તો કહેતાં હતાં કે તમારે રાજા જોવા છે અને એકઝીબીશન જોવું છે અને ઠાકોરજીના વાઘા કરાવવા કપડું ખરીદવું છે અને—'

'હવે આ ઘરડે ઘડપણ તે મારે રાજા કેવા અને અડધીબીશન કેવાં! એ તો બધી તને સમજાવવાની વાતો!'

'સમજાવવાની વાતો?'

'હાસ્તો વળી! તને જો એમ લખ્યું હોય કે આપણી ચંચળ સાથે તારા વિવાહ કરવાને મારે મુંબઈ આવવું છે, માટે સુરત આવ, તો 'પરથમ' તો તું શરમનો માર્યો આવેજ નહિ! કેમ, ખરૂં કેની? અને બીજું, તમે છોકરાંઓ એ બાબતમાં શું સમજો?'

'હાસ્તો! જુઓની, આ વિવાહની વાત સાંભળી ત્યારપછી શરમનો માર્યો હું બધો અડધો અડધો થઇ ગયો છું, ત્યારે તે પહેલાં તો શરમનો માર્યો પાવલા જેટલોય નહિ રહ્યો હોત! હવે હું તમને એમ પૂછું છું કે તમે મુંબઇ આવવાનું બીજું કારણ જે મોઘમ રાખતાં હતાં, તે મને શરમાવી નાખે એવા આ વિવાહનું જ હતું કે?'

'ત્યારે નહિ?'

વાંચનાર વ્હાલા ! ફઈબાના મૃત્યુનો તર્ક ખોટો પડયા પછી ફઈબાનાં મુંબઈ આવવાનાં બીજાં કારણનો તર્ક કરવા મેં જે સાફ ના પાડી હતી, તેનું તમને સ્મરણ છે કે ? મારી પોતાની તર્કશક્તિ માટે તમને હલકો વિચાર આવ્યો હશે ! પણ ખોટા તર્ક કરવા કરતાં નહિ તર્ક કરવા એ વધારે સલામતી ભરેલું છે, એમ જ્યારે તમે તમારા ખૂદના અનુભવ ઉપરથી જોઈ શકશો, ત્યારે મારે માટેનો તમારો હલકો વિચાર તમે ફેરવશો એમ આશા છે ! તમે પોતે જ કહોની, કે ફઈબાનું મુંબઈ આવવાનું બીજું કારણ મારા વિવાહ છે, એમ તમને પોતાને સ્વપ્ને પણ ખ્યાલ હતો કે ' આમ છતાંય જો તમે તમારો વિચાર નહિ ફેરવો તો પછી હું એમ જ સમજીશ કે 'આપકી લાપસી ઓર પરાઇકી કુસકી !'

'જો તમે નહિ આવો તો તમને મારા સોગંદ છે.'

'બેટા, એમ જરા જરામાં સોગંદ નહિ ખાઇએ ! ચાલ તારી મરજી છે તો આવું છું.'

અમદાવાદી પોમચો પહેરી ફઈબા તૈયાર થઈ ગયાં. લોકોની ગીરદીમાંથી મહામહેનને માર્ગ કાપતાં અમે કાલબાદેવીના રસ્તાપર આવી પહોંચ્યા. મારા સ્નેહીની દુકાનમાંએ આદમીઓ ઠાંચોઠીચ ભરાઇ ગયાં હતાં, પણ એણે બે ખુરસી અમારે માટે પ્રથમથી જ ખાલી રાખેલી હોવાથી અમને બેસવાની અડચણ પડી નહિ. શો લોકોનો ઉત્સાહ ! એક બે કલાક લોકોની પચરંગી પાઘડીઓ જોતાં બેઠા હઇશું, એટલામાં એક નાકેથી 'હુર્રા' અને તાળીઓનો ગગડાટ સંભળાયાં ! આ ચેપ લંબાતો લંબાતો અમારી તરફ આવતાં અમે પણ તાળી ઠોકવા મંડી પડ્યા. ફઈબાએ પૂછ્યું : 'કેમ ?' મેં કહ્યું: 'નાકા ઉપર રાજાની સ્વારી આવી પહોંચી હશે.' કલાકેક પછી ખબર મળ્યા, કે એ તો કોઇ મારવાડી રસ્તાની વચ્ચેથી પસાર થવાની તજવીજ કરતો હતો, તેને એક અંગ્રેજ ઘોડેસ્વારે બાવડાવી માર્યો.

તેની ખુશાલીમાં તાલીઓ ફુટી હતી ! બીજી વખત તાલીઓ ફુટી, પણ એક વખત છેતરાયલા હોવાથી અમે કાંઇ મચક આપી નહિ.

'હીપ–હીપ હુરો ! હીપ–હીપ–હુર્રા ! લોંગ લીવ અવર એમ્પરર—'

કાનને ફાડી નાંખે એવા મોટા અવાજો વચ્ચે શહેનશાહની સ્વારીનું આગમન સુચવતા નાગી તલવારવાળા ઘોડેસ્વારો પ્રથમ દેખાયાં. લોકો ઉત્સાહમાં આવી તાળીઓ ફોડયા જતા હતા અને 'ઘણું જીવો મહારાજા'ના પોકારો કર્યા જતા હતા. એટલામાં મુંબઇના આગેવાન શહેરીઓ તથા બીજા રાજા મહારાજાઓની ગાડીઓ તથા મોટરો આવી પહોંચી.

'મોટા, આમાં આપણા રાજા કિયા ?'

'હજી થોભો ! આવશે એટલે બતાવીશ.'

તાલીઓનો ગગડાટ વધુ અને વધુ ! આખું સરઘસ પસાર થઇ ગયું. લોકો રસ્તાની વચ્ચે ધસી આવ્યા, તો પણ હું તેમજ બીજાઓ વિચાર કર્યા કરતા હતા કે 'હજી શહેનશાહ કેમ નહિ આવ્યા ?'

અડધાએક કલાક પછી ખબર મળ્યા કે શાહેનશાહ તો કયારનાય પસાર થઇ ગયા હતા ! સફેદ સાદા પોશાકમાં શહેનશાહ બેઠેલા હોવાથી જોવા આવનારાઓનો મોટો ભાગ તે નામદારને ઓળખી શકયો નહિ અને તેથી નિરાશ થઇ લોકો પાછા ઘેર ફર્યા.

'મોટા, આમાં આપણે રાજાને તો કાંઇ જોયા નહિ ?'

'કેમ ! પેલા હીરા મોતીના દાગીના અને ઝીક ચળકનાં ડગલો ને લેંઘી પહેરેલા અને માથે હીરાનું મંડિલ ઘાલેલા અને કપાળે ગાજરીઉં ટીલું કરેલા ને હાથમાં હીરાજડીત મુડવાળી તુરોઆ જેવી વાંકી તલવાર રાખેલા અને મોમાં પાનનું બીડું ચાવતા વાંકી મૂછવાળા–મૂછે તાવ દેતા અને ઝીણા થોબીઆવાળા પેલી ઘોડા વગરની ગાડીમાં જોયા નહિ ? તે આપણા રાજા !'

'આપણુને તો ભાઇ કાંઇ દેખાયું નહિ.'

મને પોતાને જ કંઇ દેખાયલું નહિને! માહિમના ઓરસમાંથી પાછા ફરતા મિઆંભાઇ જેવું ડાચું કરી અમે પાછાં ઘેર આવ્યાં! અને રાતના બીજું કંઇ કરવાનું નહિ રહેતાં વાળુ કરી ઠંડુ પાણી પી સૂઇ ગયાં!

## ૨૮

## ટ્રામમાં

આજે રાત્રે પ્રદર્શન જોવા જવાનું હતું. ગીરગામને નાકેથી અમે ટ્રામમાં બેઠાં અને મુંબઇના 'શાહ મીઠાઇગર' ગોવિંદજી વસનજીની ડાકોરદ્વારની દુકાન આગળ ટ્રામ આવી પહોંચતાં ટીકીટ-માસ્તર અમારી પાસે આવ્યો. ફઇબાએ તેને પૂછવા માંડયું:

'કીદરસી આયા ?'

'ગીરગામસી.' માસ્તરે જવાબ દીધો.

'કીદરસી જાયગા ?'

'ધોબી તલાવસી!!!'

'તો હમકુ દોન ટીકીટ દેવ.'

'કીધરકી ?'

'મોટા, કીધરકી લઇશું ?'

'બોરીબંદર, દો ટીકીટ!' મેં માસ્તરને કહ્યું.

માસ્તરે ઝટ ઢાંકણું ખોલ્યું અને બે ટીકીટ ખેંચવા માંડી.

'જરા સબુર સબુર, દો ટીકીટ સામટા લેતા હે તો ભાવ કયા ?'

'દો આના!'

'દો આણા ? બાપ રે! કંઇ નાશી જાવણેકા સોદા હય. પોણા દો આનેમેં તો સબ લોક લે જાતા હે, ઓર તુમ દો આણા માગતા, તે શરમ નહિ આવતા ? એક ગામમેં દો ભાવ ?'

'કડીંગ!' માસ્તરે ઘંટડી ઠોકી અને ટ્રામ એક આંચકા સાથે ઉભી રહી. ફેટલાકોની પાઘડી નાકપર સરી પડી અને કેટ-

સાએકનાં નાક પગપર સરી પડયાં; મારૂં પોતાનું નાક ટ્રામની બેઠક સાથે અથડાઇ પડયું. પણ હિમ્મત રાખી રડી નહિ પડતાં નાક દાબી હું બેસી રહ્યો. નાનપણમાં દાદા સાથે ગાલ્લામાં બેસી પોંક ખાવા ભેસ્તાન જતા, ત્યારે આવી આવી કસરતોથી મારૂં શરીર કસાઇને ઘડાઇ ગયલું; બાકી મારે બદલે કોઇ બીજાના નાકે આમ બેઠકનો દાવ ખેલ્યો હોત તો—

'દો ટીકીટના દો આના પડેગા. લેના હો તો લો, નહિ તો ઉતર જાવ. ગાડી ખોટી મત કરો.' માસ્તરે ઘંટડી ઠોકી ફૂઇબાને ઠઠરાવ્યાં.

'એ તુમ દેખો તો ખરા! હું મુઇ અધમણુની તો છું નહિ ને આ પુમરા સરખા છોકરા, ઇશકા પણ કયા વજન! ઓર હમરી પાસ પોટલા બી નહિ ને ગાંસડા બી નહિ.'

'ચાલો બાઇ, ખાલી કીટ કીટ મત કરો. એકદમ ઉતરો!'

'મિસ્ટર, તમે બી આ માજીને સમજાવતા નહિ કે! એમ નાક પકડીને બેસી શું રહ્યા છો? પૈસા આપો, નહિ તો ઉતરી જાઓ. આ કાંઇ શાક માર્કેટ છે કે ભાવ કરવા બેઠા!' એક ઉતારૂ બોલ્યો.

'હા! હા! પૈસા આપો, નહિ તો ઉતરી જાઓ. તમારે લીધે ખાલી બીજાને ખોટી થવું પડે છે!' બીજો ઉતારૂ બોલ્યો.

'ચાલ, બોલ ત્યારે; આ પોણા દોન આના ને બે પાઇ લેવણા હે? નહિ તો તું નહિ ને તુમરા બાપ બીજા! ચાલ ઉઠ, મોટા! ગામમાં કંઇ એ જ ટરામવાળો હશે કે? બીજા શું મરી પરવાર્યા છે કે? કેમ બોલાવતા હે કે ઉતર જાઉં?'

'એકદમ ઉતરો! ગાડીકુ ખોટી મત કરો.' કંડકટરે ચીસ પાડી.

અલબત્ત, અમે ઉતરી પડયાં; કારણકે ફૂઇબાને સમજાવવાની મારી શક્તિ મારા નાકે કરેલી છેલ્લી બેઠક પછી કંઇક ગુમ

થઇ ગઇ હતી. તાજી જ કસરત કીધેલી હોવાથી ભૂખ પણ એવી સરસ લાગેલી કે જો ફૂઇબા સાથે નહિ હોત તો હું ગોવિંદજી વાસનજીને ત્યાંથી પૈસાના ગાંઠીઆ લઇને ખાતે! થોડેક સુધી અમે નાક પકડીને–હું દુઃખને મારે અને ફૂઇબા ચીરાબજારની મચ્છી–મારકેટની વાસને મારે–ચાલ્યા હઇશું, એટલામાં બીજી ટ્રામ આવી. તેમાં અમે બેઠાં અને એલ્ફીન્સ્ટન હાઇસ્કુલ આગળ ટીકીટમાસ્તર અમારી પાસે આવતાં મારાં ફૂઇબાની 'કીદરસી આયા' ને 'કીદરસી જાયગા'ની પ્રશ્નમાળા શરૂ થઇ! વળી પાછી ફજેતી થશે સમજી હું વચ્ચેજ બોલી ઉઠ્યો: 'અરરર! આપણે ખોટી ટ્રામમાં બેઠાં. કંડકટર, જરા ગાડીકુ સબર કરો તો!

'કડીંગ' કરીને ઘંટડી ઠોકતાં ટ્રામ ઉભી અને અમે ઉઠીને ચાલ્યાં અને 'કડીંગ કડીંગ' કરીને ઘંટડી ઠોકતાં ટ્રામ ચાલી અને અમે ઉભાં, હા ઉભાં! ઘણા ઉભાં, પણ બીજી ટ્રામ આવતી દેખાતી નહિ હતી, એટલે પ્રદર્શન ઝાઝું દૂર નહિ હોવાને લીધે અમે હવે ચાલવા માંડયું. ચાલતાં ચાલતાં મેં ફૂઇબાના 'કીદરસી આયા' ને 'કીદરસી જાયગા'ની ઉત્પત્તિ શોધવા માંડી.

'કેમ, મોટા! તું તો કહેતો હતોની કે આપણે આમ નથી જવું! ટરામમાંથી ખાલી ઉતરી પડયાંને?'

'ખાલી શેના વળી! આ ટ્રામ તો કોલાબા જતી હતી, જ્યારે આપણે તો બોરીબંદર જવાનું છે અને બોરીબંદર કંઇ હવે દૂર નથી.'

'સમજી–ઇ! મકનભાઇજી પણ એમ જ કહેતા હતા! વાંચજો મારી ધોળની ચોપડીમાં.'

બીજે દિવસે ફૂઇબાની ગેરહાજરીમાં પહેલું કામ મેં એ જ કીધેલું. 'ઇટાલીઅન પોટેટોઝ' જેવા અક્ષરે ધોળની ચોપડીમાં આમ લખ્યું હતું:

'મબઇન ટરમમ બસવ તયર ટકટવળન પછ્ન ક કદરસ અય ન કદરસ જયગ નહત એ સસરન કલબન બદલ પરલ લઇ જયજ.'

હત્તેરીકી ! મહા મહેનતે આ અરબ્બી સમુદ્ર—અરે અરબ્બી ભાષા જેવા લાગતા અક્ષરોના ટાંટીઆ ગોઠવી મેં નીચે મુજબ ખોખું તૈયાર કીધું:

'મુંબઈની ટ્રામમાં બેસવું, ત્યારે ટીકીટવાળાને પૂછવું કે કીદરસી આયા ને કીદરસી જાયગા: નહિ તો એ સસરીના કોલાબાને બદલે પરેલ લઈ જાય છે.'

'મોટા, મકનજીભાઈનું કહેવું ખરૂં તો ખરૂં ! અને હી–હી–હી પેલાને પોણા બે આના ને બે પાઈ આપવા માંડયાં, તે લેતાં એને વાઈ થઈ આવી અને આમ અહીં સુધી એ મફત મૂકી ગયો. કહેવત છે કેની કે હબસી મુઠ વાંકી તે વાંકી. પણ મોટા, કોલાબા અને પરેલ ક્યાં આવ્યાં ?'

'કોલાબા ને પરેલ ? તમે સુરતમાં રૂવાળાનો ટેકરો જોયો છે?'

'હા–આ–આ.'

'બસ ત્યારે, એ ટેકરા ઉપર પૂર્વ દિશા તરફ મ્હોડું રાખી ઉભા રહેતાં જમણા હાથ તરફ જે આવે, તે કોલાબા અને એક છાતીપૂર બીજું ખેતરૂં મૂકીને ડાબા હાથ તરફ જે આવે તે પરેલ !'

'આપણે તો ભાઈ કંઈ સમજ્યાં નહિ !'

'એ સમજ નહિ પડે એવી જ વાત છે. ઇશ્વરકૃપા હશે તો હું તમને કોલાબા લઈ જઈશ, ત્યારે બધી સમજ પડશે.'

'ઓહો–હો–હો ! મોટા, આ દિવાઓની અલગાર તો જો ! અને આ ઉંચે આકાશમાં જતી ગાડી–અરરરર ! ગબડી પડી કે શું ?'

'એ તો હિમાલયન માઉન્ટન રેલ્વે છે.'

'એટલે ?'

'એટલે એમ કે હિમાલયના પહાડપર ચાલતી આગગાડી !'

'હિમાલયનો પહાડ પેલો ગંગાજીવાળો કે ?'

'હા ! એ જ. એ જ. જુઓને પેલું સફેદ સફેદ બરફ ચળકે !'

કપાળપર હાથની છાંયા કરી ફઇબાએ ચુંચી આંખે જોયું અને તે બોલ્યાં :

'આપણને તો ભઇ કંઇ દેખાતું નથી !'

શું દેખાય મારૂં કલેજું! હિમાલયનું સફેદ બરફ ક્યાં અને બરફની સફેદીનો દેખાવ લાવવા આ કહેવાતા હિમાલયના પહાડની કંતાનના કપડાની બનાવેલી ભીંત ઉપર મારેલો ચુનાનો લેપડો ક્યાં!

અનેક જાતના સવાલજવાબ કરતાં અમે જુની મુંબઇના પ્રદર્શનની અંદર દાખલ થવાના દરવાજા આગળ આવી પહોંચ્યાં. ટીકીટ ઓફીસ આગળ લોકોની ગીરદી ઘણી હતી, એટલે ફઇબાને નજદીક આવેલા ગેઇટી થીએટર આગળ શ્રી અષ્ટાક્ષર મંત્રનો જાપ જપતાં ઉભાં રાખી હું ટીકીટ લેવા ગયો. જેમતેમ ટીકીટ કઢાવી ફઇબાને લઇને હું પ્રદર્શન આગળ આવ્યો. ટીકીટ લેવા ઉપર સોલજરો ઉભા હતા, તેમને ટીકીટ આપીને અમે દરવાજામાં દાખલ થયાં.

## ૨૯

## પારસી બાનુ સાથે પિછાન !

**પ્રદર્શનમાં દાખલ થતાં** જ એક દહેરી આવતી હતી, તેમાં જુના મુંબઇનો માટીનો બનાવેલો નકશો હતો. ને જોઇ, મુંબઇના પ્રદર્શનમાંથી ગાંસડે ને પોટલે કમાણી કરવાની આશાથી ભારે ખરચ કરી દુકાન માંડી બેઠેલા સોદાગરોની દુકાનો વટાવતા અમે ખુદ પ્રદર્શનમાં દાખલ થયાં. પ્રદર્શનના વિશાળ ક્ષેત્રની વચ્ચે એક 'બેન્ડ સ્ટેન્ડ' હતું. ત્યાં એક વિલાયતી વાજું વાગતું હતું, પણ લોકોની ઠઠ માઇસોરના નામદાર મહારાજાના લશ્કરી વાજાં આગળ તેનાં સ્વદેશી ગાયનો સાંભળવા વિશેષ જામી હતી. આ બધું જોતાં જોતાં અમે પ્રભુપાથારે કોમની સ્ત્રીઓ જે મંડપમાં પાણીમાં રંગોળી કરી સાથીઆ પૂરતી હતી,

તે મંડપમાં દાખલ થયાં. સીંગરની 'બુઢ્ઢી ડોશી' ખુરસીપર ક્યામતના દિવસ સૂધી કપડું સીવ્યા કરવાનો નિશ્ચય લઇને બેઠી હોય, તેમ કોઇની પણ ટીકાની દરકાર કીધા વગર અને સીવવાના કપડાંપરથી પોતાની દ્રષ્ટિ જરા પણ ફેરવ્યા વગર પોતાનું કાર્ય—પોતાને સોંપાયલું કાર્ય—કંઇપણ ફફડાટ વગર કુદરતની માફક કરે જતી હતી—અનંત કાલ સૂધી કપડું સીવ્યે જતી હતી. ત્યાં આગળ લોકોની જેટલી ગીરદી હતી, તેથી અરધીએ ગીરદી પ્રભુપાથારે કોમની સુંદર સ્ત્રીઓના નાજુક હાથનો હુન્નર જોવાને માટે હતી નહિ. આ મંડપમાંથી બહાર નીકળી 'બલુન' જોઈ અમે પાછાં જેવાં 'બેન્ડ સ્ટેન્ડ' આગળ આવ્યાં એટલે—

'અહો બેટા ચંચળ ! તું પણ આવી છે કે ?'

'જી હા ! હું મારી નિશાળની એક મારી પારસી બેનપણી સાથે આવી છું. તે આજે ઘેર આવ્યાં હતાં અને મને કહ્યું કે ચાલો ને ચાલો. અમે લોકો પેલાં વાજાં આગળ ખુરસીપર બેઠાં હતાં, એટલામાં મેં તમને દૂરથી જોયાં, એટલે હું દોડતી કે અહીં આવી.'

'ચાલ, ઠીક કર્યું. જો પેલી તારી પારસી બેનપણી આવે છે.'

'દીનબાઇ ! આ મારાં ફોઇજી.' ઉર્વશીએ પોતાની પારસી બેનપણીને ફઇબાની ઓળખાણ આપી.

'Very glad to see you, madam !' એમ કહી દીનબાઇએ ફઇબા સાથે હાથ મેળવવા પોતાનો હાથ આગળ કીધો. તેના જવાબમાં ફઇબાએ 'બઇરાં જેશ્રીકૃષ્ણ' કહી બે હાથ જોડયા.

'And this, my dear Urwashi ?' મારી તરફ આંગળી કરી દીનબાઇ બોલ્યાં.

'મારા વર !' ઉર્વશી બબડી.

'ને એવનનું નામ ?'

એવનનું નામ ! બાપ રે ! પોતાના વડિલ ઉભા હોય તે વખતે

તેના દેખતાં ' એવનનું નામ ' દેવું, એ એક હિંદુ બઇરાંને કેટલું મુશ્કેલ છે ?

' હા–તે–એમનું નામ–તો–ઓ–છોટા–થી ઉલટા—' ઉર્વશી ગુંચવાઇ. આ સમયે તે કેવી સુંદર લાગતી હતી ? જાણે પારધીની જાળમાંથી બહાર નીકળવા ફાંફાં મારી રહેલી હંસી !

' તે એને શું પૂછો છો ? મને પૂછોની! એનું નામ તો મોટા-ભાઇ ! ' ફુઇબા ઉર્વશીની મદદે આવ્યાં.

' એકસક્યુઝ મી, માય ડીયર ઉર્વશી ! મને ખબર નહિ કે તમે હિન્દુ લોકો ધનીના નામ નહિ લેવ કરીને. Well, Mr. Mota-bhai ! How do you like my sweet Urwashi ? '

' How do I like–યુ–આર–ડબલ્યુ–એ–એસ–એચ–આઇ ' you ask ? Better put it to my sweety ! God knows how passionately do I love her ! '

આ વખતે ઉર્વશી ફુઇબાની સાથે વાતે હતી, પણ તેનું ધ્યાન તો અમારી તરફ જ હતું. ગુલાબનું ફૂલ ! તેના ગાલપર ગુલાબનું ફૂલ ઉગી ઉઠ્યું !

' ચાલો, દીનબાઇ ! આપણે હવે ફરીશું ! ' ઉર્વશી બોલી.

' હું સાંજે પેલી ચેરપર તમારી વાત જોઇને બેઠી છું, તમે ફુઇજીને બધું દેખારી પાછાં આવો. આપરે બધાં ગારીમાં સાથે જ પાછાં જઇશું.'

' ટરામમાં ? ' ફુઇબા બોલ્યાં.

' નહિ જી ! મારી ધેરની ગારી છે જી.'

' બઇરાં તમે પણ ચાલોની તો ?' ફુઇબાએ માગણી કીધી.

' નહિજી, માફ કરો ! હું બહુ થાકી ગઇ છું. મિસ ઉર્વશી પણ–'

'ચાલો, દીનબાઇ ! બેસો ત્યારે, અમે જઇ આવીએ.' ઉર્વશી વચ્ચે બોલી ઉઠી.

'સાહેબજી, મિસ દીનાં! અમે તમને તકલીફ આપીએ છીએ.' મેં જતાં જતાં કહ્યું.

'કંઇ નહિ, કંઇ નહિ, મિસ્તર છોટાથી ઉલટા મોટા ! હી-હી-હી સાહેબજી !' ફઇબા અને ઉર્વશી આગળ હતાં, તેથી દીનબાઇનું આ હસવું તેઓએ સાંભળ્યું નહિ. દીનબાઇની સાથે હું પણ હસ્યો. આ ચવિત્રિ પારસી બાનુ મારી ઉર્વશીને હવે બનાવશે કે ?

૩૦

## પ્રદર્શનનાં દર્શન દહેરે

**અમે પ્રથમ જે મંડપમાં** હિંદુસ્થાનની કારીગરી તેમજ નવાઇની ચીજોનું પ્રદર્શન હતું, તે મંડપમાં ગયાં. દ્વારમાં પેસતાં જ પાસે શ્રીમાન સમ્રાટને મુંબઇની મ્યુનીસીપાલીટી તરફથી જે કાસકેટમાં માનપત્ર આપવામાં આવ્યું હતું, તે કાસકેટ જોવામાં આવતી હતી. તેની સામેની બાજુએ રેલવે કંપનીઓએ અગ્નિરથના નમુનાઓ પ્રદર્શિત કીધા હતા. કાસકેટની બાજુમાં શ્રીનગરની ઉત્તમ કારીગરીઓ ગોઠવવામાં આવી હતી. એમાંની ઘણીખરી વસ્તુઓ શ્રીમાન સમ્રાટ સાથે હિંદુસ્થાન આવેલી ઉમરાવજાદીઓએ ખરીદી લીધી હતી. વચ્ચે વચ્ચે થાંભલાઓ ઉપર નામદાર ઇસ્ટઇન્ડીઆ કંપની સરકારના વખતમાં મુંબઇના ગવર્નર જોનાથન ડંકનના સ્વહસ્તે લખાયલા પત્રો 'ફ્રેમ'માં મઢીને લટકાવવામાં આવ્યા હતા. આ પત્રો સુરતના પ્રખ્યાત શાહ નાગર કરસન ઉપર લખાયલા હતા અને તે તેના એક વંશજ રા. મણિલાલ ડાહ્યાભાઇ જાગીરદાર, બી. એ. તરફથી પ્રદર્શન કમીટીને પ્રદર્શિત કરવા આપવામાં આવ્યા હતા. આ સમયે બિલ્લીમોરામાં આવેલા ચીખલી તાલુકાનો વહીવટ શાહ

નાગર કરસનના હાથમાં હતો અને લૂંટારા પીંડારાઓના ત્રાસમાંથી શાહ નાગર કરસને લોકોનું રક્ષણ કીધું હતું, તેને માટે તેમજ પરગણાની વહિવટદારી ઘણી બાહોશીથી ચલાવી હતી, તેને માટે તે નામદારે તે પત્રોમાં શાહનાં વખાણ કીધાં હતાં. આ પછી હિંદુસ્થાનના પ્રખ્યાત ચિત્રકાર રાજા રવિવર્માની પ્રાસાદિક પીંછીથી શ્રીમાન ગાયકવાડ સરકારના રંગભુવનને માટે ખાસ તૈયાર કરાયલાં ચિત્રોનું પ્રદર્શન હતું. પ્રેમમૂર્તિ રાધાકૃષ્ણના ચિત્રમાં શાહ ચિત્રકાર રાજા રવિવર્માએ કમાલ કીધી હતી. આ પછી સ્વદેશ-પ્રેમી રા. પુરૂષોત્તમ વિશ્રામ માવજી તરફથી છત્રપતિ મહારાજ શ્રી શિવાજીનો વાઘનખ તેમજ પેશ્વાઇના સમયના પોશાકો તેમજ જૂનાં હથિયારો પ્રદર્શિત કરવામાં આવ્યાં હતાં. આ તેમજ બીજી અનેક કારીગીરી તેમજ નવાઇની ચીજો જોયા પછી અમે વ્યાપારી વિભાગવાળા મંડપમાં આવ્યાં.

'મોટા, આ મસીદ આગળ તે શું જોઇને લાવ્યો હશે?' લાંબે વખતે ફઇબાએ જીભ ખોલી. હું તેમજ ઉર્વશી મૂછમાં હસ્યાં—અલબત હું મૂછમાં હસ્યો અને ઉર્વશી ગાલમાં હસી; કારણ ઉર્વશીને મૂછ નહિ હતી! ફઇબા જેને મસીદ સમજતાં હતાં, તે મસીદ નહિ, પણ હિંદ કોઓપરેટીવ સ્ટોર્સની દેખરેખ હેઠળ તૈયાર કરવામાં આવેલો સર કરીમભાઇ ઇબ્રાહીમના હસ્તક ચાલતી ગીરણીઓમાં બનેલા કાપડનો 'સ્ટોલ' હતો. આ 'સ્ટોલ'ની સામે 'બ્રોચ ઇન્ડસ્ટ્રીઅલ મીલ'નાં ધોતીઆંનો તથા બોમ્બે યુનાઇટેડ અને ખટાઉ મકનજી મીલ્સના ઘણી જ સુંદર રીતે શણગારાયલા 'સ્ટોલ્સ' હતા. પાસે ટેકસ્ટાઇલ મીલ્સના મજબૂત અને સુંદર કાપડની 'દહેરી' હતી. આ 'સ્ટોલ્સ'ની સામેની બાજુએ નાકેથી કાશ્મિરી શાલ તેમજ ઉનથી ગુંથેલા ટેબલક્લોથ વગેરેની દુકાન હતી. પાસે શેઠ નુરભાઇ હકીમજીની દુકાન તેમજ અમદાવાદની 'ગુજરાત વીંવીંગ ફેકટરી'ના હાથવણાટના 'ટસર સીલ્ક'ના એજન્ટ રા એમ. ડી. જાગીરદારનો સ્ટોલ હતાં.

પછી શેઠ મોતીલાલ ખુશાલદાસનો જરીકામના નમુનાઓનો 'સ્ટોલ' હતો. મંડપની બરાબર વચ્ચે ભાવનગરના નામદાર મહારાજાશ્રીના કુંવરીબાનો ભારે ખરચે તૈયાર કીધેલો પ્રેક્ષણીય 'સ્ટોલ' હતો.

'ચંચળ, બેટા ! આ તોરણ જો ! તને એવું આવડે છે ?' ફૂઇબા બોલ્યાં.

'જી હા ! ઘણું સરસ રીતે ગુંથેલું છે. મને એવું આવડે છે.'

'ત્યારે તો મારા ઠાકોરના સીંઘાસનને માટે જરૂર એક ગુંથી આપજે. રાજાની કુંવરીને તો ખાઇ પીને બસ ગાડીઘોડે ફરવું જોઇએ, તેને બદલે આ શી માથાફૂટ ?'

ઉર્વશી હસી. અમે આગળ ચાલ્યાં. વચ્ચે થાંભલાઓ ઉપર 'પોઝીશન' આપવામાં 'સેકન્ડ ટુ નન' સાક્ષર છબી પાડનાર તારાપોરવાળાની છબીઓ લટકતી હતી. ત્યારપછી અમે નવલકથાની ઢબે જાહેરખબર લખનાર, પ્રામાણિક તીજોરીવાળા શેઠ ગોદરેજની તેમજ શેઠ હરિચંદ મંછારામ અને બીજાઓની તીજોરીઓનું પ્રદર્શન જોયું. શાસ્ત્રીય રીતે દવામાં સાચવી રાખેલા મુએલા સાપ, મેસર્સ જોશી અને સાક્ષર દેલવાડાકરના કીન્ડરગાર્ડનના 'સ્ટોલ્સ' તેમજ લાકડાનાં રમકડાં, વાજીંત્રો, ઘોડાગાડીના સામાનો, શીઆલકોટની રમતગમતની ચીજો વગેરે જોતાં અમે બહાર નીકળ્યાં. હીમાલય માઉન્ટન રેલવે, કેક વાક, જોય વ્હીલ વગેરે વગેરે રમતો જોતાં અમે પાછાં 'બેન્ડ સ્ટેન્ડ' આગળ આવ્યાં. અમને જોઇ દીનબાઇ ઉભાં થયાં અને વખત ઘણો થઇ ગયેલો હોવાથી અમે સર્વ એમની ગાડીમાં બેસી પોતપોતાને ઘેર ગયાં.

## ૩૧

## ઉર્વશી–મ્હારી મોઢડી સાથે—

**પ્રદર્શનની ધમાલથી** ગાજી રહેલા મુંબઇનું એક અડવાડીઉં

સહજ પસાર થઇ ગયું. ફૂઇબાને વિકટોરીઆગાર્ડન્સ, પરેલ, કોલાબા, રાજાબાઈ ટાવર, બોરીબંદર વગેરે મુંબઇનાં પ્રેક્ષણીય સ્થળો આ દરમ્યાનમાં મેં બતાવ્યાં હતાં. ઠાકોરજીના વાઘા તેમજ બીજા રેશમી કાપડને માટે હું એમને હોર્નબી રોડપર આવેલી રેશમી કાપડના જૂનામાં જૂના શાહ સોદાગર શેઠ માધવદાસ રૂગનાથદાસની દુકાને લઇ ગયો હતો. એક અઠવાડીઉં પસાર અને આજે રાતના હું તેમજ ઉર્વશી ફૂઇબાને ચર્નીરોડના સ્ટેશન ઉપર મૂકવા આવ્યાં હતાં. ફૂઇબા ગાડીમાં બેઠાં અને આશરે પાંચેક મિનિટ પછી ગાર્ડની સીટી ફુટતાં ગાડી ઉપડી. ઉર્વશીની આંખમાં આંસુ હતાં, ફૂઈબા પણ રડતાં હતાં અને જીંદગીમાં પહેલી વખત ફૂઇબાને માટે મારી આંખો પણ ભીની થઇ હતી; કારણ કે હવે મને એ વૃદ્ધ વડિલની કિમ્મત કંઇ વિશેષ લાગતી હતી. એમનો સરળ વાત્સલ્ય ભાવ અને મારી સુધરેલી ઠઠ્ઠા મશ્કરી ઉભયને સરખાવતાં, હું કબુલ કરૂં છું કે હું કાંઇક વધારે જંગલી હતો! ગાડી ચાલી.

'બેટા, કાગળ લખજે હોં કે:' ઉપડતી ગાડીએ ફૂઈબા બોલ્યાં.

'હા જી, તમે પણ જરૂર કાગળ લખજો.' ઉર્વશી આંસુ લૂછતાં લૂછતાં બોલી.

ગાડી ઉપડી અને તે દ્રષ્ટિમર્યાદાની બહાર જતાં મારાથી ગગળતે સાદે બોલી દેવાયું:

'ભોળાં મારાં ફૂઇબા!'

'ભોળાં અને કેટલાં બધાં ભલાં! મારાપર એમનું કેટલું બધું હેત? વ્હાલા, ફોઇજી જેવું માણસ દુનિયામાં નહિ થાય!' ઉર્વશી બોલી.

હવે આ તો મને ચોખ્ખી અતિશયોક્તિ જ લાગી.

'ફૂઇબા ભોળાં તો ખરાં, પણ મારી સાથે હમેશાં એ આડાં જ હતાં.'

'ખોટી વાત છે; મારી આગળ એ તમારાં કેટલાં બધાં વખાણ કરતાં હતાં! મને કહેતાં હતાં કે મારો મોટો તો જાણે જસોદાનો કહાન!'

'એમ કે? પછી તેં શું કહ્યું?'

'કહે શું? મારા તો બધા શરીરના બાલ ઉભા થઇ ગયા. આ મારા વ્હાલા! ફઇબાએ કેવું સુંદર કહ્યું?'

'પણ તને ખબર છે કે જ્યારે આપણાં લગ્ન થઇ તું આપણે ત્યાં આવશે, ત્યારે એ બધી ભોળાઇ અને ભલાઇ કયાંની કયાં ઉડી જશે તે? એના દેખતાં આપણાથી વાતચિત નહિ થઇ શકે, હાથમાં હાથ લઇ હરાશે ફરાશે નહિ, એક બીજા સાથે હસાશે નહિ—'

'આપણે એ બધાનું શું કામ છે? વડિલની સમક્ષ છોને આપણે વિરહ ભોગવીએ! એ વિરહ આપણા પ્રેમને કેળવશે અને વડિલની આમન્યા નહિ લોપાતાં તેમની આશિષથી આપણો પ્રેમ વધશે જ. વડિલ જે વસ્તુથી ચીડાતા હોય, તે વસ્તુ જાણી જોઇને કરવામાં શું ડહાપણ છે? કેળવણી લીધા પછી તો વડિલની આમન્યા જાળવવામાં જ કેળવણીનું સાર્થક છે. વ્હાલા! એ વડિલનું મન કદીએ દુભવો તો તમને મારા સમ છે.'

'અરરર! સમ ખાધા? ચાલ, તેં સમ ખાધા છે તો હવે હું ફઇબાને નહિ દુભવું; પણ જોજે હં, એ તને જ ભારે ન પડી જાય!'

'વડિલ લાત મારશે તો પગ દાબીશ, ગાળ દેશે તો મારા ગવનના છેડામાં ઝીલી લઇશ, જે કામ સોંપશે તે ખુશીથી બજાવીશ, પછી જોઉં છું કે કેમ ભારે પડી જાય છે? ચાલો, શરત કરો છો? એક દિવસ એવો લાવીને હું દેખાડું કે ફોઇજી મને જાતે જ કહે કે જા, જરા મોટાના પગ દાબવા જા! તો બોલો, શું હારી જશો?'

'ના ભાઇ, એ શરતમાં તો હું હારી જ જાઉં! પણ લે આ તારૂં ઘર આવ્યું.'

ઉર્વશી! તારા જેવી વહુઓ બધે જ હોય તો આખી દુનિયા-પર ચાલી રહેલો સાસુ વહુનો કજીઓ કેટલો બધો ઓછો થઇ જાય? હિંદુ સંસાર! તને તો આવી વહુની બહુ જ અગત્ય છે! આમ વિચારમાં ને વિચારમાં હું મારી ઓરડીએ આવ્યો અને ઉંઘી ગયો.

* * *

## ૩૨

## લગ્નનાં ચોઘડિયાં વાગ્યાં!

બે માસના વધુ ગાળા પછી એક દિવસે ઉર્વશી એની ઘાટણ સાથે મારે ત્યાં આવી અને લગ્ન નક્કી થયાના સમાચાર મને કહ્યા.

'વ્હાલા, બે ત્રણ દિવસમાં ફોઇજીનો તમારાપર કાગળ આવશે, ત્યારે તમારે સુરત જવું પડશે. મારા ભાઇની ઇચ્છા મુંબઇમાં લગ્ન કરવાની હતી, પણ આપણી જ્ઞાતિનો મોટો ભાગ સુરત છે, એટલે બાએ તેમ કરવા ના પાડી. તમને એ ગમશે કેની?'

'હા, મને તો બધુંએ ઠીક છે: પણ ગઇ વખત ફૈબાની માંદગીનો તાર આવ્યો, ત્યારે મેં લગ્નની રજા લીધી હતી. હવે આ વખત મારાં લગ્ન છે તો શાની રજા લેવી, તેનો મારે વિચાર કરવો પડશે!'

'એમાં વિચાર શો કરવાનો? લગ્ન છે, માટે લગ્નની જ રજા લેવાની વળી!'

'ત્યારે તો એમ કરજે—તારા ભાઇને કહેજે કે મારે માટે એક સારી નોકરી શોધી રાખે, કે જેથી હું સાચું બોલી રજા લઇ શકું!'

'એમ કેમ ?'

'એમ કેમ ? તો જોની આપણા હિંદુઓમાં બહુ જ પાસેનાં સગામાં બહારગામ મરણ થાય અને ત્યાં કાંણે જવાનું થાય તો સોળ દિવસ તો સુતકને લીધે પાછા ફરાય જ નહિ ! હવે એ ઓફીસવાળા 'કાંસ્યાઓ'માં તો કોઇ મર્યો ને ઝટ દફનાવ્યો, કે લાગલા જ બીજે દિવસે કાળો પટો લગાવી એ લોકો કામપર મંડી જાય ! વળી લગનમાં એ લોકોનું એક દિવસમાં કામ ખલાસ થાય, ત્યારે આપણે પાપડ છે, વડી છે, પીઠી છે, વરઘ છે, એમ બધું કરવા કારવવામાં આઠ દિવસ તો સહજ જોઇએ ! એ લોકો આપણા રિવાજો સમજે નહિ, એટલે મરણની સોળ દિવસની રજા માગીએ તો આંખો ફાડે અને લગ્નની આઠ દિવસની રજા માગીએ તો આંખોએ શાડે અને ડાચુંએ બગાડે ! ત્યારે કરવું શું ? એ લોકો તો 'સર્ટીફીકેટ'માં સમજે ! કોઇ તરતના પાસ થયલા ડોકટરને બે રૂપિયા ઝાંસી 'વોન્ટીંગ કમ્પ્લીટ રેસ્ટ' (પૂરેપૂરા આરામની જરૂર)નું 'સર્ટીફીકેટ' ઘસડાવી મોકલી આપ્યું, કે બસ રજા જ રજા !'

'ગમે તેમ થાય, તો પણ જૂઠું તો ન જ બોલતા. કંઇ ઉપાય ન હોય તો ભલે નોકરી છોડી દેજો, પણ જુઠી રજા તો ન જ લેશો.'

'ઠીક છે ! તારી મરજી છે તો જુઠું નહિ બોલું. પછી કંઈ છે?'

'વ્હાલા, તમે કેટલા બધા ભલા છો ?'

ઘણી વાતો થઇઃ લગ્ન પછી શા શા 'સુધારા વધારા' કરવા જરૂરના છે, તેનું અંદાજપત્ર રજુ થયુ, પાસ થયું અને આખરે ઉર્વશી ઘેર જવાને ઉઠી.

'My dear, one kiss ?' મેં ઉર્વશીનો હાથ પકડી કહ્યું.

'No, not before our marriage ! After that not one, but one thousand and one ! ચાલો વ્હાલા !

હું જઇશ. હું પોતે પણ થોભી શકતી નથી. ચાલ સકુ! માઝા બૂટ આણ તો!'

ઉર્વશી ગઇ. એ દિવસ પછી મને ફૂઈબાનો કાગળ મળ્યો, તેમાં મને એ તેડાવતાં હતાં અને મારી 'ચાલ સુધારૂં અને બરાબર વૈષ્ણવ ધર્મના નિયમાનુસાર ચાલવાને કબૂલ થાઉં અને ઉર્વશી ઉર્ફે ચંચળ એ બાબતમાં મારા તરફથી જામીનગીરી આપે' તો ફૂઈબાએ પોતાની પૂંજી, જે હાલ ચાર લાખને આશરે થવા જતી હતી, તે સર્વ મારા નામપર ચડાવી આપવાનું જણાવ્યું હતું. એમની પોતાની મરજી 'જીંદગીના છેલ્લા દિવસો' વૃંદાવનમાં પૂરા કરવાની હતી.

અધધધ! ચાર લાખ, તે કેટલા કરોડ? પૈસા–પૈસા ક્યાં છે? કંઈક આદમીઓ પૈસાને ખાતર પોતાનો ધર્મ બદલે છે, કંઇક છાપાવાળાઓ—દેશના કહેવાતા વિદ્વાનો—પૈસાને ખાતર પોતાનું અંતઃકરણ વેચે છે, ત્યારે આ તો હું વૈષ્ણવ હતો—પણ હાલ નથી—તેના પાછા વૈષ્ણવ થવાનું છે. હંબા, એ તો એ જ! 'યાહોમ કુદીને પડો ફતેહ છે આગે!'

હું ઓફીસે ગયો અને લગ્નને માટે આઠ દિવસની સાહેબ પાસે રજા માગી. માત્ર સચ્ચાઇની કસોટી કરવાને જ હું રજા માગવા ગયો હતો, બાકી મારા જેવા લખપતિ–બલ્કે એક પચીસાંશ કરોડપતિને હવે નોકરીની દરકાર નહિ હતી!

'Don't you see, I can read facts from faces? The other day you wanted eight days' leave for your marriage! Now a man going for a marriage, does not look as you did that day with your 'yes sir and no sir!' To-day you seem quite bold so much so that you asked for leave not as a favour, but as a right

and I thought you are going to marry this time for certain ! It requires some boldness to get married my dear friend ! Ha Ha Ha.' સાહેબે હસતાં હસતાં કહ્યું.

ઓત્તારી ! હવે આ ચમત્કાર—

' Yes, I grant you eight days with my congratulations.'

## ૩૩

## વર, ઘોડે ચડયો કે પડયો ?

**ફઇબાએ પૈસા મોકલાવ્યા હતા,** તેમાંથી લગ્નને માટે થોડીએક વસ્તુઓ ખરીદી લઇ હું સુરત ગયો. હું ગયો ત્યારે ઘર રંગાતું હતું, તે ખલાસ થતાં માંડવો બંધાયો. માંડવા–મુહૂર્તની વિધિ થઇ અને લગ્નના ચાંલ્લાઓ આવવા લાગ્યા. આજે ચંદ્રકાન્ત મારે ત્યાં આવ્યા હતા, તેમની સાથે ' એલાર પેલાર'ની વાતો ચાલી રહી હતી, એટલામાં નીચેથી હજામે પીઠી ચોળવાને માટે બૂમ પાડી.

' પીઠી ? પીઠી બીઠીનું લફરૂં—'

' જો, એમ પીઠી ચોળાવ્યા વગર ચાલે કે દીકરા ? આપણા આ ચંદુભાઇને પૂછી જો કે લગ્નમાં એમણે પીઠી ચોળાવેલી કે નહિ?' ફઇબા બોલ્યાં.

મારી હસતી આંખો ચંદુભાઇ ઉર્ફે ચંદ્રકાન્ત તરફ ફરી.

' મોટાભાઇ, પીઠી ચોળાવવામાં તમને શરમ લાગે છે ?' ચંદ્રકાન્ત બોલ્યા.

' શરમ ! અરે મેં પીઠીની વાત કરી, એટલામાં તો મારા સાહેબે મને એવો તો હસી નાંખેલો કે હજીસુધી હું તે ભૂલી ગયો નથી,' મેં કહ્યું.

'એ સાહેબ લોકોના હસવાપર કે રડવાપર આપણા રીવાજો અવલંબતા નથી. હા, એટલું ખરૂં કે આપણી રૂઢિઓમાં કચરો ઘણો વધી ગયો છે: તેને માટે સાચો રસ્તો એ છે, કે ખરી વસ્તુ રાખી કચરાને ફેંકી દેવો. જો કે એ કચરામાંથીએ શોધકબુદ્ધિને તો સોનાની રજકણ મળી આવ્યા વગર નહિ રહે; કારણ કે એ કચરો કંઇ સાધારણ આદમીને ત્યાંનો નથી, પણ એક ચોકસીને ત્યાંનો છે! એ ગમે તેમ હો, પણ વિદેશી સફેદ પાઉડર કરતાં આપણો સ્વદેશી પીળો પાઉડર ગુણમાં અત્યંત વધી જાય એમ છે. હળદરમાં રક્તશુદ્ધિનો ગુણ છે અને રક્તશુદ્ધિથી વિર્યશુદ્ધિ સહજ છે. સફેદ પાઉડરથી મુખને ખુબસુરત બનાવવા જે સ્ત્રીઓ પ્રયત્ન કરે છે, તેઓ જો પીઠી ચોળી અભ્યંગ સ્નાનનો વિધિ આચરે તો મુખ તેજસ્વી થઇ થોડે ખરચે સ્વાભાવિક સુંદરતાની તેમને પ્રાપ્તિ થશે જ. ત્રણ દિવસ પીઠી ચોળી સ્નાન વગર પીઠીને શરીરમાં પચવા દેવાથી રક્તશુદ્ધિ કેટલા પ્રમાણમાં થાય છે અને સ્નાનને અંતે શરીર હળવું થઇ શરીરમાં કેટલી તેજસ્વિતા આવે છે. તેનો ખ્યાલ અનુભવથી જ આવી શકે. લગ્નમાં પીઠી ચોળવાની રૂઢિ એ સૂચવે છે કે રક્તશુદ્ધિ કરી વિર્યશુદ્ધિ કરો અને શુદ્ધ વિર્યથી વિર્યવાન પ્રજાની ઉત્પત્તિ કરો, કે જેથી લગ્નનો એક મૂખ્ય હેતુ સફલ થાય.' ચંદ્રકાંતે પીઠીની ફીલસુફી સમજાવી, એટલે મેં પણ બે હાથે હીંમત પકડી ઝોકાવ્યું અને હજામ પાસે સુગંધી પીઠીથી શરીર લેપડાવ્યું!

આજે લગ્નનો દિવસ હતો. વેવાણો મને કલવો ખવડાવવા આવી હતી. રસ્તાની વચ્ચે બાજઠ મુકાવી હું તે પર બેઠો કે સાસુજીએ કલવો ખવડાવવાની શરૂઆત કરી:

'ખા ખા રે છોરા કલવો!
તારી માએ ન ખાધો કલવો!
તારા બાપે ન ખાધો કલવો!'

અને મોટરાનો દાખલો પકડીને મેં પણ કલવો ખાતાં 'અસમખાડા' કીધા ! એકવાર મોઢું ફેરવી નાંખતાં સાસુજીએ મૂઠી ભરી રૂપિયા આપ્યા, એટલે ફરી વેવાણોએ ગાયુંઃ

'ખા ખા રે છોરા કલવો !'

પણ હું શું ખાઉં, મારૂં કલેજું ? તુળસીના પાતરા જેવડી ખાજાની એક બે પતરી દૂધમાં બોળી બિલાડીનાં બચ્ચાંને ખવડાવતાં હોય, તેવી ઢબે સાસુજીએ મારા મોં આગળ કલવો ધર્યો અને મારી ઉર્વશીને ત્યાંનું એટલુંએ ગનીમત સમજી, જ્યાં મેં કલવો ખાવા ડાચું પહોળું કીધું, ત્યાં તો મારાં સાસુજીએ હાથ ખેંચી લીધો અને વેવાણો બધી હસી પડી ! પછી દૂધનાં બે ત્રણ ટીપાં મારા હોઠને ચટાડી મને થોડા વધુ રૂપિયા ઝાંસી વેવાણો ઘેર પાછી ફરી. મિસ્ટર અને મિસિસ મકનકાકાએ મારી 'કીટ્ટા' કીગ્રેલી, તો પણ મેં આટલો જલદીથી કલવો ખાઇ લીધો, તે એમનાથી નહિ ખમી શકાવાથી ફઇબા પાસે એ લોકોએ મારો જબરો ઝાડીઓ કઢાવ્યો !

સ્નાન કરી પીઠીવાળું ભીનું શરીર ટુવાલથી નહિ લૂછતાં શરીર• પર સુકકું કપડું દાબી શરીરને મેં કોરૂં કીધું. પીઠીને લીધે મોતીપર અસર થાય, તેથી એક જ હલકાં મોતીની કંઠી મને પહેરાવવામાં આવી. બાકીના બીજા દાગીના હીરાના હતા. મોસાળામાં આવેલાં જરી કીનારનું રેશમી અબોટીઉં, લપ્પાના જામો પીછોડી તથા લપ્પાની ખુંપવાળી સુરતી પાઘડી પહેરી કુલદેવીની પૂજા કરી, ઝીકથી ભરેલા બૂટ પહેરી હું અશ્વારૂઢ થવા તૈયાર થયો. આરસામાં મુખ જોયા વગર પણ મને લાગતું હતું, કે આજે મારામાં કંઇ અલૌકિક તેજ સ્ફુરતું હતું. મારૂં શરીર મજબુત નહિ, તોય ખુબસુરત હતું. આ કંઇ હું મારી જાતે જ મારાં વખાણ કરતો નથી, પણ મારાં સૌંદર્યને માટે ખુદ પેસ્તનજી જેવા, ખુબસુરતીમાં પંકાએલી પારસી કોમના એક નબીરાએ કહેલું કે દીકરી કહે ના કહે, પન અલ્લા-

મીઆંએ કંઇ ' લેબલ ' મારતાં ભૂલ કરેલી, તેને લીધે તારૂં 'પાર્સલ' વેલાતને બદલે હિંદુસ્થાન ઉતરી પરેલું !'

મિયાં રજાકનું વાજું ' કાનુડા તારી કામણુ કરનારી, વ્રજમાં વાંસલડી વાગી:! 'વાળું ગાયન ઘણી જ સુંદર રીતે વગાડી રહ્યું હતું. સુરતના સંભાવિત ગૃહસ્થો તથા મારા અંગત મિત્રો સાજન-માજનમાં ભાગ લેવા પધાર્યા હતા, તેમાં સુરતના વણિક મહાજ-નના શેઠ જામા પીછોડીના મોભ્ભાદાર પોશાકમાં ઘણા દીપતા હતા. મારા કેટલાક સુધરેલ મિત્રોએ મને ગામડી રૂઢિ પ્રમાણે ઘોડે નહિ બેસતાં, અંગ્રેજી પોશાકમાં સાજનમાજનની અગાડી ચાલતા જ પર-ણવા જવાની સૂચના કીધેલી, પણ મને લાગે છે કે અંગ્રેજી પોશાક કરતાં મને દેશી પોશાક વધારે બંધબેસતો હતો; એટલું જ નહિ, પણ એ પોશાકમાં હું વધારે દીપી નીકળ્યો હતો. છેક આગળ સુંદર રીતે શણગારાયલા સાંબેલાઓ, તેની પાછળ સુરની ઢોલીઓ, પછી સાજનમાજન, પછી રજાકનું વાજું, તેની પાછળ વરરાજાનો ઘોડો અને પછી મહોડ બાંધી હાથમાં રામણદીવો પકડી વરના ઘોડા પછવાડે ચાલતી મારી દૂરની બ્હેન સાથે ચાલતી જાનરાણીઓ—એ પ્રમાણે વરઘોડાની વ્યવસ્થા હતી.

મારા બે હાથમાં નાળીએર હતું, તેથી મારા મામા મને ઘોડે બેસાડવા મારી પાસે આવ્યા. સાજથી શણગારાયલા ઘોડાને ઓટ-લાની નજીક ઉભો રાખતાં મેં ઘોડે બેસવાને એક પગ ઉંચકયો એટલે મામાએ આસ્તેથી મારા ખભા પકડ્યા. પણ એટલામાં ઘોડો ચમકયો અને હું નાળીએર સાથે..........બાપ રે..........કાચ ઉપરથી ધબાક...કરતો કે નીચે ગબડયો ! નાળીએરને માટે ફાંફાં મારતાં, તે નહિ મળવાથી આખરે બે હાથમાં નાળીએરને બદલે હિમ્મતને પકડી, મેં આંખ ખોલી જોયું તો ન મળે સાજનિયા કે ન મળે ફુલ્બા ! ત્યારે હું કયાં ?

ક્યાં વળી ?

ફુઇબાને મૂકી આવી પછી થાકેલો ઉંઘી ગયો હતો તે—
ગીરગામ બેકરોડવાળા અમારા માળાના
ભાડુતી આવાસમાં ! ! !
હત–તેરીકી ! ! !

પ્હો ફાટી ચૂક્યો હતો, એટલે આપણે તો ભાઇ ઝટ દઇને ઉઠ્યા, દાતણ પાણી કીધાં અને ખાટલા ઉપરથી ગોલાંટ ખાવાની કીધેલી કસરતથી પંદર નંબરનું હાડકું જરા જોખમાઇ ગયું હતું, તેને પોસદોડાનો સેક કરાવવા મંડી પડ્યા.

  

# બે રેખાચિત્રો

મારાં ફુલી કાકીએ, એટલે મારા પડોશમાં રહેતા મકનકાકાનાં ધર્મપત્નીએ, કાંઇ ઝાંસીની રાણીની માફક યુદ્ધે ચડી 'બેટલ ઓફ પ્લાસી'માં લૉર્ડ ક્લાઇવ જેવા કોઇ સરદારને હરાવ્યો નથી, કે 'કહે નેપોલીઅન દેશને કરવા આબાદાન'વાળા અમર ગીતના ગાનાર નેપોલીઅન બોનાપાર્ટની માફક વૉટરલુના યુદ્ધમાં હાર ખાઇ કોઇ શત્રુને હાથે તે કેદ પકડાયાં નથી; એમણે કાંઇ કવિસમ્રાટ્ રવિન્દ્રનાથ ટાગોરની ગીતાંજલીનું ભાષાંતર છપાવ્યું નથી કે શ્રીમદ્ વલ્લભાચાર્યના અણુભાષ્યનું સંશોધન કરી પોતાની ટીકા સહિત તે પ્રકટ કીધું નથી; છતાંયે મેં આજે એમનું રેખાચિત્ર દોરવા કમર કસી છે, તે જાણી ઘણાને આશ્ચર્ય લાગશે અને 'બાકીના બીજા બધા મૂળ રંગ' સમજ્યા વિના હસી પડશે. હસો કે આશ્ચર્ય પામો! મારી માન્યતા તો એવી છે, કે કંઇક અણસૂંઘ્યાં અત્તરો, કંઇક અણટાંક્યા પથરો, કંઇક અણલૂંછ્યાં 'દસ્તરો,' અપ્રકાશના અગાધ સમુદ્રમાં બૂડી નાશ પામી જાય છે. તેની માફક ફુલીકાકીનું પણ રેખાચિત્ર સંસારપટપરથી ભુંસાઇ જાય, તે પહેલાં જ તે સંગ્રહી લેવાના ઉદાર હેતુથી આપણા આ 'ફરસુદ નથી'ના જમાનામાંયે 'તલમાંથી તેલ નીકળે,' તેમ કામમાંથી 'ફરસુદ' કહાડી આ પાનાંપર હું ટપકાવી લઉં છું.

ફુલીકાકીના ચરિત્રનું નીરૂપણ થશે, તે સાથે તેના અર્ધાં અંગ રૂપ 'ભાયેગજી' શ્રીમાન્ મકનકાકાનું ચરિત્ર પણ વટાઇ જશે, એમ સુજ્ઞ વાંચનાર મારા લખ્યા પહેલાં જ સમજી ગયા હશે, એટલે એ બાબત વધુ લખી હું વાંચનાર વ્હાલાનું માથું ફોડીશ; નહિ!

એક દિવસ વાતમાં ને વાતમાં મેં મકનકાકાને ખોટું ન લાગે એમ પૂછેલું કે એઓશ્રીએ ક્યાં સુધી મૂંડાવેલું—નહિ—જ્ઞાન સંપાદન કીધેલું ? ત્યારે એમણે ચટ દઇને જવાબ આપેલોઃ 'એ ગીનાન બીનાનની વાત બધી તમને હોંપેલી. ભાઇસા'બોએ ભણી ભણીને તો હહરીનાં ભજીઆંનો બધો ધાણ બગાડી લાયખો ! ભણતવ્યં પણ મરતવ્યં અને નહિ ભણતવ્યં પણ મરતવ્યં, ત્યારે એ માથાફૂટ હું કામ કરતવ્યં ? હમજ્યા, મારા હેઠ ! નામ તીયારે મોટા બેલીસ્ટર અને પૂયછું હોય કે હવાકાનું હવાહેર તો એક પાઇનું કેટલું ? તીયારે દહે ગયું ગાડું ! અમે તો ઇશ્લોક ને દાખલા દલીલ સાથે વાત કરળાવાળા પયડા ! હમજ્યા, મારા હેઠ !

આમ 'ધડાકા સ્મૃતિ'ના શ્લોક સાથે મકનજી વાત કરે, પછી કોણ નહિ 'હમજે.' હું પણ સમજ્યો અને કંઇક અંશે મને એમની દલીલ ધ્યાનમાંયે ઉતરી. **सा विद्या या विमुक्तये,** એ જો ખરૂં હોય તો આપણે જેને આજે કેળવણીના નામથી ઓળખીએ છીએ, તેવી કેળવણી બીજું બધું અપાવતી હશે, પણ મુક્તિ તો નથી જ અપાવતી, એમ તો આપણામાંના ઘણા સ્વીકારશે.

સુરતના પ્રખ્યાત મહેતાજી ત્રિપુરાશંકરની નિશાળે 'સાડા સાતનો પા' સુધી શીખેલા ભોળા અને સાદા મકનકાકાનો સંસાર એકંદરે સુખી હતો. ફુલીકાકી અને મકનકાકાનું જુગલજોડું પોતાની સાદી અને થોડી જરૂરીઆતોને લીધે સંસારધુરા બહુ સંતોષથી વહન કર્યું જતું હતું. ફુલીકાકી સ્વભાવે જરા તીખાં હતાં અને કોઇ કોઇ વખત મગજનું ચક્કર છટક્યું હોય તો મકનકાકાનેયે 'ધોઇ' નાખવા ચુકતાં નહિ, તો પણ પાછળથી તે માટે એ અત્યંત પશ્ચાતાપ કરતાં, રડતાં, ઠાકોરજી આગળ નાકલીટી ઘસતાં અને બની શકે તો પ્રાયશ્ચિત રૂપે એક 'નક્કોડા અપ્પાસ' પણ ખેંચી કાઢતાં. પશ્ચાતાપ અને અભ્યાસથી એમણે મનને શાંતિના માર્ગે વાળ્યું હતું અને એ રૂડાં વાનાં ઠાકોરજીની 'કીરપા'થી થયાં એમ તે દઢ

રીતે માનતાં અને બીજાને મનાવવાનો પ્રયત્ન કરતાં. મકનકાકા સ્વભાવે એટલા શાંત હતા કે ફુલીકાકીનાં મર્મસ્થાનને વીંધી નાખે એવા શબ્દો રૂપી બાણોનાં ઝાપટાં સોક્રેટીસની શાંતિથી સહન કરી લેતા. એ શાંતિ જ ફુલીકાકીના તણખા ઝરતાં અગ્ન્યાસ્ત્રને ઠંડુગાર કરી મૂકવા બસ હતી. 'ઘરમાં વાઘ, પણ બહાર બકરી'



કાકા એવા જોરથી હસી પડતા...

જેવા કંઈક 'એંબે' મીયાં'ઓ મકનકાકાની આ શાંતિને બાયલાપણાની નિશાની ગણુતા. આ તેમજ બીજી સર્વ વાતો ફુલીકાકી અમને ઠાકો-રજીની દળની ગોળીનો પ્રસાદ આપતાં આપતાં પોતાની ભાષામાં કહી જતાં. 'આ તારા કાકાનો બયલો સ્વભાવ ! ભગવાન પણુ તોબા કરે ! એ તો હું જ આવી જબરી, તે એમને આમ હાથમાં ને હાથમાં રાખું છું.' એમ હસતાં હસતાં મકનકાકાના દેખતાં કહે. તે સાંભળી કાકા એવા તો જોરથી હસી પડતા કે અમને એનો ચેપ લાગતો અને વગર કારણે સમજ્યા વગર અમેય હસી પડતા !

અમે એટલે હું અને એમના ત્રણુ 'પટ્ટાઓ' નટુ, મટુ અને ગટ્ટુ ! મકનકાકાનો હસવાનો મુદ્દો અમે તે વખતે સમજતા નહિ, પણુ સમજવામાં આવ્યા પછી એમના હસવાનો ભાવાર્થ ધ્યાનમાં ઉતર્યો. ફુલીકાકી છોને ખાંડ ખાય, કે કાકાને એ હાથમાં ને હાથમાં રાખે છે, પણુ ખરી બીના એથી ઉલટી જ હતી. મકનકાકા શાંતિ નામની વશીકરણુ વિદ્યા શીખેલા હતા. એનો પ્રભાવ એવો હતો કે કાકાને વશ કરવા જતાં અજાણુતાં કાકી પોતે જ વશ થઇ જતાં, છતાં એ એમ જ સમજતાં કે કાકાને એ હાથમાં ને હાથમાં રાખે છે !

ફુલીકાકી જ્યારે પાંચ વર્ષનાં હતાં, ત્યારે એમનું વેશવાળ થયલું. આ વખતે કાકાની વય દશ વર્ષની હતી. કાકાના પિતા નગીનદાસ આ વખતે વિલાયતી પાલીસના સુતરની તાણીનો તથા જાપાનીઝ ગુલના રેશમનો વેપાર કરતા હતા. તેમાં એમણે બે 'ચીચોડા' ઠીક પેદા કીધા હતા, પણુ ધીમે ધીમે ખત્રી વણુકરો રેશમ સુતર વગેરે બારોબાર મંગાવતા થઇ જવાથી, એમનો એ વેપાર પડી ભાગ્યો, એટલે એ શરાફીમાં પડયા. કાકાનું વય આ સમયે ચૌદેક વર્ષનું હશે. કાકાનું વેવિશાળ થયું, એટલે એમને ત્રિપુરાશંકરની ગામઠી નિશાળેથી ઉઠાડી લઇ, થોડુંઘણું અક્ષરજ્ઞાન મેળવવા એમના પિતાએ સરકારી શાળામાં મૂક્યા હતા. ત્યાં ગુજરાતી

બે ત્રણ ચોપડી શીખ્યા હશે, એટલે ત્યાંથી ઉઠાડી કાકાને ઘેર દોપીસ્તાં ઘુંટવા બેસાડી દીધા. સાતેક વર્ષનાં ફુલીકાકી–ફુલકુંવર સાસરે જમવા આવે, એટલે દોપીસ્તાંને કાગળ મૂકવાની ખલેચીમાં ઘોંચી, કાકા પદુકડી મારી ઉભા થઇ જાય અને નાગા હોય તો લંઘી કે ધોતલી પહેરી નાની વહુ સાથે શરમાતા શરમાતા રમવાને દોડી જાય! વાર તહેવારે કાકાને ત્યાં કુટુંબનો કુમ્ભમેળો ભરાતો. મરદોમાં મરદો, બઇરાંઓમાં બઇરાંઓ અને છોકરાંઓ ભેળાં છોકરાંઓ–એમ સૌ પોતપોતાની જમાતમાં અડ્ડો જમાવી બેસી જતાં. હિંદુઓના વાર તહેવાર, એટલે સાત વાર ને આઠ તહેવાર! મકનશાને પણ સાસરેથી તહેવારોપર આમંત્રણ આવતું. મિષ્ટાન્ન ઉપરાંત દીવાળીમાં ફટાકડા, હોળીમાં અબીલ ગુલાલ અને ખાંડનાં રમકડાં અને ઋતુ ઋતુનાં સુક્કાં લીલાં ફળાદિ સાસરેથી તે લઇ આવતા. ફુલકુંવરને પણ એ સર્વ ઉપરાંત અલૂણાંની ફરાળ અને અવરનવર ઓઢણી ચણીઆ મળતાં. મકનદાસ, ફુલકુંવર અને બીજાં છોકરાંઓ અરસપરસ ફુલકુદઠી, કુકા, રાજારાણી, ઢાલ પીછોડી, ધપ્પા દાવ, સીપાઇ ચોર, લાકડેકા ડુમ ડુમ, ઢેડીઆ વગેરે રમતો રમતા. રમતમાં લડવાનો પ્રસંગ ઉભો થાય, ત્યાં ફુલકુંવર મકનદાસનો અને મકનદાસ ફુલકુંવરનો પક્ષ ખેંચે, એટલે છોકરાંઓ મોં મચડે અને બોલઃ 'ઓ હો હો! એ તો બા એમસ્તો. એ તો એની ઢબુડી થાય કેની તેમાં! હું સમજી! અલીઓ પોસમોરીઓ રે! ચાલો આપણે જતાં રહીએ. એ માંટી બૈઅરને એકલાં રમવા દો.' એમ બોલી તાળી પાડી, છોકરાંઓ આઘાંપાછાં થઇ જતાં. આમ ને આમ કાકા અને કાકી વચ્ચે નિર્દોષ પ્રેમ કેળવાતો. સામાન્ય રીતે **कन्या वरति रूपं**-કન્યા રૂપ પસંદ કરે છે, પણ કાકા અને કાકી રૂપેરંગે સાધારણ પ્રતિનાં હોવા છતાં એ બાબતમાં બેમાંથી કોઇને જરાયે અસંતોષ નહિ થયો હોય, એમ એ બે જણના મેળ ઉપરથી કોઇપણ કહી શકે. પાંસઠ વર્ષના મકનકાકા ભજન ઝીલતા કે કુટુંબનાં છોકરાંઓ ભેળાં

રમત રમતા, એના વિશાળ ઓટલાપર સમી સાંજે બેઠા હોય, ત્યારે સાઠ વર્ષના કુશીડોશી તેની પાસે લપ્પાઇને બેસી ઠાકોરજીનાં ધોળ ગાતાં જેણે જોયાં હશે, તેને હાલની કેળવણીથી નિરક્ષર પણ સંસાર વ્યવહારની કેળવણીમાં સાક્ષર જેવા ડોસા-ડોસીના પ્રેમની ઇર્ષ્યા આવ્યા વિના નહિ રહી હોય! આપણે ભણેલાઓ આવા નિર્દોષ સુખને 'Ignorance is bliss'ના સૂત્ર મુજબ 'અજ્ઞાનતાનું સુખ' કહી કટાક્ષમાં હસીએ છીએ. ભલે હસીએ.

જેમજેમ વય વધતી ગઇ, તેમતેમ મકનદાસ અને ફુલકુંવર વચ્ચે શરમનો પડદો આડે આવતો ગયો. રમત બંધ થઇ. ગંભીરતા વધતી ગઇ. મકનદાસ પણ ધીમે ધીમે દોપીસ્તાંપરથી કાચો મેળ અને કાચાપરથી પાકા મેળ સુધી પહોંચ્યા હતા. એમનું પાકા નામાનું જ્ઞાન બહુ સાબૂત હતું. મેળ, નોંધ, ખાતાવહી, વગેરે ચોપડાઓ પોતાના ઘરના વ્યાપારની પદ્ધતિસર લખવાનું વ્યવહારૂ જ્ઞાન એમણે પોતાના મુનિમ પાસેથી મેળવ્યું હતું. શીઆળાની કકડતી ઠંડીમાં સવારના વહેલા ઉઠી દોપીસ્તાં ઘુંટવાના સતત્ અભ્યાસથી એમના અક્ષર પાકા અને મોતીના દાણા જેવા થયા હતા. કાળી ચમકદાર પાકી દેશી શાહીથી લખેલા અક્ષરો સુકવવા, પાણીમાં ધોઇ શુદ્ધ કરીને સુકવેલી સુક્કી રેતી, રેતદાનથી તે ઉપર ભભરાવ્યા પછી, એમના અક્ષરો જોઇએ તો આપણે મુગ્ધ થઇ જઇએ. સાદું અને ચક્રવૃદ્ધિ વ્યાજ કહાડવું, એ એમને મન રમતવાત હતી. હજારો રૂપિયાના વ્યય પછી, ભારે મહેનત અને શરીરની સત્યાનાશીને અંતે મેળવેલા 'કોમરસ્યલ કોલેજ'ના કોમરસ્યલ નોલેજ કરતાં, એમનું વ્યવહારૂ અને આપણી અસલ પદ્ધતિ મુજબ કોઇપણ જાતના ખર્ચ વગર રમત રમતમાં મેળવેલું વ્યાપારી જ્ઞાન કોઇપણ રીતે ઉતરતું નહિ હતું, એમ હું ખાત્રીથી કહી શકું છું. પેઢીની ગાદી બીછાવવી, આવેલા વ્યાપારીનો જળ તથા પાનસોપારીથી આદરસત્કાર કરવો, બરાબર ભાવ પર્ખીને શાક વગેરે નાની નાની ચીજોની ખરીદી કરવી, ચોખા,

ઘઉં, દાળ તથા તમામ જાતનાં કઠોળ વગેરે ધાન્યોની સારીનરસી જાત પરખવી, તેના ભાવો યાદ રાખવા, વગેરે પરચુરણ બાબતોનું ઘરગથ્થુ જ્ઞાન તો એમણે ઠેઠ નાની વયથી બહુ પાકી રીતે મેળવ્યું હતું. મારાં ફઇબાને ત્યાંના મરીમસાલા અને અનાજ વગેરે લાવવાનું કામ, પાડોશીધર્મ સમજી એક પાઇની પણ રવાદારી વગર એ જ કરતા હતા. રસોઇના કામમાં એ પારંગત હતા. વાર તહેવારે શ્રી ઠાકોરજીની સામગ્રી તૈયાર કરવામાં કુશીકાકીને એ ભારે મદદરૂપ થઇ પડતા. કાકીના અડચણના ચાર દિવસ કે કોઇ અડચણ સડચણના બીજા પ્રસંગે આખા ઘરની રસોઇ બનાવી દેવી, એ તો એમને મન રમતવાત હતી. એમની રોટલીનો ગોળ ફુલેલો દડો તો કંઇક બૈરાંની અદેખાઇ પામતો. મુંબઇ જેવા 'સાંબલોકના' શહેરમાં જવાનો પ્રસંગ આવે તો જ એમના કહેવા મુજબ 'કોટ પાટલુનનો એ દેશ તેવો વેશ' રાખતા! બાકી ખાદીની ધોતલી અને મંદિરે, દર્શને કે કાંઇ પરચુરણ કામે જતાં એક પછેડી અને સુરતી પાઘડી, એ એમનો ચાલુ 'યુનીફૉર્મ' હતો. જોડા પહેરતા નહિ, પણ પહેરવાનો પ્રસંગ આવે તો કંતાનના જોડા પહેરતા. પિતાના મરણ પછી ઘરનો તમામ ભાર એમણે ફુલની માફક ઉપાડી લીધો હતો.

નાની વહુ ફુલકુંવર તો સાસરાના આચારવિચાર, કામકાજ અને સાસરિયાંનાં માણસોના સ્વભાવથી પહેલેથીજ જાણીતાં હતાં, એટલે પરણીને સાસરે આવતાં એમને કાંઇ નવું નવું લાગ્યું નહિ. એમનાં લગ્ન તો જુના વિચારની શિક્ષા મુજબ બાર વર્ષની વયે થયાં હતાં, પણ સ્ત્રીધર્મ પ્રાપ્ત થયા સિવાય હજી સાસરે રહેવાનું એમને પ્રાપ્ત થયું નહિ હતું. ઠાકોરજીની સામગ્રી કરવા એ હોંસથી ન્હાતાં. ફુલમંડળી ભરવી, રંગોળી તથા સાથીઆ પૂરવા, રંગ પૂરી શ્રી ઠાકોરજીને માટે મંડપ ચીતરવો, સમય સમયનાં ધોળ ગાવાં, વગેરે રસિક કળાઓમાં તો છેક નાની વયથી એ કેળવાતાં હતાં; એટલે મોટી વયે ઉપર્યુક્ત સર્વ કળાઓમાં એ ઠીક ઠીક પારંગત થઇ ગયાં હતાં, એમ કહીએ તો

ચાલે. લસણ, કાંદા વગેરે તામસ પદાર્થો એમના ઠાકોરજીને ખપે નહિ, એટલે સ્વાભાવિક રીતે એવા તામસ પદાર્થો એમના ઘરની રસોઇમાં વર્જ્ય હતા. મંદિર સિવાયની બ્હારની–પાણીમાં બનાવેલી કોઇપણ ચીજ એમને ખપતી નહિ. ત્રીસ વર્ષની વયે તો એમણે જ્ઞાતિભોજન પણ તજી દીધું હતું. આટલી વખત ઠંડે પાણીએ ન્હાય, સવારથી તે સાંજ સુધી અવિશ્રાંત કામ કરે; છતાં કોઇ દિવસ કાકીને ગંભીર માંદગી ભોગવતાં મેં જોયાં નથી, એ એમની આહારશુદ્ધિ અને આચાર-શુદ્ધિનું જ ફળ હતું. અગર જો કે એમનો સ્વભાવ તીખો હતો, વખત બેવખત ઉકળી પડતાં, તોય ધીમે ધીમે એમણે આહારશુદ્ધિ અને આચારશુદ્ધિના પ્રતાપે સ્વભાવ ઉપર કાબુ મેળવ્યો હતો. એમનું શરીર બહુ જાડું નહિ, પણ સુડોળ અને કસાયલું હતું. એ બહુ જ નિડર અને છાતીવાળાં હતાં. સવારના ચાર વાગે વહેલાં ઉઠી ઘણુંખરૂં એ તાપીએ ન્હાઇ આવતાં. અધિક માસમાં કે વાર તહેવારે એ અશ્વનિ-કુમાર પહોંચતાં અને ત્યાંથી પગપાળા શહેરમાં આવી, મંદિરે મંગળાનાં દર્શન કરતાં. એક વખત ઘરમાં એ કાંઇ કામકાજ કરતાં હતાં, છોકરાઓ ફળીઆમાં રમતા હતા, ઘરમાં કોઇ મરદ નહિ હતો, એવામાં એક આલુબુખાર વેચતો 'ખાબુલી' ઉપર ચડી આવ્યો. ફુલીકાકીએ કાંઇપણ ગભરાયા વગર તેને અસલ 'હિન્દુસ્તાની'માં પૂછ્યું: 'અરે એ હો! તુમ કાહેકુ ઉપર આયા રે? કયા હે?'

'આલુબુખાર, ખાબુલી મેવા હે! છઇટા ટુમરેકુ?' કાબુલીએ આંખ ચુંચી કરી કહ્યું.

'અરે નહિ છયટા, નહિ છયટા! ઉટરો નીચે!' પણ એ સજાતનું ફરજંદ કાબુલી તે કાંઇ એમને એમ નીચે ઉતરે? એણે તો આસપાસ નજર નાંખી આંખ મારવા માંડી અને બોલ્યો: 'આલુબુખાર હૈ! ખાબુલી-મેવા હૈ! પીશ્તા હૈ! બાડામ—' અને ફુલીકાકીએ એક ડાબા હાથનો એને એવો તો દીધો કે એ 'આલુબુખારી ખાબુલો' એના 'બાડામ ને પીશ્તા'ના દાબડાઓ સાથે સિદ્ધો ભાંયતળીએ આવી ગયો.

'મુવા, ઐસા માનુશ એકલા હે, તો બી ઘુસુન આતા, તે ટમરા બાપકા ઘર હે? અભી જો પાછા આયા તો મુવાકુ ઝાડુસી ઝપાટેગા!' પણ તે 'ભલો ખાબુલી' ફરીથી કોઇ દિવસ એ રસ્તે દેખાયો નથી. કાબુલીના ગયા પછી બારણાં બંધ કરી, કાબુલીના નામની શેષ ભણતાં કુલીકાકીએ ન્હાઇ નાખ્યું. અંત્યજસ્પર્શની બાબતમાં આપણી એક દલીલ એવી છે, કે અંત્યજો ધર્માંતર કરી મુસલમાન કે ખ્રીસ્તી ધર્મ સ્વીકારે છે, એટલે સ્પૃશ્ય થઇ જાય છે; પણ કુલીકાકીની સામે એ દલીલ ચાલી શકે તેમ નહિ હતી. માંસ મદિરા ખાનાર પીનાર, ભ્રષ્ટ આચાર-વિચાર સેવનાર કે વિરૂદ્ધ વાતાવરણમાં રહેનાર અને તેની સાથે સંસર્ગ રાખનાર કોઇપણ માણસ એને મન અસ્પૃશ્ય હતું; પછી તે મુસલમાન હો, ખ્રીસ્તી હો, પારસી હો કે બ્રાહ્મણ હો. ત્રીસ વરસની વયે એમણે જ્ઞાતિભોજન તો ત્યજેલું જ, પણ સુરતના વૈષ્ણવ વણિક મહાજન તરફથી પરદેશગમનની છુટ્ટી મળતાં, એમણે જ્ઞાતિ સાથેનો ખાનગી વ્યવહાર પણ બંધ કરેલો! આમ છતાં અસ્પૃશ્યો તરફ એમને તિરસ્કાર હોય, એમ મેં કદી અનુભવ્યું નથી. કાશી ભંગીઅણ સાથે એને પાંચ મિનિટની વાતનો વિસામો હતો. 'અલી ઓ કાશી! કાલે આવજે, હોં કે બા! મારા સસરાજીની સમચરી છે. તારી વહુને પણ લેતી આવજે.' શ્રાદ્ધ સમચરી કે વાર તહેવારે કાશી આખું કુટુંબ ખાય, એટલું ખાવાનું પામતી. કાકી પોતે તો ભોજન શ્રી ઠાકોરજીનો પ્રસાદ સમજી લેતાં: એટલે ભૂખ કરતાં વધારે લેવાય પણ નહિ, તેમ તે છંડાય પણ નહિ, તેની ખાસ કાળજી રાખતાં. પોતાનું અજીઠું કોઇ બીજો ખાય તો પોતે શ્રી ઠાકોરજીના મહા અપરાધમાં આવી જાય, એવી એમની માન્યતા હતી. પોતે મકનકાકાની થાળીમાં જમતાં, પણ ખુદ મકન-કાકાને પોતાને પણ એવું જ વ્રત હતું, એટલે એમની થાળીમાં પણ કાંઇ વધતું નહિ. ભંગીઅણ કે કોઇ બીજો માંગણ આ કારણથી એમનો પોતાનો તો એંઠવાડ પામતાં નહિ. આચાર પાળવાનો એમનો

આગ્રહ બહુ ભારે હતો. એની વિરુદ્ધ ચાલનાર ખુદ એમના છોકરાઓને પણ એની પાણીની ગોળીને અડકવાનો અધિકાર નહિ હતો.

આવા કડક આચાર પાળનારની કસોટી ભગવાન પણ ભલી ભાતે કરે છે. ખાસ કરીને ધણીના આચાર માટેના વિચાર બહુ કડક નહિ હોય અને છોકરાઓ છેક જ 'ભખલેલ' નીવડી આવ્યા હોય, ત્યારે તો આવી કસોટીનું બ્યાન એક રીતે વાચનારાઓને રસિક જ થઇ પડશે !



# ઢોકળાંનું ઢાંકણું

કુલીકાકીનું રસોડું, એટલે સર જગદીશચંદ્ર બોઝની લેબોરેટરી ! એમને રસોડે ' No admission 'નું પાટીઉં નહિ હતું, તોપણ જાણ્યે અજાણ્યે હાથપગ ધોયા વગર એમના રસોડામાં ઘૂસવું, એટલે ટાંકિયોનો જ્વાળામુખી ફાટયો જ સમજવો ! એમના રસોડાની સ્વચ્છતા આદર્શરૂપ કહી શકાય. હાંડા, દેગડા, પવાલી, ગોળીપરનું ઢાંકણું, પાણી પીવાના લોટા, પવાલાં, નાના મોટા ટોપ, એમનાં રસોઈ કરવાનાં શસ્ત્રાસ્ત્ર, ઇત્યાદિ પ્રત્યેક વસ્તુ પોતપોતાને યોગ્ય સ્થળે તન્દુરસ્ત માણસના હાસ્યની માફક દીપતી હતી. કબૂલ કીધું કે વખત બેવખત વાંકે અગર ગેરવાંકે રાજેશ્રી મકનકાકાના, શ્રીમતીના હાથે પૌંઆ જોખાઇ જતા, તોપણ ગૃહવ્યવસ્થાની બાબતમાં મકનકાકાને નિશ્ચિંતતા હતી.

' ઓ મૂવા ગટીઆ ! ચાલોની તો ! કયારની રસોઇ કરીને બેસી રહી છું ! જમવું નથી ? નહિ તો મૂવાઓને સવારના આઠ વાગ્યામાં પેટમાં ધાડ પડે, ને આજે બાર વાગ્યા, તોય કોઇને જમવાની ફુરસદ નથી ! ચાલો ચાલો, નટીઆ ! ગટીઆ ' સાંભળો છો કે ? ' ગૌગ્રાસ કહાડી, ઘી ભાતની અગ્નિમાં આહૂતી આપી, કુલીકાકીએ બાંગ પોકારી ! નટુભાઇ ને ગટુભાઇ સ્લેટમાં માથું ખોસી ભોજનના ઘંટની વાટ જોઇ રહ્યા હતા. એમનાં વ્હાલસોયાં માતુશ્રીએ ઉપર મુજબ ઘંટ ઠોકયો, એટલે બન્ને બીરાદરો પટુકડી મારીને ઉભા થઇ ગયા. સ્લેટને જોરતાનમાં પધરાવી, દોડતા કે પાટલે આવીને ગોઠવાઇ ગયા.

' હાથપગ ધોયા ? મૂવા, તદ્દન બાપ જેવા બહીર્મુખ ઉઠયા છો ! અને લેંઘો ? બહાર રમી આવેલે લેંઘે જમવા બેઠા ! હાય હાય રે

મા ! આ છોકરાઓથી તો હાથ જોડયા બા ! ભગવાન વીસરાવે એવા છે !'

બેઠા હતા તેવા સડાક કરતા કે બન્ને બીરાદરો ઉભા થઇ ગયા. લેંધાની કસ છોડી નાચતા નાચતા લેંધાને પાટલાપર કહાડી ખાળમાં હાથપગ ધોવા દોડયા. ભીના હાથપગ લેંઘાથી લૂછી તેને એક ખુણામાં પધરાવી, મકનકાકાના એ બન્ને ચિરંજીવીઓ દિગમ્બર સ્વરૂપે પાછા પાટલે ગોઠવાયા !

'તારા બાપ ક્યાં ગયા ?' ફુલી કાકીએ ગટ્ટુભાઇને પૂછ્યું.

'ઝાલે ફ્રૂલવા ! કેમ નટીઆ ખલી વાટ ને ?'

'ઝાડે ફરવા ? શી ધાડ આવી, જમવાની વખતે !'

નટુભાઇ સાક્ષી પૂરવા જાય, તે પહેલાં જ મકનકાકા પાટલી ખોસતા આવી પહોંચ્યા.

'અત્યારસુધી ક્યાં ગયા હતા ? બૂમ પાડતાં પાડતાં મારો તો ઘાંટો બેસી ગયો !' ફુલીકાકીએ મકનકાકાને આવતાંની વાર ઉધડા લીધા.

'જરા જીવકોરભાભી સાથે વાતમાં હતો ! કેમ બેસી જાઉં ?'

'ના, ના; ઉભા રહો ! અહીં બધી રસોઇ ઠંડી પડી જાય અને તમને બધી વાત કરવાની સૂઝે છે !'

ઉત્તર દીધા વગર મકનકાકા પાટલે ગોઠવાયા.

'ધોતીઉં બદલ્યું ?'

'કેમ ?'

'એ મા ! હજી તો કેમ કહો છો ? વૈષ્ણવ છો કે કોણ ? ફુલીકાકી આરડયાં !

'વિસનવ !'

'ત્યારે ધોતીઉં બદલો



નટુ અને ગટુ. ફુલી કાકી અને મકનકાકાના બે ચિરંજીવીઓ

'કેમ ?'

'કેમ ! મુઆ નટીઆ–ગટીઆ ! આ તમારા બાપને જવાબ દો. હું તો તમારા બધાથી થાકી. બાપ ! દુનીઆમાં પલેગ ને મરકી ને કોલેરા ને દુષ્કાળ પડે છે, તે કાંઇ અમથા ! ભગવાન કંઇ નવરો નથી બેઠો ! આવા બહીર્મુખ આદમીઓ પાકે, એટલે એ બધું નહિ આવે તો શું થાય ! શ્રી ગુસાંઇજીએ તો ચોકખું કહ્યું છે, કે કળિયુગમાં આચાર વિચાર ઢેડભંગી જેવા થશે, જેનું તેનું ખાશે ને ઝાડે ફરી આવેલા ધોતીએ જમવા બેસશે. હજી તો એ મને

પૂછે છે, કેમ ? કાંઇ લાજ શરમ છે કે એમ જ ? ' કુલીકાકીનું આ ધાર્મિક વ્યાખ્યાન સાંભળીને કાકા તો સ્તબ્ધ થઇ ગયા. ખરી વાત એ હતી, કે એ કાંઇ દિશાએ નહિ ગયલા, પણુ કુલીકાકીનો રોષ કોઇ બીજી તરફ ઢળે તો એ બન્ને બીરાદરોને નિરાંતે જમવાનું મળે, એ ઇચ્છાથી ગટીઆએ ગપ્પું હાંકયું હતું ! નટુ એનો ' ટબલચી ' હતો. તકરારો વિષયમાં નટુની સાક્ષી હમેશાં ગટુની તરફેણમાં જ પડતી ! એની થાપ પડી, એટલે કુલીકાકીને વધુ સાક્ષીની જરૂર નહિ રહેતી. ઘણી વખત આમ તદબીર વાપરી, બન્ને ભાઇઓ કાકીના હાથનો કોપરાપાક ખાતા બચી જતા ! મકનકાકા આ બધું સમજતા; પણુ કહેવાય છે કે હુમાયુનો રોગ તેના પિતા બાબરે લીધો હતો, તેમ છોકરાઓ ઉપર ઉતરતા કુલીકાકીના ઝપાટા મકનકાકા આનંદથી ઝીલી લેતા.

' બોલની મુવા ગટીઆ ! આ તારા બાપને જવાબ દેની તો ! તારા બાપની શરમ આવતી હશે, કેમ ? ' કાકીએ પૂછ્યું.

રોટલીનો ડુચો જેમતેમ ગળે ઉતારી, ઉપરથી પાણીનો એક ' ડોઝ ' ચડાવી ગટુભાઇ બોલ્યો : ' કેમ, કાલે ટમે ભાભીનું છાલ પ્હેલીને ઝાલે ફલવા નોટા ગયલા ઉટા ? કેમ નટુ, ખલી વાટને ? '

' હા ! ભાભી માલું છાલ પ્હેલીને ગયલા ઉટા ! ' નટુએ સાક્ષી પૂરી

' અરર મારૂં છાયલ પહેરીને ગયલા ! કયું છાયલ ? '

' આ અમના ટમે પ્હેયલું છે કેની, ટેએ ! ' ગટુએ બાફયું.

કમબખ્તી ! મકનકાકાને લાગ્યું કે હમણાં જ આસમાની આકાશ તૂટી પડી એના ઘરના ફુરચેફુરચા ઉરાડી મુકશે. આખી દુનિયામાં ચાલતા પ્લેગ, કોલેરા, મેલેરીઆ, ઇત્યાદિના ઉપદ્રવો એને માથે ઠોકાશે. તાપી નદી ઉલટીને આખા સુરતને રેલમાં ઝબોળી દેશે ! સુરતની યાદગાર મોટી આગ પાછો ઓચિંતો દેખાવ દઇ

સુરતને બાળીને ભસ્મ કરી નાખશે. અઢારસો ને સત્તાવનનો બળવો પાછો ફાટી નીકળી, એ કાળા મ્હોંના બહિર્મુખ મ્લેચ્છોને અહીંથી વદાય લેવી પડશે, પણ ના, ગરીબનો બેલી ઇશ્વર છે ! ધરતીકંપ



" હજી તો એ મ્હને પૂછે છે, કેમ? કાંઈ લાજ શરમ છે કે એમજ ?"
કાકા તો સ્તબ્ધ થઈ ગયા.

આગળ વધે તે પહેલાં તો ફોઇબા ઢોકળાંનું ઢાંકયું લઇને મચદાને જંગપર હાજર થઇ ગયાં! ફોઇબાના હાથમાં થાળી હોવાથી ફૂલી-કાકીએ ઉઠીને એમના પગ ધોવડાવ્યા.

'કેમ, જમવા બેસી ગયા? મ્હેં મકનભાઇજી સાથે કહેવડાવ્યું કે જરા થોભજો. ઢોકળાંની થાળી ઉતરે કે ઉનાં ઉનાં લાવું છું, તોએ?' ઢાંકયું નીચે મૂકતાં ફોઇબાએ પૂછ્યું.

'એ તો કંઇએ બોલ્યા નથી!' ફૂલી કાકીએ કહ્યું.

'મૂવા તમે! આ મકનભાઇજીમાં તો જરાએ બોતું નથી! ફૂલી, લે તો જરા મોઢું ઉઘાડ તો! આ ઉનું ઉનું ઢોકળું ચાખીને કહે તો, ઢોકળાં કેમ અથાયાં છે તે! લાવ જરા તેલમાં બોળી આપું?'

'મારે તો આજે અપ્પાસ છે!'

'કેમ અપ્પાસ?'

'જુવોની, આ તમારા દાધાબળ્યા ભાઇજી, મારૂં ધોયલું છાયલ પહેરીને દિશાએ ગયલા અને પાછા આવી ધોયા વગર એમને એમ તે ખીંટીએ ભેરવી મુકયું. મેં તો ધોયલું સમજીને એ નાહીને પહેર્યું, ઠાકોરજીની સેવા કરી તોયે બોલતા નથી. એ તો સારૂં થયું કે આ ગટીઆએ મારૂં ધ્યાન ખેંચ્યું: નહિ તો હજીય કોણ જાણે હું કયાં કયાં અડકી હોત અને એમના પાપે મારો ધરમ બુડયો હોત!'

'એ તો છે જ એવા! ચાલ ઉઠીને લૂગડું બદલી નાખ! મનુ સમરતીમાં લખ્યું છે કે અજાણ્યાનો દોષ નહિ! કરશે તે ભરશે! ચાલ, ઉઠ જોઉં! ઢોકળાં ટાઢાં પડી જાય છે!' ફોઇબાએ મનુસ્મૃતિના આધારે નિર્ણય આપ્યો. એટલે ફુલીકાકી કટાણું મોં કરીને ઉઠયાં. ફોઇબાની સૂચનાની વિરૂદ્ધ જવું, એટલે કાલનો દુકાળ આજે પડવા જેવું થાય; છતાં એમણે બીજું લૂગડું બદલવાને બદલે માથાબોળ નાહી નાખ્યું અને દીલ લૂછી, ચરણામૃતની ભૂકી જીભ ઉપર ભભ-રાવી, તે થોડી આંખે અને ગળે લગાડી, પાછાં આવી એ પાટલે ગોઠવાયાં. ફોઇબાએ કાકાને તેમજ એના બે પઠ્ઠાઓને તે દરમ્યાન ઢોકળાં પીરસ્યાં હતાં, તે તેઓ ઉડાવી રહ્યા હતા!

'આવું કરીએ ? તમે બી મકનભાઇજી કેની, બોથડ જેવા છો !' ફોઇબાએ ઢોકળાં ઉપર તેલ પીરસતાં કહ્યું.

'ના–આ ભાભી ! આ હહરીના છોકરાઓ એને ગમે તેમ ભેરવી મારે, તેમાં ઉં હું કરૂં ?' કાકાએ ધીમે રહીને ખુલાસો કરવા માંડયો.

'ત્યારે ગટીઆએ શું ખોટું કહ્યું ?'

'એ તો વાત એમ બની કે આજ પાંચ હાત દિવસપર સાંજના ઉં બઉ થઈ ગયલો, તે ઉતાવળમાં મારા હાથમાં એનું છાલ આવી ગયું, તે પેરીને ઉં તો દોડયો'—

'મેર મૂવા! પછી ?'

'પછી તો આવીને નાઈ લાયખું ને છાલ પણ ધોઇ લાયખું.'

'ત્યારે આ ગટીઓ શું કહે છે ?'

'એ હહરીનો કાલ કાલ ભચસા કરે, પણ એ છોકરાઓ તો બધા દિવસને કાલ કાલ જ કચરા કરવાના ! બાકી કાલે કે આજે એનું છાલ પહેરીને ઉં બીલકુલ ગયલો નહિ ઉતો ! હહરીના કંઇ છોકરા છે ! નક્કામી નવાડી મારી !'

'અરે રાંડ ફુલી ! આ તારો માંટી શું કહે છે, તે સાંભળ્યું ? હમજ્યા મૂકયા વગર નાઇ શાની મરી ! મેં તને લૂગડું બદલવાનું કહ્યું, ત્યારે તું ડાહ્યી થઇને નાવા ગઇ !' ફુલી કાકી પાટલે ગોઠવાયાં, એટલે ફોઇબા એના ઉપર ઉખડયાં.

'ના: તે બા મ્હને તો બળી સુગ ચડે ! આપણાથી કાંઇ એ ગોજવાડો ખમાય નહિ.'

'પણ તારો માંટી તો કહે છે કે એ તો પાંચ સાત દિવસપર એમ બનેલું અને વળી તારૂં છાયલ ધોઇ પણ નાખેલું !'

'ત્યારે આ ગટીઓ ને નટીઓ બન્ને જૂઠા ?'

'જૂઠા નહિ તો ! પૂછની જોઉં મારા દેખતાં !'

'કેમ ગટીઆ ! તારા બાપ હમણાં કયાં ગયલા ?'

'જીને ટાં દોટલાં ખાવા ! કેમ નટીઆ, ખલી વાટ કેની ?'

'જીને ત્યાં ઢોકળાં ખાવા ? મૂ-ઉ-વા હમણાં તો તું કહેતો હતો કે'—

'ઝાલે ફુલવા નઇ ગયલા ઉટા: ઢોટલાં ખાવા ગયલા ઉટા! કેમ, નટીઆ!'—

'હા, ભાભી! ઢોટલાં ખાવા! જીને ટાં.' નટુએ સાક્ષી પુરી.

'લે રાંડ, લેતી જા! જો તારા કુંવરો કહે છે, તે સાંભળ. અરે, વરને તો દેવ બરાબર ગણીએ! જ્યારે ને ત્યારે એમ લબડ-ધકકે લેયા કરે છે, તે નરકમાં પડશે, નરકમાં!' ફુઇબા ઉખડયાં.

'તમેય ભાભીજી, જેમાં ને તેમાં મારો જ વાંક કહાડો છો! આ છોકરાઓએ કહ્યું, એટલે મારાથી નહિ રહેવાયું, તેથી મેં એમને ધોતીઉં બદલીને જમવા બેસવાનું કહ્યું. મુવા વાણીઆ બ્રાહ્મણનો જનમ કંઇ આખો દહાડો નથી આવતો! પણ આ તમારા ભાઇજી, મીંઢા જેવા આટલું બધું થયું તોય સાંભળ્યા જ કરે છે, તેને કંઇ કહોની! મને રાંડને નકામી ટાઢે પાણીએ નવાડી નાંખી!' કુલીકાકી જુઠ્ઠાં જુઠ્ઠાં આંસુ લુછતાં બોલ્યાં.

મકનકાકા સમજ્યા કે ફોઈબાની તોપનું મોઢું હવે એની તરફ વળશે, એટલે ધમાધમ છૂટે તે પહેલાં જ એમણે પોતાનો બચાવ રજુ કીધો. વાદીના સાક્ષીઓ પ્રથમથી તૂટી ગયલા હોવાથી, એમણે વાદીની નબળી બાજુનો લાભ લઇ, કાકીનો કેસ ઢીલો કરી નાખ્યો. ખટલાની શરૂઆતથી જ એમણે શાંતિ જાળવી રાખેલી, એટલે એમની શક્તિનો વ્યય ઓછો થયલો; તેથી પોતાના મુદ્દાઓ પેલા કહે છે, તેમ 'સીલસીલાબંધ' રજુ કરતાં એમને ઝાઝી મહેનત પડી નહિ. આખરે કાકા બોલ્યા: "તેમાં ઉં હું કરૂં ? તને નાવું પયડું, તે તો તારે પાપે! કરોધ રૂપી ઢેડાને તું અડકી, એટલે મારા મનમાં કે તું ટાઢે પાણીએ નાહે તો જ કંઇ હાન્તિ થહે! ઉં હું કરૂં ? મને બોલવા જ નહિ દે અને આ ટીંડોરા જેટલા છોકરાઓનું હાંભયળા કરે, તેમાં ઉં હું કરૂં ? ઉઠો, ભાભી! ઘેર જાઓ: ઢોકળાંનું આધરણ બધું બળી જતું હશે!'

'અરે, હા રે! તમારી માંદી બૈયરની વાતમાં હું મુઇ એ તો ભુલી જ ગઇ: લો બેસો ત્યારે, હું જાઉં છું અને આમ જો, ફુલી! મેં શું કહ્યું તને? આવી મોટી બે છોકરાની મા થઇને હવે કંઇ શાણપણ પકડ. ધણી છે તો બધું છે. ચુડો ચાંલ્લો ચોટલો, બધું એના વડે છે. છાયલ પણ એના વડે—'

'તે કોણે ના કહી? હું ક્યાં એક અક્ષરે બોલું છું, જેની વાત. હવે કહું તો કહેજો મને.'

'અરે કાંઇ સાતસો વાર તું એમ કહી ચૂકી ને જ્યારે જોઇએ ત્યારે એ ભગવાન એના એ!'

'જાઓ હું તો નહિ બોલું, પણ આ તમારા ભાઇજીને કહેતાં જાઓ.'

'અને તમે પણ મકનભાઇજી, ઓછા નથી બા! તમનેય નવ ગજના નમસ્કાર છે! વહુને છેલ્લા મહિના જાય છે, તોય આમ પજવતાં શરમ નથી આવતી?' ફોઇબાએ હવે મકનકાકાને લીધા! એ જોઇ કાકી કંઇક ખુશ થયાં. ફઇબા બન્નેને લાપટઝાપટ કરી ઘેર ગયાં, એટલે ફુલીકાકીનો બબડાટ શરૂ થયો.

'મુવા નટીઆ ગટીઆ! તમને બન્ને મુવાઓને તો ઝીકી નાખવા જોઇએ! તમારા આ બાપે અને તમે તો મને રાંડને જ્યાં ત્યાં હલકી પાડી નાખી છે, પણ જો જો; હું નહિ હઉં, ત્યારે તમારી વલે થાય છે તે! ઉઠો; હજી ભાત નથી ખાઇ રહ્યા? મુવાઓએ વેર્યું છે ય કેટલું!'

કાકીએ બન્ને લઠીંગાઓનો હાથ પકડી પકડી ઉઠાડી મૂક્યા અને બન્નેને વાંસાપર એક એક ઢીકો વ્હોડયો, ત્યારે જ એમને નિરાંત વળી. 'મુવાઓને ખાવાનું તો હું આપું છું, તોય બાપની શરમે ઘસડાયા! જીને ત્યાં બાપે એકલા એકલા ઢોકળાં ખાતા તો તમને કોઇને સંભાર્યાયે નહિ! તે વખતે તો મુવાઓ તમને ડૈયા કીધા!'

ફુલીકાકી આમ બબડતાં જાય, પણ બન્ને બીરાદરોની સાંભળે બલારાત! કાકા પણ 'શ્રી ગોઠ્ઠુનનાઠકી જે' કરતા કે ઉઠયા અને હાથ મોં ધોઇ એક મોટો ઓડકાર ખાઇ પોખરાળ પેટપર હાથ ફેરવવા માંડયા! એમણેય કાકીને 'ડાગા' કીધાં હતાં. ગરીબ બિચારાં ફુલીકાકી! છોકરાઓએ વેર્યું હતું, તે સાફ કરી લઇ જગ્યા ચોકૂખી કરી પોતે કાકાની થાળીમાં જમવા બેઠાં અને ગઇ ગુજરી વીસરી જઇ આનંદથી ઢોકળાંપર હાથ ચલાવવા મંડી પડયાં!



"ગઇ ગુજરી વીસરી જઇ આનંદથી ઢોકળાંપર હાથ ચલાવવા મંડી પડયાં."

# ગામઠી નિશાળ

**કેમ અલ્યા** ગટીઆ ! નીચે ઉતર્યો કે હું ઉપર આવું ? '

'ના રે, ના; મહેતાજી ! છોકરો કપડાં પહેરે છે. પાસેના રવિઆને બોલાવી લો, એટલામાં એ તૈયાર થઇ રહેશે.' ફુલીકાકીએ કહ્યું.

માથે ઘણી જુની ફાટેલી તુટેલી તેલીઆ સુરતી પાઘડી, પગે દક્ષણી જોડા, કેડે એક નાનીશી પોતડી અને હાથમાં બે છેડેથી બાળેલી નેતરની સોટી અને બાકીના બીજાં અંગે દીગમ્બર જેવા અવતારમાં ગામઠી નિશાળના મહેતાજી કરૂણાશંકર છોકરાઓને નિશાળે લઇ જવાને નીકળી પડયા હતા. શાળામાં નિયમિત હાજરી આપનારા જૂના રીઢા થઇ ગયેલા વિદ્યાર્થીઓને માટે એ તસ્દી લેતા નહિ, પણ તરત જ નિશાળે બેસાડેલા છેક નાના છોકરાઓ તેમજ દર ત્રીજે દહાડે જન્માષ્ટમીની રજા પાળતા કનૈયા કહાનો માટે એમને બીજો ત્રીજો અવતાર ધારણ કરવો પડતો. એમની વિકરાળ આંખોએ અને સિંહ જેવી ત્રાડે છોકરાઓમાં એવો તો ત્રાસ બેસાડયો હતો કે ભણીગણી પરવારી ગયેલા મોટી ઉમ્મરના કંઇક વિદ્યાર્થીઓ પણ એને જોઇ ધ્રુજી ઉઠતા. આમ છતાં હૃદયના એ બહુ કોમળ હતા. પોતાની શાળામાં શીખતો કોઇ છોકરો માંદો છે, એમ ખબર પડતાં તે તેને ત્યાં પહોંચી જતા. છોકરાનાં માબાપને થથરાવી નાંખે એવા અવાજે છોકરાની માંદગીનું કારણ પૂછતા; પોતે પોતાના અનુભવની કંઇક ઔષધિઓની સૂચના કરતા: જ્યોતિષ સારૂં જાણતા હોવાથી છોકરાના જન્માક્ષર જોતા અને પીડાકારી ગ્રહ માટે દાનની સૂચના કરતા અને છેવટે, હોય, એ તો બચ્ચું છે: એને માંદા પડતાંએ વાર નહિ ને સાજા થતાં યે વાર નહિ, એમ ધીરજ આપી માથે પાઘડું દાબી રસ્તે પડતા. એમની શાળામાં ભણતા છોકરાઓ માટે 'ફી' નહિ હતી. દર એકા-

દશીએ એક પૈસો ને વાર તહેવારે થોડું ધાન્ય! તેય મળે તો ઠીક, નહિ તો 'જે રામજી!' મંત્રપ્રયોગથી ગમે તેવું દુખતું માથું એ બે મિનિટમાં ઉતારતા; સર્પદંશ, મંત્રના પ્રયોગથી સાજો કરતા અને તાવના દોરા-ચીઠ્ઠી બનાવી આપતા. અંગ્રેજી શીખીને પોતાને સર્વ વાતે પારંગત માનનારા 'માસ્તરો' આ બધું હસી કાઢતા, પણ મહેતાજીને તેની શી પરવા હતી! પ્રસંગ પડયે એ 'અંગ્રેજી માસ્તરો'ની એ બાબતની ખાતરી કરી આપવા ચૂકતા નહિ. છોકરાઓને આંક તો એવા પાક્કા શીખવતા, કે એની નિશાળેથી શીખીને વેપાર ધંધે લાગેલા છોકરાઓ, એની આંક શીખવવાની પદ્ધતિને અંતરથી આશીર્વાદ આપતા. ભોળા અને સાદા મહેતાજી પોતાની બેઠકપર પોતડી ઉંચી લઇ બેઠા બેઠા 'કોપરાં જોખતા' હોય, ત્યારે વડો નિશાળીઓ ઉભો રહી, મસ્તી કરતા કે 'કોપરાં જોખવા'માં મહેતાજીનું અનુકરણ કરતા છોકરાને લૂગડાના કુચાનો પોચ્ચો ગોળ દડો લગાવી ઉભો કરતો કે અંગુઠા પકડાવતો. શાળામાં અમે ચાર જણ બહુ 'પ્રખ્યાત' હતાઃ હું પોતે, મકનકાકાના ગટુ, નટુ અને ચોથા મિયાં કાસમ. મહેતાજીએ ઘેરથી પલાખાં લખી લાવવાનું કહ્યું હોય, પણ તે નહિ લખાયાં હોય તો મહેતાજીના ધરતીકંપમાંથી બચી જવા માટે અમે ચારે કુમારોની યુક્તિ જુદી જુદી હતી.

'કેમ, અલ્યા નટીઆ! તારૂં મોત બોત ભમ્યું છે કે શું? આજે પલાખાં કેમ નથી લખી લાવ્યો, હરામખોર?' મહેતાજીને હાથ એક દિવસ નટુભાઇ સપડાઇ ગયા.

'સ-સ-સાહેબ! ભૂલી ગયો.' નટુભાઇએ સુકી આંખે ડચકીઆં ખાતાં કહ્યું.

'ખાવાનું ભૂલી જાય છે? આમ આવ, આમ આવ; તારો હાથ લાંબો કર, હરામખોર!' મહેતાજીએ ડોળા તતડાવ્યા.

'મ-મ-મલી ગયો, સાહેબ! ભૂલ થઇ; એં-એં, લખી લાવીશ

હવેથી. ક-ક કાલે ભાભીએ કહ્યું છે, કે મહેતાજીને સુખલી કલવાનું કહેજે. કેમ, ગટુ! ખલી વાટને?' નટુએ ચોપટ ખેલવા માંડી.

'હા-આ, સાહેબ! ભાભીએ કાલે તમને સુખલી કલવા બોલાવા છે.' ગટુએ ટાપસી પૂરી.

'સુખડી? કાલે? કેટલા વાગે?' મહેતાજીએ પૂછ્યું.

'એક વાગે.' નટુએ કહ્યું.

'એક વાગે? હરામખોર! કોઈ એક વાગે સુખડી કરાવતું હશે?'

'ના, સાહેબ! અગીઆલ વાગે! કેમ, ગટુ! ખલી—'

'ચાલ; બેસી જા, બેસી જા! જો હવે પલાખાં લખી લાવવાનું ભૂલ્યો છે તો માર ખાતાં ખાતાં ચામડી ઉખડી જશે, સમજ્યો? તારી બાને કહેજે કે અગીઆર વાગે હું સુખડી કરવા આવીશ.'

'વાલુ, સાહેબ!'

બ્રાહ્મણને સુખડી કરાવવી તેમાં કાંઇ ઝાઝી લપ નહિ! કેળાં, ખૂરૂં ને છૂટું ઘી તથા બરફી કે કોઇ વખત દુધની બાંધેલી ચોકખી પૂરી, ગળપણમાં બરફી કે કાંઇ બીજું અને આદાછીણ, ઉપરાંત દક્ષિણામાં એક પૈસો! આમ સુખડી કરાવવી બહુ સહેલી હતી. મહેતાજી 'બામણીઆ અગીઆર' એટલે સ્ટાન્ડર્ડ બાર વાગતાને સુમારે એમના એક 'નંદન'ને લઇ આવી પહોંચ્યા. કોઇ દહાડો નહિ ને આજે મહેતાજીને બાર વાગતે આવેલા જોઇને, તરત જ જમી ઉઠી પાનસોપારી ખાઇ એઠું મેં ટાળતાં ફુલીકાકી વિસ્મય પામ્યાં. નટુએ ગટુને આંખ મારી.

'આવો, આવો; મહેતાજી! કેમ, ગટુ નટુ નિશાળમાં કેમ શીખે છે?' ફુલીકાકીએ મહેતાજીને આવકાર આપતાં પૂછ્યું.

'અરે! એ તમારા પોટ્રાઓ તો બહુ હોંશિયાર છે. બે વરસ રહીને માટ્રીક થયલાની બરોબરી કરશે, એવા ચપરખંધા છે.'

ફુલીકાકી ખુશ થયાં. મકનકાકા પણ રીઝયા. થોડીઘણી

એલારપેલારની વાતો કરી, પણ કોઇ સુખડી કરવાનું કહેતું નથી, ધારી મહેતાજીએ જ એ વાત ઉકેલી.

'કાલે નટુએ મને અગીઆર વાગે સુખડી કરવા આવવાનું કહ્યું હતુ. એટલે કોઇએ નોતરૂં દીધું તો તેનો બરાબર ટાઇમ સાચવવો ધારી વખતસર નિશાળેથી નીકળ્યો; પણ જાણોછોની, આપણે તો રસ્તામાં હજાર લફરાં મળે. એટલે અહીં આવતાં સ્હેજે બાર થઇ ગયા.'

'સુખડી ? નટુએ નોતરૂં આપ્યું ? મુઓ કહેતોયે નથી !' ફુલીકાકી ઉખડયાં-

'નોતરૂં નહિ આપ્યું તો શું હું ભેલ્લામાં આવ્યો ?' મહેતાજી બરાડ્યા.

'અરે ! હા હા; ઉઠ, હવે. છોકરાએ નોતરૂં આપ્યું, તેમાં શું થયું. ઘરમાં ચાર કેળાં છે, તે છોલી આપ. ઘેરે આવેલો બામણ કંઇ ભૂખ્યો વદાય કરાય ? જો, વાત લાવી છે તે !' મકનકાકા સમજી ગયા.

'તે, મેં કયાં ના કહી જે ! એ તો મને પહેલેથી ખબર હત, તો દૂધની પૂરી બનાવી રાખત અને બરફી મંગાવતે કની ?' ફુલીકાકી ખીસીઆણાં પડી જઇ બોલ્યાં.

'ચાલ ચાલ; તેમાં શું હરકત છે ? એ તો હમો વરતે હાવધાન ! કેમ, મહેતાજી ! બોયલા નઇ ?' કાકાએ મહેતાજીને પ્રશ્ન કર્યો.

'ખરૂં છે, ભગવાન તો ભાવના ભૂખ્યા છે. કહ્યું છે કે 'દુરીજોધનકો મેવો ત્યાગી, ભાજી વિદુર ઘેર પાયો !' તે કંઇ શું ખોટું છે ?'

મહેતાજીએ સંતોષથી કેળાં છોલી, છુંદી તેમાં ખરૂં ને ઘી ભેળવી નરમ દુવા જેવો કેળાંપાક ઝાપટયો. સાથે આવેલો છોકરો ઘેરથી મહેતાજીનું રેશમી પીતાંબર લઇને નિશાળે આવેલો, તેણે તો માત્ર પૈ દખણા ની લાલચે મહેતાજીનો સાથ સાધેલો ! બાકી એ બટુકજી

બાર વાગ્યા સુધી ભૂખ્યા રહે એમ નહિ હતું. એમને તો ઘેર દશ વાગતામાં જ 'સીરાવાનું' મળી જતું !

મારી યુક્તિ વળી એથી જુદી જ હતી. પલાખાં નહિ લખાયાં હોય કે કોઇ ચીજ કાચી હોય તો પહેલેથી જ મહેતાજી આગળ જઇ હું તેમને વંદન કરતો અને પછી કહેતો : 'સાહેબ ! બાંફોઇએ આજે તમને ઘેર બોલાવ્યા છે.'

'કેમ, શું કામ છે ?'

'ખબર નથી. પણ કંઇ જરૂરનું કામ હશે, તેથી જ બોલાવ્યા હશે.'

ફોઈબાની એક ટેવ એવી હતી, કે કોઇ બ્રાહ્મણ કે જ્યોતિષી ઘેર આવતો, તેને એ ખાલી હાથે વદાય કરતાં નહિ. એ ભારે કરકસરીઆં હોવાને લીધે, બહુ નહિ તો એક પૈ કે છેવટે ચપટી ચોખા આપી 'બામણને સંતોખતાં.' પણ એ પૈ કે ચપટી ચોખા પણ નકામાં જાય નહિ, તેથી પંચક, વિષ્ટી કે તે દિવસના સારા નરસા ચોઘડીઆની વાત બ્રાહ્મણને પુછી લીધા વગર એ રહેતાં નહિ. ઘેર પંચભાગ લેવા આવેલો જ્ઞાતિગોર પણ એના સપાટામાંથી બચતો નહિ. આ ટેવ હું જાણતો હોવાથી મહેતાજીને ઘેર બોલાવવામાં હું બહુ સાહસ કરૂં છું, એમ ભાગ્યે જ ડરતું. અલબત્ત, આવું જુઠાણું ચલાવવું નહિ જોઇએ—ન્હાની વયમાં તો કુમારોએ 'સત્ય બોલી પ્રભુતામાં પગલાં માંડવાં' જોઇએ, પ—ણ કોઈ જુઠા ખુશાલે ખરૂં કહ્યું છે કે કોઈવાર અસત્ય પણ સત્યતાથી ગૌરવભર્યું હોય છે: કારણ આમ ગાલ્લું હાંકયાથી મારી ભૂલચુક 'ચુકતે હિસાબ' થઇ જતી અને હું મહેતાજીના સપાટામાંથી બચી જતો ! પણ કાસમથી તો તોબા ! એણે અજમાવેલી એક રીતથી તો હદ થઇ. મહેતાજીની લપલપ છોકરાઓને ઘેર દોડયા જવાની ખોડને તો એણે જ ભુલાવી, એમ કહીએ તો ચાલે.

અમારી નિશાળમાં કોઇ દિવસ 'તેરો' આવતો નહીં. અમેરીકાની એક સીનેમેટોગ્રાફ કંપનીની માફક જ્યારે જુવો, ત્યારે નિશાળ ચાલુને ચાલુ! સવારના સાતથી તે સાંજના સાત સુધી નિશાળ ખુલ્લી રહેતી, પણ શિક્ષણ સવારના આઠથી દશ અને સાંજના ચારથી પાંચ જ ચાલતું. દશ અગીઆરે છોકરાઓને જમવાની રજા મળતી, તે જમીને પાછા ત્રણ ચાર વાગે નિશાળે આવવાનું હતું. કોઇ છોકરા તો જમીને જ નિશાળે આવતા. સવારનો સમય નિયમિત નહિ હતો, પણ સાંજના બધા છોકરાઓની હાજરી લેવાતી. નિશાળની બહાર રસ્તા ઉપર જતી આવતી ગાડીને અડચણ ન થાય, એમ છોકરાઓને હારદોર ઉભા રાખી મહેતાજી અને વડો નિશાળીઓ સુંદર રાગથી તાલ સાથે મોટે ધાંટે આંક બોલાવતા! ઓહો! એ આંક 'ગાવાની' મઝા! નાની ઉમરની નવવધૂને સાસરે જતાં જે અભાવો થઈ આવે છે, તેના જેવો 'અભાવો' અમને નિશાળે જતાં થતો હતો: છતાં તે આંક 'ગાવાની' મઝાહ! અમે તે કદીય ચૂકતા નહિ! વિજ્ઞાને તો હજી હમણાં સાબીત કીધું, કે તોપના મોટા મોટા ધડાકાઓ કરી વરસાદ આકર્ષી શકાય છે, પણ એ સિદ્ધાંત તો અમે છેક નાનપણથી જાણતા હતા અને તેને અમલમાંય મૂકતા હતા. ચોમાસાના દિવસમાં વરસાદ ચડી આવ્યો હોય, તે સમયે અસાધારણ ગર્જના કરી અમે આંક 'ગાતા' અને માનશો? વરસાદ 'બારે મેઘ' તૂટી પડતો અને અમે સૌ નાશી નિશાળમાં ભરાઇ જતા! આવા એક પ્રસંગે કાસમ મસ્તી તોફાન કરતાં નાસતાં નાસતાં લપસી પડયો. મહેતાજી તે વખતે તો કંઇ બોલ્યા નહિ, પણ સઘળું ઠરીઠામ પડી ગયા પછી, પોતાની હમેશની રીત મુજબ બારાખડી શીખવતાં કાસમને જ પહેલો ઉભો કીધો.

'ચાલ, બોલ જોઉં: ગ–ગાને કંઇ નહિ, ધ-ધાને એક માત્ર, ડ–ડા ને કાનો માત્ર. બોલ, શો શબ્દ બન્યો?'

'ગ–ધે–ડો, સાહેબ!' મીઆં કાસમ બોલ્યો.

'તારા જેવો ! હવે બોલ: બ–બા ને કંઇ નહિ, હ–હાને હ્રસ્વ વહું; ત–તાને કાનો માત્ર, ફ–ફાને કાનો, ન–ના ને કંઇ નહિ; ક–કાને કંઇ નહિ, ર–રાને એક માત્ર, છ–છાને એક માત્ર. બોલ, શું વાક્ય થયું ?' મહેતાજી આ શબ્દો એટલા તો ઝડપમાં બોલતા કે હોશિયાર છોકરાઓ ચોક્કસ વાક્ય બોલતાં ગુંચવાતા. કાસમ તોફાની હતો, પણ ભણવે ગણવે હોશિયાર હતો. ધીમે ધીમે મનમાં વાક્ય ગોઠવી તે બોલ્યો : 'બહુ તોફાન કરે છે.'

'સમજ્યો ? ' ગધેડો બહુ તોફાન કરે છે.' બોલ, તું જ કહે: તેને શી શિક્ષા કરવી ?"

'સાહેબ ! મરી ગયો; જવા દો. અબી નહિ કરેંગે.' કાસમ કકળી ઉઠ્યો.

'જવા દો શું ? આજ તો હું તારી મા પાસે આવી, તને રાતના ભૂખ્યો ન રખાવું તો મારૂં નામ મહેતાજી ખોટું. હરામખોર ! દરરોજ તું બહુ જ તોફાન કરે છે.' કાસમ રડવાના ઢોંગ કરવા લાગ્યો: આંસુ નહિ હતાં છતાં થુંક ચોપડી એણે આંખ ભીની કીધી અને પછી નકુની પાંસળીમાં આગળી ઘોચી ધબ કરતો કે હેઠે બેસી ગયો. ડચકીઓ ખાવાનો ઢોંગ કરતાં કરતાં તેણે નકુને ધીમે રહીને કહ્યું : 'મેરી પીછે પીછે આઇયો; દેખો તો સહી, મેં મે'તાજીકુ આજ બનાતા હું તે!' નિશાળ છૂટવાનો સમય થયો. સર્વ છોકરા વેરાઇ ગયા. મહેતાજી ને કાસમ બહાર નીકળ્યા, એટલે મહેતાજીએ નિશાળના જીર્ણ દરવાજાની સાંકળ નકુચાને પહોંચતી નહિ હોવાથી, સાંકળ અને નકુચાની વચ્ચે કો સુજનજૂનું તાળું ભેરવી તેને કુંચી દઇ તે દરવાજા આગળના ટોલ્લે મૂકી કાસમનું બાવડું પકડી ચાલવા માંડયું. નિશાળમાં પહેલો આવતો છોકરો, ટોલ્લેથી ચાવી લઇ નિશાળ ખોલી તે ઝાડે ઝપટે. એ ઉદ્દેશથી ચાવી ટોલ્લે જ રાખવામાં આવતી. ચોરીનો ભય હતો નહિ. હોય શું કે કોઇ ચોરે ? હા, એક રાત વાસો કરી

સવારના મહેતાજીને આશિષ દેતો, કોઇ ભુલ્યાચુક્યાનો માબાપ વિદાય થઇ જાય તો તે જુદી વાત છે ! મહેતાજી અને કાસમ આગળ ચાલ્યા જતા હતા. અમે થોડાએક તોફાનીઓ છૂપાછૂપા પાછળ જતા હતા. કાસમ પાછલે હાથે અમને નિશાની કર્યે જતો હતો. ચાલતાં ચાલતાં મીરજા સ્વામિના ચકલામાં એક ઘર આગળ કાસમ ‘અડી’ ગયો અને ધીમે રહીને રડી પડયો. ‘એં એં, અમ્મા મારેગી; એં એં. તુમ જાઓ પહેલા.’ મહેતાજીએ એને ઘસડયો. પણ એ તો ઓટલા પર ચોંટી જ રહ્યો ! મહેતાજી સમજ્યા કે હું ઉપર જઇશ તો એ એની મેળે પાછળથી આવશે; કયાં જવાનો છે ? એમ કરી એ તો દખણી ટપુસીઆ નીચે ડહેલીમાં મૂખી ધબધબ કરતા કે દાદર ચડી ઉપર ગયા. અમે ચાર જણા ઝટ કરતા ડહેલીના એક અંધારા ખુણામાં સંતાઇ ગયા. ઉપર વાતચીત ચાલતી હતી તે બધી સંભળાતી હતી; કારણ સૂરજ છાબડે ઢાંકયો રહે તો મહેતાજીનો ઘાંટો છૂપો રહે ! ‘ઓહો આઇયે, આઇયે; હમ ગરીબકે વહાં આપને કુછ તશરીફ ફરમાઇ.’ એક નાજનીનો અવાજ આવ્યો.

‘અરે ! કયાં ગયો, તમારો કાસમ ? હરામખોર બહુ મસ્તી કરે છે. નીચે ઓટલાપર છે. આજે તો મેં ધાર્યું, કે લાવ હું જાતે મળીને તમને એની વાત કરૂં. એ કમબખતને આજે ખાવાનું નહિ આપતાં. કયાં ગયો એ ?--’ મહેતાજી બરાડયા. એક ખુણામાં ભરાયલો કાસમ ધ્રુજી ઉઠયો. ખરૂં પૂછો તો અમે પણ ધ્રુજતા હતા. ‘કોણ, કાસમને મસ્તી કી ? અચ્છા, અભી બુલાતી હું. કાસમ ! અરે, ઓ કાસમ ! જરા જલદી આતો. શેઠ કહેતેં હય તું—’ વાકય પૂરૂં કરે તે પહેલાં તો કાસમ તબલચી એક હાથમાં નરઘાં સાથે હાજર થઇ ગયો.

‘કાસમ દેખ યે શેઠ—’

‘અરે એ કાસમ નહિ; હમ તો તુમરા છોકરા કાસમ કે બાસ્તે વાત કહેતા હે.’ મહેતાજીએ હિંદુસ્થાનીમાં ફેંકયું.

‘હમારા છોકરા ? હમકુ કોઇ લડકાઇ નહિ હય. એ કયા પાગલપના !’




" આઇએ, આઇએ; હમ ગરીબકે જહાં આપને તશરીફ ફરમાઈ! " ( પાનુ, ૧૫૮ )

'શું તમને લડકા જ નથી? ત્યારે કાસમ બખ્તાવર કોન હે?'
'અરે હાંતો કોઇ બખ્તાવર બી નહિ ને દુખ્તાવર બી નહિ. ચલો ઉઠોજી, રસ્તે પડો. ખાલી ઝગડા છોડો. કાસમ! એ બમનકુ નીકાલ દે બહાર! ખાલી દિવસ બીગાડા.'

મહેતાજી પોતડી ખંખેરી ઉભા થઇ ગયા. જેમનેમ નીચે ઉતરી ટપુસીના ખોસી નીચી મુંડીએ એમણે તો ચાલવા માંડયું. કાસમ તબલચીએ નીચે આવી ડહેલીનું બારણું બંધ કરી અંદરથી



'ઓહો! કરણાશંકર! તમે કંઇ અહિંયાં?'

સાંકળ વાસી પાછો એ ઉપર ગયો. અમારો ઉંચે ગયલો જીવ કંઇક હેઠે બેઠો. બારણાની ફાટમાંથી અમે મહેતાજીને જતા જોયા. એટલેથી નીચે ઉતરતાં જ કુતુબમિનાર જેટલો ઉંચો નાથીઓ ઘાંચી કતારગામ પોતાને ઘેર તેલનો ખાલી તામડો માથે મૂકી જતો હતો, તે મહેતાજીને મળ્યો.

'ઓહો ! કરૂણાશંકર ! તમે કંઇ અહીંયાં !' તેણે પૂછ્યું.

'કેમ, શું છે ? અમે અહીં નહિ આવીએ ? મહેતાજીએ કહ્યું.

'આવો આવો; હું કામ નહિ આવો ? પણ આ તો તમે બામણ થઇને આવું કરો, તીયારે અમારા જેવાનું હું ગજું ?'

'કેમ, તે આ કોનું ઘર છે ?' મહેતાજીએ પૂછ્યું.

'અચ્છનજાનનું. હગરામપરાવારા તીરભોવન હેડને તૈયાં લગનમાં નાચવા આવી ઉતી કેની, તેનું ઘર છે !' નાથીઆએ લેંકાતાં લેંકાતાં કહ્યું.

મહેતાજી ચોંકયા ! થયલા ઘોટાળાની નાથીઆને સમજ પાડી. તેમણે નીચું ઘાલી ચાલવા માંડયું.

'જો અસ્યા, કોઇને કહેતો નહિ. આ બ્રાહ્મણના સમ છે, જો કોઇને કહ્યું તો.' જતાં જતાં મહેતાજીએ નાથીઆને સોગંદ આપ્યા.

'હારૂં હારૂં. બઉ હારૂં. ગભરાવ નો હવે.' ઘાંચીએ ખાત્રી આપી. મહેતાજી ને નાથીઓ રસ્તે પડયા, એટલે અમે પણ ચોરની માફક સાંકળ ઉઘાડી દોડતા દોડતા સૌ સૌને ઘેર પહોંચી ગયા. મોડું થવાથી ઘેર તો શોધાશોધ થઇ રહી હતી. મહેતીજી પણ મહેતાજીને શોધવા નીકળી પડયાં હતાં.

'અલ્યાઓ કયાં ગયા હતા, મૂઆઓ ?' કુલીકાકીએ અમને ઉધડા લીધા. પણ મારી મારીને બોરકૂટો વાળી નાંખે તોય અમારે કોઇને એ વાત કરવી નહિ, એમ અમે સૌએ નિશ્ચય કીધો હતો અને ઇશ્વરકૃપાથી અમે તે જાળવીએ રાખ્યો.

## નાથીઓ ઘાંચી

ઉંહું! તમે એને નહિ જોયો હોય! જો જોયો હોત તો તમે એમ જ કહેત, કે આવો રામાયણના વખતનો માણસ આપણા કળિયુગમાં ક્યાંથી? રાજાબાઇ ટાવર જેવા લાંબા પહોળા બાંધાનો માણસ, આ લોખંડી જમાનામાં કાંઇ જ્યાં ત્યાં નજરે પડતો નથી; ગુજરાતમાં તો નહિ જ; તેમાંય કતારગામ વાયા સુરતમાં તો નહિ જ! ટીંડોરાના ઢગલામાંથી મોટું રીંગણું આંખ મીંચીનેય શોધતાં હાથ ચ્હડી જાય, તેમ સો માણસના ટોળામાંથી નાથીઆને વીણી કાઢવો એ સહેલ કામ હતું. ધંધે ધાપે ઘાંચી, પણ બીજી રીતે સાક્ષરી ભાષામાં એ એક સમર્થ વિવેચક અને ટીકાકાર હતો. એને હાથ ચડેલા આબાલવૃદ્ધ એની ટીકાના પ્રખર તાપમાં બળીને ભસ્મ થઇ જતાં. એનાં ધર્મપત્ની મંચ્છાવહુથી માંડીને ઠેઠ લેડી જ્યોર્જ લોઇડ સુધીની તમામ સ્ત્રીઓનાં ' કરતુક ' જાણવાનો એ દાવો કરતો હતો. દેખીતું છે કે છોકરા છોકરીઓને ' ઠેકાણે પાડવાની ' ઇચ્છા ધરાવતાં સૌ કોઇ આવા ' ખબર-ભંડારી 'નો સહવાસ આતુરતાથી શોધે! એટલે મંદ કમને કે જાણે અજાણ્યે નાથીઆભાઇને કોઇનાં લગ્ન-વિવાહનાં કામમાં હાથ ઘાલવો જ પડતો. મોટા મોટા અનારી ' માજીષ્ટરો ' તેમજ અન્ય જાહેર પુરૂષો એના ' નીતરા કાચ ' જેવા તેલના ગ્રાહક હોવાથી, નાથીઆની ખ્યાતિ સુરતમાં ઠીક પ્રસરેલી. પૈસેટકે નબળો પોચો માણસ, એને તેલનો ભાવ પૂછતાંય ડરે; તેમ એને એવાની પરવાય ક્યાં હતી! બહુ ભાવ પૂછનારને ' બેહ બેહ, ખાધું તેં હવે! ' એમ ' લટકે ' આપી, નાથીઓ તેલનો મણિકો માથે મૂકી ' ડોલતી શીંગડી 'એ રસ્તો માપતો! નથુભાઇ આવો ભારે માણસ, પણ મિસિસ મંચ્છાવહુ આગળ તો તે ' મેં તેરી ગૌઆં ' થઇ જતો! મંછાને તમે શું સમજ્યા?

એ પણ નથ્થુભાઇની ' સાઇઝ 'નાં જ હતાં. એની જાણબહાર કે એની સમ્મતિ વગર તેલના ભાવમાં ત્રણ દમડી પણ ઓછી કરતાં, જેમ હિંદુસ્થાનને સ્વરાજ અપાવતાં રામ્સે મેકડોનલ્ડને વિચાર થઇ પડે, તેમ નાથીઓ મુંઝવણમાં પડી જતો ! અમારી ન્યાતના નૌતમલાલનું વેશવાળ નાથીઆએ બહુ ખુબીથી ગોઠવી આપેલું. આ વાતને છ મહિના થઇ ગયલા, તોય મિસિસ બીઝાંટ ' હોમરૂલ 'ની કે ગાંધીજી રેંટીઆની એકની એક વાત દરેક વખતે નવી નવી રીતે ભાષણમાં કહે, તેમ નાથીઓ પણ એ નૌતમલાલના વેશવાળની એકની એક વાત પ્રત્યેક વેળા જુદી જુદી રીતે કહી જતો. વિવાહ વખતે તો નૌતમલાલે નાથીઆને ' પ્રોમીસ ' આપેલું કે, ' બચ્ચા નાથીઆ ! કંઇ નહિ તો એક વાર તને મુંબઇની સોનાપુર દેવીની જાત્રા જોવા જરૂર લઇ જઇશ,' પણ હજી સુધી ' એ નાંખરીના નૌતમે મુંબઇની જાત્રા એને ની કરાવેલી ! ' દુનિયામાં બધા કાંઇ અકિલષ્ટકર્મા રામ- ચંદ્રજી જેવા એકવચની હોય છે ?

એક દિવસ ભગવાનનું કરવું, તે કુલીકાકી દર્શને જતાં હતાં, ત્યારે રસ્તામાં એને નાથીઓ મળ્યો. કંઇક કારણને લીધે કુલીકાકી નાથીઆની આજ કેટલાક દિવસથી વાટ જોઇ રહ્યાં હતાં. પાડોશની ભૂલીને કહી રાખેલું, એના દીકરા નટુ ગટુને કહી રાખેલું, એના ધણી મકનકાકાને કહી રાખેલું-કે નાથીઆને જ્યાંથી દેખે, ત્યાંથી એને મળી જવા કહેવું. જોગજોગે નાથીઓ આજે એને રસ્તામાં જ મળી ગયો, એટલે એને એ મંદિરે લઇ ગયાં. તેલનો મણિકો નાચે મૂકાવી, આ ' મનખાદેહ 'નું સાર્થક કરવા એને ઠાકોરજીનાં દર્શન કરાવ્યાં અને પાછાં તેલનો મણિકો ઉંચકાવી ઘેર ઘસડી લાવ્યાં !

' અલ્યા નાથીઆ ! આજકાલ તું બહુ મોંઘો થતો જાય છે ને કાંઇ ! ' કુલીકાકીએ ઘેર આવતાં વાતની શરૂઆત કરી.

' મોંઘા હાના ? મકનડોહાને મારા તેલનો ભાવ વધારે પઇરો, તે

આજ કેટલે વરહે નાથીઆને મૂકીને હવે એ ભૂખણીઆના મોતીઆને વએલગા છે; તે હુંય જોવા કે એ ડોહો હવે તેલ ખાય છે કે ખોળ?' નાથીઆએ પોતાનું ટટ્ટુ આગળ કરતાં કહ્યું.

'હવે તું તારે જોયા કરની! એમને તો એવી ટેવ પડેલી છે. ચોકખું તલનું તેલ મૂકીને સરસવનું તેલ ખાશે ને પછી એ ને એમના છોકરાઓ ખોંખોં કરતા મારા જીવ ઉપર પડશે. મારીએ કરમની કઠણાઇ છે તો બા!' ફુલીકાકી ગગરી પડયાં.

'મારા હમ, જો તું રડે તો! ઓહે! એ ડોહાને તો જેયાં તેયાં કહર કરવાની જ હુજે છ; તેમાં તું કે ઉં હું કરવાનાં?

નાથીઆના તેલનો ભાવ ટ્રીચર કંપનીનો હતો, પણ એનો માલ ચોકખો 'સવાવીસી' કહીએ તો ચાલે. એને છોડી ગયલો ગ્રાહક પાછો એને જ વળગતો આવે, એવી એના માલની સાખ પડી ગઇ હતી; એટલે ગ્રાહક જાય કે આવે, એને માટે એ બેપરવા હતો. 'હહરીનો ઘરાક મારૂં ઉજરૂં મોરૂં જોઇને નથી આવતો છે, પણ મારો માલ જોઇને આવતો છે!' એમ એની માન્યતા હતી: એટલે મકનકાકા જેવો 'ભાવ પૂછુ' ઘરાક ચાલ્યો ગયો, તેનું એને જરાયે દુઃખ નહિ હતું; પણ ફુલીકાકીએ એના તેલને 'ચોકખું' કહ્યું, તેનો એને 'મરકો' તો લાગ્યો જ.

'બોલ, હવે ફુલી! તું હું કહેછ મને? મોરૂં થઇ જહે તો મારી મંચ્છી બધી વાટ જોઇને બેહી રેહે!'

'હવે જોઇ જોઈ! લાવની, હું મંચ્છીને કહીશ કે એ મારી સાથે વાતમાં ઉતો, તેમાં મોડું થયું. હેં, અલ્યા નાથીઆ! ત્યારે પેલી કંકુની જીણી કેવી? આપણા નટુ સાથે આવે તો?' ફુલીકાકી હવે મુદ્દાની વાતપર આવીને બોલ્યાં.

"કઇ કંકુ? પેલા ભુખણ 'વટાણાના કોરમા'ની કે પેલા છગન 'બોળીઆ ફેરીની?" નાથીઆએ ખુલાસો પૂછયો.

'પેલા કોરમાની કંકુ!'

'એ કંકુની જીણકી! વા, બહુ મજેની! હજી કાલે જ મણિકો ડાલવી આવેલો, તીયારે એને જોયલી; પણ ઉં પૂછું, આપણા નટીઆની ઉંમર હું ઓહે?'

'છ પૂરાં થઇને સાતમું ચાલે છે.'

'તીયારે તો લે, ચાલહે! બઉ મજેનું! કંકુની જીણકીને નવ પૂરાં થઇને દહમું હજી તો હવરે જ બેઠું. આપણા નટીઆને પણ મારૂં ને મંચ્છીના જેવું જુગતેજોરૂં મળી રેહે! ફુઇ! મેં તુંને હું કેહ્યું? જો કંકુની જીણકી હાથમાંથી ગઇ તો તારો નટીઓ રખડઇશ જાણજે!'

'મારૂં ચાલે તો તો હું કાલે કરી દઉં. પણ મુઇ કંકુને કંઇ થોડો બરો છે? આપણે સામું પૂછવા જઇએ તો બાડું જુએ અને ભોગજોગે ના પાડી દે, તો મુઇ મારા જેવીને તો મરવાનું થાય. મારો નટવરીઓ કંઇ કાંણો કુબડો નથી કે હું એ સાંખી રહું!'

'ભાવની, ઉં સટ્ટલ કરી આવું; તું કે'તી હોય તો?'

'હા, પણ અમારૂં નીચું રાખીને એ કામ કરવાનું નથી. આપણે કંઇ ગરજ બતાવવી નથી.'

'તું ફકર નેં કરની! પેલા હદરીના નૌતમીઆનું કેવું ગોઠવી આલેલું? આ નાથીઆને તું કાચો નેં હમજતી; પણ ઉં પૂછું, તેં મકનડોહાને કંઇ પૂચ્છું? એ ડોહો હું કેહ?'

'હવે પૂચ્છું પૂચ્છું! વિવાહના કામમાં એ શું સમજે? તું તારે તારૂં કામ કરની! કામ થશે તો તને અને મંચ્છીને હું ભૂલું એવી નથી.'

આમ વાત ચાલે છે, એટલામાં મકનકાકા પણ નટુ અને ગટુને નિશાળેથી લઇ ઘેર આવી પહોંચ્યા.

'લે, આ ડોહા પણ આવી પૂગ્યા!' નાથીઆએ કહ્યું.

'કેમ, બચ્ચા નાથીઆ! તેલના હું ભાવ રાયખા?' આવતાંની સાથે મકનકાકાએ તેલનો ભાવ પૂછ્યો.

'હવે અહીં કંઇ તેલની વાત નથી થતી! જોજો અપશુકન કરતા! અહીં તો નટુના વિવાહની વાત ચાલે છે.' કુલીકાકી હવે વાત ટુંકાવવાના હેતુથી વચ્ચે પુરાયાં.

'નટુના વિવાહ! અત્તારથી?' મકનકાકા ચમકયા.

'અત્યારથી નહિ તો કયારે? આ ન્યાતનાં છોકરા છોકરી ધડાધડ મંડાઇ ચાલ્યાં અને હજીસુધી આપણો નટવરીઓ કુંવારો! કાલે ઉડીને સાત પૂરાં થઇ આઠમું બેસશે! મુવાં બૈરાંઓ તો મંદિરમાં મને પીંખી ખાય છે! તમને શું છે? નાગે કુલે ફત્તેહખાન!'

પણ મકનકાકા તો એનું ધોતીઉં સળગે તોય ઉશ્કેરાય એમ નહિ હતા, ત્યારે આ વાત તો નજીવી હતી.

'એ તો ઉં હમજયો, પણ નીયાતમાં કન્ના કહાં છે?' મકનકાકાએ ઠંડે કલેજે પૂછ્યું.

'અરે કન્યા તો ઢગલા છે: એમ કહો કે આપણા નટુ જેવો વર કયાં છે? કેમ નાથીઆ! આપણી કંકુની જીણુકી કેવી?'

'વા, બઉ મજેની! નીતરૂં તેલ જોઇ લો!' ઘાંચીએ અલંકારીક ભાષામાં જીણકીનું વર્ણન કર્યું.

'કોણ જીણી! આપણી કંકુની? દસ વરસનો હોલ્લો?' મકનકાકા બોલી ઉઠયા.

'હોલ્લો કેમ છે? કાલ સાંજના નાથીઆ એને જોવડાવવા માટે અહીં લઇ આવ, ત્યારે આંખો ઉઘાડીને જોજો. છોકરી છે, એટલે કાઠું તો ઉલ્લડ હોયસ્તો!'

'પણ છોકરીની ઉમ્મર?' કાકાએ પૂછ્યું.

'નવ દશ વર્ષની હશે!'

'આપણા નટુને તો હજી હાતમું ચાલે છે!'

'તે કાંઇ એટલો ને એટલો જ રહેવાનો હશે, કેમ ? કાલે ઉઠીને આપણા નટુનેય દશમું બેસશે. તમે તમારે હું કરૂં તે જોયા કરો. વિવાહના કામમાં તમે નહિ સમજો. હા, હા; નાથીઆ ! તું તારે એ જીજુકીને કાલે જોવા લઇ આવજે. હાથે કંકુ આવે તો બહુ હારૂં. હમણાં વિવાહની વાત ના કહાડતો. કોઇ બીજે મસે એને અહીં લઇ આવજે. એ તો એને જોશે, એટલે એય ફુગલાઇ જઇ હા પાડશે. '

નાથીઓ બગાસુ ખાઇ આળસ મરડીને ઉઠ્યો. મકનકાકા વિચારમાં પડી ગયા. એક છેલ્લો પાસો નાખી જોવાનો એમણે વિચાર કોધો. બીજા કોઇનું નહીં તો મહેતાજી કરૂણાશંકરના નામનું વજન ભારે પડશે, એમ ધારી એમણે આજે મહેતાજીનું નામ અજમાવી જોયું.

'અરે ! એ તો ખરૂં, પણ આપણા મહેતાજી કન્નાહંકરને પૂચ્છું કે એમને એમ જ ? '

'કોણુ ! કરણાહંકર મહેતાજી ? અવે એ મે'તાની વાત જવા દેજે ડોહા, હંકે ! નહિ તો કંઇ જોવા જેવું કહી લાખા ! બામણના હોગંદ લાખેલા, એટલે કોણ બોલે ? નહિ તો કે એ 'રાંડ'ને ત્યાં જતાં ચકલામાં પકડાઇ ઢુંગીએલો, તેની મને ફોમ છે, હંકે ! ડોહા ! પણ નાથીઆએ વચન આયલું કે 'જા, વાત કોઇને નહિ કહેવા,' એટલે ચઇ ચૂપકું ! હોઠમાંથી એ વાત ફરકે, તીયારે આ નાથીઓ હાનો ?' નાથીઆએ મૂછે તાવ દઇને બાફ્યું.

કરૂણાશંકરના નામનો ઉપયોગ કરતાં આ **इदं तृतीयम्** નીકળેલું જોઇને મકનકાકા તો સ્તબ્ધ જ થઇ ગયા ! સ્ત્રી-સ્વભાવ પ્રમાણે ફુલીકાકીએ નાથીઆને ચગાવી, મહેતાજીની વાત પૂછી લીધી. કરૂણાશંકર જેવા પવિત્ર માણુસ આવું કામ જન્માન્તે પણ ન કરે, એમ કાકાને ખાત્રી હતી, તોય નાથીઆનો 'પોદળો પડયો, તે કાંઈ ધુળ લીધા વિના ઉખડે ?'

'કોઇને કે'તા નોં ! બામણે હોંગંદ લાયખા છે.' એમ કહી નાથીઓ તો ગયો, પણ એ વાત કાકી પાસેથી ફોઇબા પાસે અને ત્યાંથી મહેતીજી પાસે અને મહેતીજીની 'થ્રુ'એ મહેતાજી પાસે 'એનોટેશન ' સાથે આવી પહોંચી ! મહેતાજીએ કકળતે જીવે ખુલાસો કીધો. એમ ખુલાસા 'વર્સસ' ખુલાસા 'ઇન્વર્ટેડ મેથડ'થી પાછા ફોઇબા પાસે પહોંચ્યા, પણ એ પહોંચતા પહોંચતામાં તો એ વાત સારા જગતમાં જાણીતી થઇ ગઇ! મહેતાજીના ચારિત્ર્યની સાખ લોકોમાં સારી, એટલે છેવટે વાતનું વતેસર થતાં થતાં ચોકખી વાત એટલી રહી, કે કોઇ કાસમ નામનો કાબુલી એની રાખેલીને ત્યાં ચકલામાં મહેતાજીને ફોસલાવીને લઇ ગયો, પણ મહેતાજી પાસે વાલ સોનાની વાંટીય નહિ નીકળી; એટલે રાંડ મહેતાજીને ત્રણ ઢીકા, બે થપ્પડ અને એક ચીમટું દઇને ઘરમાંથી બહાર હડસેલી મૂકયા !

નાથીઓ તો આમ 'કાકડી' મૂકીને ઉઠયો, તેની યોગ્ય વખતે આગ સળગવાની હતી તે સળગી, પણ નટુના વિવાહની બાબતે મકનકાકાનો પીછો છોડયો નહિ.

'તમે એ મુવા સુધારાવાળાની સૂઝે ચાલશો કેની તો ઠોકરાશો ને પછી મને યાદ કરશો. એ મૂવાઓના ઘોડા ઘોડી મંડાયા વગરનાં રહી જશે, ત્યારે જ એ લોકોના આંખ ઉઘડશે.' આમ ફુલીકાકીનું બોલવું એણે ગણકાર્યું નહિ. ચોક્કસ વિચાર કરી કાકીની જાણ વગર એ ફોઈબાને મળ્યા અને બધી વાત કહી. ફોઇબા પણ વિવાહની વાત સાંભળી ઉકળી ગયાં.

'એ મૂવો ઘાંચી આવે, ત્યારે બોલાવજો મને; એની ને ફુલીની જનમભરની ખોડ ભુલાવી નહિ દઉં તો કહેજો મને !'

ફોઇબા તરફથી આશ્વાસન મળતાં મકનકાકા ઉઠયા અને નાથીઆના સંબંધમાં પોતે જે વિચાર અમલમાં મૂકવા ધાર્યો હતો, તે કેવી રીતે પાર પાડવો એ બાબત વિચાર કરવા લાગ્યા. ફુલીકાકી

કે **નાથીઆ**ના દેવ ઉતરી આવે તોય જીણકી સાથે એના **નટુ**ના વિવાહ નહિ થાય, એમ મકનકાકાની ખાત્રી હતી, તોય **નાથીઆ**ની જ્યાં ત્યાં 'ગોરપદુ' લેવાની ટેવને બરાબર ભુલાવી દેવાના ઉદ્દેશથી એમણે એક યુક્તિ ગોઠવી. બીજે દિવસે સવારે **નાથીઓ** તેલનો મણિકો લઈને શહેરમાં આવે, એટલે મકનકાકાએ એને ઘેર પહોંચવું અને ત્યાં પોતાની યુક્તિ અમલમાં મૂકવી! સંકેત મુજબ **નાથીઆ**નો વખત સાધી મકનકાકા પાડોશી ભુખણદાસના એક્કામાં **નરબદી**ના લલ્લુભાઇનું 'ગેણીઉં' જોડી કતારગામ પહોંચ્યા. ત્યાં કંતારેશ્વરનાં દર્શન કરી, એ **નાથીઆ**ને ત્યાં ગયા.

'ઓહો, મકનડાહ્યા! તમે કંઇ એવાં!' મંચ્છાએ આવકાર આપતાં કહ્યું.

'એ તો જરા 'કણુતારેહર' ગયો ઉતો, તે લાવ જરા **નાથી-આ**ને તેલનો ભાવ પૂછતો જાઉં, કરીને આયવો.' કાકાએ ખુલાસો કીધો.

'એમ વારંવાર તેલનો ભાવ હું પૂયછા કરતો છે, ડાહ્યા તું! કહી દેને કે **નાથીઓ** મણિકો ડાલવી આવહે! કેમ, એ તને મયલો તો કે ની મયલો તો?'

'એ તો હવરે હવરે મોટો માણસ થઇ ગીયો છે. બાજી બૈરી લાવવાનો કેની, એટલે એમ હોસે.' કાકાએ ધીમે રહીને ફટાકડો ફોડયો.

'બાજી બૈરી? એ હું કે' તું?'

'લે, તારે તને ખબર નથી કે હુ? અરે એની તો આજ ને કાલ બૈરાંઓમાં એવી ઘુસ ને પુસ ચાલી રહી છે કે મારા મનમાં કે જતે દા'રે એ બાજી લાવવાંના ને તને રખરાવવાનો!'

'આ તું કે' હું? પાઘડી ઘાયલા હવરે હવરે મોરો આવે તે કંઇ એમ જ ઓહે!'

'નહિ તો? આવજે આજે મારે ઘેર, સાંજના એનાં બધાં 'કરનવ' જોવાં હોય તો.

'આવો, આવો; જરૂર આવો! મુવાને પીટી લાખું નહિ તો મને મંચ્છી નો કે'તો!'

બસ! જાંગોરી મૂકાઇ રહી! હવે સુરંગ ફુટે એટલી વાર હતી.

આખરે સૂર્યનારાયણનું અસ્તાચળ તરફ ગમન શરૂ થયું, એટલે ફોઇબા દેવદર્શનથી પરવારીને મકનકાકાને ત્યાં કાંઇક નિમિત્ત અડંગો જમાવી બેઠાં! મકનકાકા પણ એવી વાતે વળગ્યા કે વાત પૂરી જ ન થાય! ફુલીકાકી ઘણાં ઉંચાં નીચાં થાય, પણ ફોઇબાને જવાનું કેમ કહેવાય?

'લ્યો, ભાભીનો પીછો છોડો હવે. રાત થઇ ને દીવાના વખત થયા! એ કાંઇ તમારી માફક નવરાં નથી' આખરે કંટાળીને ફુલીકાકીએ કહ્યું.

'ના રે ના, આજ તો મારે ધોળ અહીં જ ગાવાં છે.' કહી ફોઇબાએ પલાંઠો વાળ્યો.

જ્યાં દૈવ જ સામે, ત્યાં ફુલીકાકી બિચારાં શું કરે? થોડીવાર નહિ થઇ, ત્યાં તો નાથીઓ એક સ્ત્રી અને છોકરી સાથે રંગભૂમિ પર દાખલ થયો.

'ઓહો, કંકુ બ્હેન! આવો, આવો; આમ આવ બ્હેન જીણી! તમે કંઇ આજ અહીં ભૂલાં પડયાં? ફુલીકાકીએ ખુશાલીથી ધડકતા, પણ બીજી રીતે ધાસ્તીથી થડકતા જીગરે, તે આવનાર સ્ત્રીને આવકાર આપ્યો.

'આપણા આ નાથુભાઇએ કહ્યું, કે અમારી જીણીબ્હેનના ગરબા તમને બહુ પસંદ આવ્યા છે, તેથી તમે એને આજે સાંજના ગાવા બોલાવી છે. મેં જીણીબ્હેનને કહ્યું: 'જાને: માસીને, ગરબા નિશાળમાં ગાય છે, તેમ ગાઇ સંભળાવ; પણ એ નાદાન છોકરૂં બિચારૂં શરમાય. તમારી માયા નહિ, એટલે મને કહ્યુ: 'બા! તું આવે તો હું જાઉં ને ગાઉં. મેં ધાર્યું લાવ, તમને મન છે તો

હું છોકરીને લઈને જાઉં. એમાં કાંઈ નીચાં નહિ થઇ ગયાં ! કેમ, જીવકોરબા ! ખરૂં કેની ?'

'હાસ્તો ! એમાં નીચાં શાનાં ને ઉંચાં શાનાં !' ફોઇબાએ હસીને કહ્યું



...નાથીઆની સુરતી પાઘડી પર મંચ્છાનો...રાઠોડી હાથ પટાબાજ બેસી રહ્યો હતો.

આમ વાતચીત ચાલે છે, એટલામાં–કોણ જાણે સુરંગ ફુટી કે ધરતીકંપ થયો તે–એક ધડાકો સંભળાયો! બધાં ચમકયાં અને જુએ છે તો મણિકાના ભારથી બેઠી થઇ ગયલી નાથીઆની સુરતી પાઘડીપર, મંચ્છાનો તેલ ખાઇ ખાઇને પુષ્ટ થયલો રાઠોડી હાથ પટાબાજી ખેલી રહ્યો હતો.

'મુવા, પાઘડી ઘાલ્યલા! મુવા ઉઠમણા! તીયાર તીયારની બોલતી નૈ, એટલે તો પીટયો ખૂબ ફાયટો! અરે, મૂવા! તું ઘેર ચાલ; તને અઘોક થાય, મૂવા! મૂવો તો મસાણમાં જવાનો, તોય મુવાને નાતરૂં કરવાનો શોખ થઇ આવેલો!' આમ કહી મંચ્છાએ તો નાથીઆનું ધોતીઉં પકડયું. ધોતીઉં છૂટી જતાં નાથીઓ ગભરાયો.

'અરે, મૂક તું મને! જરા મારૂં હાંભળલા મૂયકા વગર આ હું કરે તું?'

'અરે! તું ઘેર ચાલ, મુવા નખોદીઆ! નહિ તો પીટયાનો આટો કહાલાખા!'

'અરે પણ—'

'અરે પણ નહિ, ને બણ નહિ; મુંગો મુંગો ઘેર ચાલ, મુવા અઘોરીઆ!'

આ ફજેતો જોઇ ફોઇબાએ મકનકાકાને વચ્ચે પડી એને છોડાવવાનું કહ્યું, પણ જેમજેમ મકનકાકા સમજાવવા જાય, તેમતેમ મંચ્છી શૂરપર ચડે. આખરે નાથીઓ થાકયો અને છુટેલું ધોતીઉં જેમતેમ હાથમાં રાખી નાઠો. મંચ્છી પાછળ પડી. નાણાવટથી મુગલીસરાહ સુધીનો એક 'મંગળફેરો' ફરાવી મંચ્છી નાથીઆને મારપીટ કરતી પાછી નાણાવટમાં લઇ આવી. લોકોનાં ટોળેટોળાં નાથીઆ ને મંચ્છીની આસપાસ ફરી વળ્યાં. ત્રણેક મંગળફેરા ફરાઇ રહેતાં, 'ચોથે મંગળે' મંચ્છીની પકડ કંઇક ઢીલી પડી; એટલે નાથીઓ

પોતીઉં લઇને નાઠો, તે સીધો કતારગામ ભેગો થઇ ગયો ! લોકો બધા હસી પડયા અને તાળી પીટતા **નાથીઆની** પાછળ દોડાયું તેટલા દોડયા. હિડંબા જેવી **મંચ્છા વિજયી** સેનાપતિના ઠસ્સાથી ધીમે પગલે વિદાય થઇ ગઇ, એટલે ટોળે મળેલા લોકો અનેક વાતો ઉડાવતા વીખરાયા.

**કંકુબ્હેન અને** એની એકની એક દીકરી **જીણી** તો આ તમાસો જોઇ વીલે મોંઢે ઘેર જવા ઉઠયાં.

'આવજો, બ્હેન! વળી કોઇ બીજી વખત વાત!' ફુલીકાકીએ બને તેટલું હસતું મોઢું રાખી કહ્યું.

ધરતીકંપનો આંચકો શમ્યો. ટોળું વીખરાયું, એટલે ફોઇબાએ કાકીને પૂછ્યું: 'અલી આ કંકુ ને **જીણીનું** શું ધાંધલ હતું?

'કંઇ નહિ એ તો–'

'કેમ, કંઇ નહિ? કહી દેની કે આપણા નાઘરા **નટવરીઆનાં** પેલી **જીણકી** હાથે વેશવાળ કરવાં ઉતાં તેમાં–' મકનકાકાએ ફસકો ફોડયો; એટલે ફુલીકાકી ચીડવાયાં તો ઘણાં, પણ ચીડવાઇને જાય કયાં? આમ હતાં ફોઇબા!

'રાંડ, ફુલી! તારે ત્યાં શું ધાડ આવી, તે તો કહે? હજી ગઇ કાલે તો તારા છોકરાએ ધાવણ છોડયું, એટલામાં આ વિવાહની પડાપડી શું? હજી કંઇ છોકરી ચાર છ વરસ નાની હતે તો તો જાણે સમજ્યાં. સૌને લ્હાવો લેવાનું મન થાય, પણ આ **જીણી** કયાં ને તારો નટીઓ કયાં?' ફોઇબાએ શીખામણની વાત છોડવા માંડી.

'કેમ, **નાથીઆ** કરતાં એની **મંચ્છી** મોટી જ છે તો?' કંઇક હિમ્મત રાખી ફુલીકાકીએ પોતાના તરફથી એક આદર્શ રજુ કીધો.

'મુઇ તું! ભગવાને તને ઘાંચીમાં જનમ આપ્યો હોત તો ઠીક થતે મુવા વાણિયા બામણ ને ગોલા ઘાંચી વચ્ચે કંઇ ફેર ખરો કે

નહિ ? જોયું નહિ, આજે મંચ્છાવહુએ નાથીઆને પીટયો તે ? જો, ફુલી ! આ ગાંડાં કહાડવાં છોડી દે ને કંઇ ડાહી થા ! કાલે ઉઠીને તારી સુવાવડ છે ને તને ત્રીજે–'

'ભાભીજી ! તમે તો બસ આખો દહાડો મારો જ વાંક કહાડયા કરો છો ! તમારા ભાઈજીને કહોની કે છોકરાઓ આટલા મોટા થયા, તે કંઇ ધ્યાનમાં રાખે ! હું મુઇને જેવું સૂઝયું તેવું મેં કીધું. '

આમ કહી કાકી રડી પડયાં. તેમને જેમતેમ શાંત પાડી, જરાતરા મકનકાકાનેય ખખડાવી ફોઇબા ઘેર ગયાં.

અને પેલો નાથીઓ ! મકનકાકાએ ફોડેલી સુરંગની એને એવી તો સેહ પડી, કે એ કમબખ્ત હવે પછી કોઇના વિવાહના કામમાં પડવાની ખોડ ભૂલી ગયો, તે ભૂલી જ ગયો !



# હોરાજીનો હિસાબ

'કેયેમ, મોટા શેઠ! છોકે?'

'સુંદરી ને ખાતીમીથી લીંબુની તીકરી'ના વેપારી અને આદમજીના સાહેબજાદા લુકમાનજીએ બારણેથી એમ બૂમ પાડી અને જવાબની રાહ જોયા વગર બારણું ખોલી એ ઉપર આવ્યો. ફુલીકાકી હમણાં જ એંઠવાડ પાણી કરી પરવારી ઠાકોરજીનો વાઘો શીવતાં બેઠાં હતાં. ત્યાં લુકમાનજી આવી પહોંચ્યો. એ વેપારીના દીકરાને કોણ જાણે એવી ટેવ હતી, કે ઘરમાં મકનકાકા છે કે નહિ, તેની પહેલેથી જ તપાસ કરી એ ઘરમાં આવે! જો કાકા ઘરમાં હોય તો એ આવે ખરો, પણ કંઈ વેચવાની કે જૂના હિસાબની વાત ભૂલેચૂકે એ ન કહાડે, 'પણ આની ગમ તીની ગમ'ની વાતો કરી એ રવંડા મારે! એ આવે જ એવે વખતે કે ઘરમાં કાકા હોય જ નહિ! આજે પણ એ વખત સાધીને આવ્યો અને લાકડાના ખુમચામાં 'સુંદરી ને પીપરમીત'ની દુકાન લઈ ફેરી કરતાં જાણે કેવોક થાક લાગ્યો હોય, તેમ 'હાશ' કરીને બેઠો! ખરી વાત તો એ હતી, કે હિસાબી મકનકાકાની હાજરીમાં જ્યારે જ્યારે લુકમાનજીએ વેપાર ડહોળ્યો હતો, ત્યારે ત્યારે 'બે દમરી' કમાવાને બદલે એ વેપારી બચ્ચાને સામી ધાસ જ લાગી હતી! આજે એણે કાકાને ઘરમાં, એમની હંમેશની જગ્યાએ દીઠા નહિ, એટલે એને નિરાંત વળી; પણ વેપાર પૂર બહારમાં ખીલી રહ્યો હોય, ત્યારે જ કોણ જાણે ક્યાંથી એ 'અલ્લાનો વલી' ફુટી નીકળે તો? એમ શંકા પડવાથી એણે પૂછ્યું: 'કેયેમ, મોટા સેટ બ્હાર ગયાસ સું?'

'હા, હમણાં જ ગયાં.' ફુલીકાકી વાઘાને બખીઓ દેતાં બોલ્યાં.

'અરરર! હમનાં જ ગીયા? તારે તો પાછા હમના નહિ

આવે ? હૂંએ જાનું કે મોટા સેટ આજે ઘરમાં મીલસે, ફરી દોરતો દોરતો આવો ને તમે તો બાઇ કહોસ કે હમનાં જ ગીયા ! પાછો આજે બી હૂંને ફોકતનો ધક્કો પરો.' લુકમાનજી લગભગ રડી પડતાં અટકી જઇ બોલ્યો–છેક રડી પડતાં નો નહિ, પણ કંઇક હસી પડતાં એમ કહું તો ચાલે !

'કેમ, તે એમાં રડી શું પડયા ? બોલોની, જે હોય તે; હું વાઘ જેવી બાર વરસની બેઠી છું કેની ?' ફુલીકાકીએ કહ્યું

'અરે, બાઈ ! તમે બીથાં તેમાં હુંનું સું વલું ? આપરો જૂનો હિસાબ કંઇ તમે થોરાં જ ચુકવવાનાં ઉતાં ?' લુકમાનજીએ બાજી ખેલવા માંડી.

'કેટલાએક છે ?' કાકીએ પૂછ્યું.

'દહોર રૂપિયો !'

'એટલામાં શું ? કાલે શેઠ હોય, ત્યારે આવી હિસાબ કરીને લઇ જજો. હું તો ભડકી કે કંઇ પાંચસો સાતસોનો હિસાબ હશે ! તમે બી મીયાં ! ચાલો, મેં તમને તે દહાડે કહ્યું હતું, કે છોકરાના કંદોરાને માટે કાળું ઉન લાવજો, તે લઇ આવ્યા ? બસ, જ્યારે ને ત્યારે હિસાબ હિસાબ કરી રહ્યા છો. તે આપથું ભાઈ ! નથી ખાઇ જવાના !'

'અરે, કોન સાલો તમારાસી પૈસાબી માંગેસ ? એ ટો વીગટ આઝી ને હિસાબ ઠોરો ટેઠી બોલો ! લો, જુવો બાઇ !' એમ કહી પહેરણની બાંહીથી 'ટક્કા મૂંડા'નો પસીનો લૂછી લુકમાનજીએ ટોપી-માંથી મકનકાકાના હિસાબનો કાગળ કહાડયો. 'દહોરીઆની ટીકરી' થી માંડીને 'એક પૈઇની સુઇ' સુધીની તારીખવાર તેમજ હસ્તેની વિગત સાથે આંકડો તૈયાર કીધેલો હોવાથી, 'માથા કરતાં પાઘડી મોટી' થઇ ગઇ હતી; પણ એમ કીધા સિવાય છૂટકો નહિ હતો. મકનકાકાએ લુકમાનજીને એક વખત હિસાબમાં ટોલા ઘુમાવતાં

આબાદ પકડેલો; એટલે તારીખવાર ને હસ્તેની વિગત વગર એ પૈસા નહિ ચુકવે, એમ મકનકાકાએ એને સાફ સાફ જણાવી દીધેલું: પણ લુકમાનજીનો હિસાબ લુકમાનજી જ વાંચે, એવા એના અક્ષર હતા; એટલે એમ આંકડો આપી ગયે પણ પાલવે એમ નહિ હતું.

'જોઓની બાઇ! આ આંકરો! દહોર રૂપિયાનો હિસાબ, ટેમાં વિગટ કેટલી બઢી આવીસ? આય સરાવન સુદ અમાશને જુમ્મે-રાટને દીને કાલું ઉન દહોરીઆ એકનું. હસ્ટે બાઇ સાહેબ પોટ્ટે!'

'વોય મુવા! કાળું ઉન તો હજી મેં લીધું હોય તો હું લેતી મરૂની! જા જા, મુવા લુચ્ચા! વારુ, પછી?' ફુલીકાકી વાઘો આઘો મૂકી ધ્યાનથી સાંભળતાં બેઠાં! ફૂલીકાકીને ઉખડેલાં જોઇને લુકમાનજી 'હસી પરા!'

'અરે, બાઇ! ટમને નહીં યાડ હોય ટો આ છેકી કહાડું, પછી કંઇ છે? એટલા એક દહોરીઆમાં અમે કાંઇ મરી જવાના છે જ નહીં હોંકે બાઇ! પછી આ બે પૈની ટીકરી. હસ્તે ચોટ્ટાભાઇ—મેં ભૂલો-હસ્ટે આપરા નાના સેટ ગટ્ટાભાઇ!'

'ગટુએ મુવાએ હોરાના હાથની વીલાતી ટીકડી આણી? આવવા દે એની વાત છે! અને તું જા: કાલે 'એ' હોય, ત્યારે હિસાબ લઇને આવજે.' ફુલીકાકીએ કંટાળીને પતાવ્યું.

'અરે, બાઇ! હિસાબનો ટો વાંદો છે જ નહી! એ ટો ટમારે જહારે ચુકવવો હોય, ટારે ચુકવજો! આજે હિસાબ પેટે એક રૂપિયો આપો એટલે હયું! ટમારો હિસાબ કાં નાસી જાયસ?'

'એક રૂપિઓ! હું કંઇ એ જાણું નહિ.'

'અરે, બાઇ! એમ ના કરો. બહુ અવગર છે, ટેસી માગવો પરો!'

'અરે, એટલા એક દિવસમાં અવગડ શાની? કાલે શેઠ હોય, ત્યારે આવીને લઇ જજો.' ફુલીકાકીએ ટુંકામાં પતવ્યું.

'વાટ એમ છે, કે કાલે ઘેરમાં ચોર આવાટા'—લુકમાનજીએ ફેંકવા માંડયું.

'ચોર! પછી? શું કંઇ ચોરી ગયા?' કાકીએ પૂછયું.

"અરે, પૂછો જ ના વાટ? હટીજાબુને હુંએ કહી રાખેલું કે 'બુ, બુ, હવરે હવરે ચોરોની વસ્ટી વઢી પરીચ, ટે રાટની વખત પાનીબાની મા ઢોલજો!' પણ હટીજાબુએ માનું નહિ ને પાની ઢોલું, એટલે બીત્તીબાપ ચોર ટો પાનીની ઢારે ઢારે ઉપર ચરી આવો!"

'પાણીની ધારે ધારે! મુવા! કંઇ પીને તો નથી આવ્યો? પાણીની ધારે ચડાય શી રીતે?' કાકીએ અજાયબી પામી પૂછયું.

'અરે પાનીની ઢાર જોઇને ચોરને બારીનો પટ્ટો લાગો અને તેસી એ ઘેરમાં ચરી આવો.' એમ લુકમાને ખુલાસો કીધો.

'પછી ચોર્યું શું, તે કહેની! નકામાં માથાં ના ઝીકાવ!'

'દહોર હજારના દાગીના ને બે હજારનાં કપરાં એ ચોરી ગીયો, એમ અંદાઝ હોસે! એ ટો હિસાબ નીકાલીસ, ટારે પૂરેપૂરો આંકરો હાઠ લાગસે! આજ ટો ફુટી બદામ બી લુકમાન પાસે છે જ નહીં; ટેઠી ટો રૂપિયો માગવો પરો!' લુકમાન પહેરણથી આંખ લૂછતો બોલ્યો. આ એના સાફ સાફ ઢોંગ હતા, પણ ફુલીકાકી કદાચ એના ઢોંગથી પીગળી જઇ, એને કંઇ આપે તે પહેલાં જ એના કમભાગ્યે, મકનકાકા અણચિંતવ્યા આવી પહોંચ્યા! પાસેના ટેકરે નટુ અને ગટુ ચકભીલ્લુ રમતા હતા, તે પણ એક દાવ પૂરો થતાં પાણી પીવા ઘેર દોડી આવ્યા. લુકમાને સાવધાનીથી 'હિસાબનો આંકરો' પાછો ટોપીમાં પધરાવી દીધો અને કંઇ બન્યું જ નથી એમ કરી તે બેઠો!

'મકું સાંભળ્યું, આ હોરાજી કહે છે તે? એને ત્યાં કાલે ચોર આવ્યા હતા. કહે છે કે દોઢ હઝાર—'

'હાં જી, સાલા ચોર આવા ટા! બદું જ લઇ ગીયા!' લુકમાનજી વચ્ચે જ બોલી ઉઠયો.

'અગવડને લીધે આજે હિસાબ પેટે રૂપિયા માગે છે.' કાકીએ કહ્યું.

'લાવ જોઉં, હિસાબ !' મકનકાકાએ કહ્યું.

લુકમાને ટોપીમાંથી હિસાબનો આંકડો આપ્યો. મંકોડાના ટાંગા જેવા અક્ષરો જોઇ ગભરાઇ મકનકાકાએ તે પાછો આપ્યો અને બોલ્યા: 'હહરીનાને ગુજરાતી લખતાં તો પૂરૂં આવડતું નથી ને આંકડો તારે અંગરેજીમાં લખી લાયવો !'

'અરે નારે, મોટા સેટ ! આંકરો ગુજરાટીમાં જ લીખેલ ! અંગરેજ ઘીરાક માટે ઇંગ્લીસમાં નાનેમ બનાવવો પરેસ, પન મેં જાનું કે'—

'ઓહો હવે ! રકમ બોલની. સીધો સીધો !'

'રકમ ટો છે નજીવી ! દહોર રૂપિયા ! પન બાઇએ કાલા ઉનની ભૂલ નાકાલી, ટેનું દહોરીઉં કહારી નાખતાં–સાહેબ ટમને સલામટ રાખે'—

'લૂટવા આયવો છે, કેમ ? દહોડ રૂપિયા ! હાનો હાનો દહોડ રૂપિયા તેં કહાયડો, તે તો બતાવ !' મકનકાકાએ પૂછ્યું.

'આ બાઇને ટો એકવાર હિસાબ બટાવો ! હવે પાછો'—

'ના, તે મને કંઇ એમાં સમજ પડી નથી. જો લુચ્ચો !' કુલીકાકી બોલી ઉઠયાં.

'લો, સૂનો મોટા સેટ, ટારે !' એમ કહી બાજુમાં રાખેલા ખુમચામાંના પીપરમીટના દાબડા સાથે ગટુ ડાહ્યો થઇને 'રમત' કરતો હતો, તેને આંખો કહાડી ધમકાવી ખુમચો પોતાની સામે મૂકી લુકમાને હિસાબ વાંચવા માંડયો:

'ચૈટર સુદ અમાસ'–

'કપાળ તારૂં ! સુદની તો પુનેમ કે અમાસ ?' કાકાએ શ્રી-ગણેશમાં જ ભૂલ કહાડી.

'અરે, મેં ભૂલો ! ચેટર સુદ એકમ ને વાર જુમ્મે ! સુરટી પાઘરીમાં ખોસવાની ટાંચનીનું પરીકું મોટું નંગ ૧] ના ૨॥ આના, અંકે આના; હરી, એસ જરમન મેક. ફ્સ ક્વોલીટી, હસ્ટે મોટા સેટ પોટ્ટે !'

'હરી આના ?' કાકા તડુકયા.

'અરે, સેટ! મારી પાસ તો ઉતી બી નહિ ! એ ટો ટમે ટે દહારે ખાસ ઉંચ્ચામાંની માગેલી, ટેસી હસનઅલી સેટની દુકાને હુંયે એનો ખાસ આડર મૂકેલો ! હસનઅલી સેટ મુંમ્બઇસી લીખેસ કે એ ટાંચની ટેજ દહારે જરમનીસી વેલાટ ડઇને સ્ટીમરમાં મુંબઇ આવેલી ! એક દહારો કાગળ લેત લીખાયો હોત તો આપરો આડર કેનસલ ડઇ ગીયો હોત !'

હજાર કામ પડતાં મૂકી આ હોરાનાં ગપ્પાં સાંભળવાને, મકનકાકા નવરા નહિ હતા ! પણ એમ કાંઇ 'મીઆંની ચાંદ ચાંદ' કરી હિસાબ ચૂકવી અપાય ?

'એના હરી આના કંઇ મલાહે બલહે નહિ ! ચલ, આગલ વાંચ જોઉં !' કાકાએ કહ્યું.

'આય બીજી 'આઇતેમ' ફાગન વડી'—

'ચૈતર પછી ફાગન ! કયા હહરીનાને ત્યાંથી લાયવો ?' કાકાએ પકડયો.

'અરે, સેટ ! એ ટો હુંએ જહાંસી યાડ આવું, તાંસી લીખી મારૂસ ! એમ કંઇ મેં પઢેલો છે જ નડી, કે બરાબર ટીઠી વાર લીખું !' લુકમાને ખુલાસો કીધો.

'ચલ, બાપા ચલ ! જેમ હોય તેમ બોલી નાખ કે પયતું !' કાકાએ કહ્યું.

'સુનોઃ ફાગન વડી ટીજ ને આટવાર; ટીકરી નંગ ૧), 'કુઇનીન મેકની:' દહોરીઆ એકની, હસ્ટે—આપરે છે ટે—ગટ્ટુ—'

'અરે, મુવા ગટ્ટુ ! આમ આવતો, મુવા ! તેં આ હોરાના

હાથની વીલાતી ટીકડી કેમ ખાધી ? મુવા વટલેલા ! અકર્મી ! આજે તો વીલાતી ટીકડી ખાધી ને કાલે તો મુવો મડમડી પરણશે ! અત્યારથી ધરમને નેવે મૂકયો છે તો આગળ જતાં તારી વલે શી થશે ?' એમ કહી ફુલીકાકીએ ગટુને પાસે ખેંચી એને બે ત્રણ ઢીકા ચોઢી કહાડયા.

હવે ખરી વાત એમ હતી, કે ગટુએ ટીકડી વેચાતી લીધેલી નહિ, પણ વીલાતી ટીકડી ખાવા માટે ગટુને આગળ પણ એકવાર માર ખાવો પડેલો, એમ લુકમાન જાણતો હોવાથી, આ ટીકડીવાળી 'આઇટમ' ( Item ) એણે 'ઇનવોઇસ' ( Invoice )માં જાણી જોઇને ઘુસાડી દીધેલી ! એને ગટુપર તેમજ એના જેવા બીજા એક બે છોકરાપર ખાસ વેર હતું. ઘરમાંથી શેઠ કે શેઠાણી દોઢીઆ બે દોઢીઆનો માલ લઇ હોરાજીને ન્યાલ કરી નાખતાં હોય તેમ, વટાવમાં છોકરાઓ માબાપથી છાનાં હોરાજી પાસે એક બે ટીકડી માગે. જો તે નહિ મળે તો હોરાનું ધ્યાન ચુકાવી, તે ખુમચામાંથી તફડાવે. આવા 'ચોટ્ટા ખુસાલો' માટે એણે વરીઆળી તેમજ અજમાની નાની નાની રંગીન લંબગોળ ટીકડીઓ આવે છે, તેનો એક ડબ્બો રાખ્યો હતો; તેમાંથી એ એમને એક બે આપતો. આ 'મૌલાબખસો'નો કાંટો હમેશને માટે કહાડી નાખવા, એ અનેક યુક્તિ અજમાવતો, તેમાંની એક યુક્તિ તે-આજે ગટુને માર પડયો તે ! અને એક વખત લીલામમાંથી માલ લાવતાં કવીનાઇનની ભરેલી શીશી મફત પડી હતી, તે એણે પેલા 'ધર્માદા' ડબ્બામાં ડાલવી રાખેલી, તે બીજી યુક્તિ હતી ! છોકરો તે ચોરીને ખાવા જાય, કે સીધ્ધોજ થુંકવાનો થાય !

'બોલ, મુવા ! ખાવાનો છે હવે ?' કાકીએ એક થપ્પડ ચોડી ખાત્રી માગી.

'ના, ભાભી ! ટીકરી નઇ ખાધી ઉતી. ટીકરી કરવી

ઉતી ! એં–એં, બાબી! તીકરી કરવી ઉતી ! કેમ, નટુ! ખલી વાટ કેની ?' ગટુએ રડતાં રડતાં નટુની સાક્ષી માગી.

'હા–આ, ભાભી ! ટીકરી કરવી ઉતી !'

'ટીકડી કડવી ? મુવા ગાંડીઆ ! તું કોને સમજાવે છે ? મુવા ! જો તો ખરો, તારી પણ વાત છે !' કાકીએ હવે નટુને લીધો. મકનકાકાને આમાં કંઇ ગરબડ લાગી. એમણે હોરાની પાસે ટીકડી જોવા માગી.

'હાજી, સાબ! એ 'કુઇનીન' છાપ ટીકરીની બે ટન થીકાનેસી એમ ફરીયાદ આવીસ ! વેલાટવારાને એ બાબટનું લીખાન કરવું પરસે !' હોરાએ પસરવા માંડયું.

'તારાથી તો, હહરીના ! હાથ જોયડા બા ! મારે તો હિસાબે વાંચવો નથી ને પીસાબે વાંચવો નથી. આ તારા આખા આંકડાના આઠ આના જોયતા હોય તો લે, નહિ તો ઉઠીને ચાલવા માંડ–' કાકાએ ધડાકો કીધો.

'આથ આના ! દહોર રૂપિયાના આથ જ આના ? મેં ટો જાને સમજો, પન બુને પછી ખવરાવું પીવરાવું કહાંસી ?' લુકમાને કહ્યું.

'જહન્નમમાંથી ! પૈહા લેવા છ કે માથાં ફોડવાં છ ?' કાકાએ પૂછ્યું.

ખૂબ તકરાર ને રકઝક પછી 'લાવો, સેટ ! તમારા જેવા ગીરાકસી ઝગરો કોન કરે ?' કરીને હોરાજી આઠ આને પત્યો ! કાકાએ એની પાસેથી 'હિસાબ ચુકતે'ની સહી લઇ આંકડો ઓટીએ ચડાવ્યો. એના ગયા પછી 'ભાયગજી'ની હોંશીઆરીપર વારી જતાં કુલીકાકી બોલ્યાં: 'તમે બી બા જબ્બરા હોં ! એ મુવાને હું તો રૂપિયો જ આપી દેતી હતી.'

'એ હહરીના ફેરીઆઓ તો બઇરાંઓને એમ જ છેતરે. રૂપિયાના માલના હહરીના તન્ન રૂપિઆ કહે, પછી માગતાં ભૂચલા

કે આપતાં ભૂલ્યા ! ખબરદાર ! જો, તેં હવે પછી કંઈ એની પાહેથી મારી ગેરહાજરીમાં લીધું છે તો ! '

' ના રે, હાથ જોડયા મુવાથી બા ! '

વાચનાર વ્હાલાએ ધાર્યું હશે, કે દોઢ રૂપિયાના માલના આઠ આના પામી, જબરદસ્ત ખોટ ખાધા પછી કોઇપણ પ્રામાણિક વેપારી આવા ' લાસરીઆ ' ઘરાકને ઉમ્બરે ફરી પગ નહિ જ મૂકે ! અરે, રામરામ ભજો ! થોડા જ દિવસ બાદ ફુલીકાકીને 'આંગણીએ' પેલો આપણો જાણીતો અવાજ ટહુકયોઃ ' કયમ, મોટા સેટ ! છોકકે ? ! ! '



# સુંવાવડ નંબર ૩

આજે મકરસંક્રાન્તિ હતી. મકનકાકા અગાસીએ કનકવા ચગાવવા ચડયા હતા. નટુએ પરતી ઝાલી હતી. ગટ્ટુ એક પાઇ વાળી ફુગ્ગી ચગાવવા મથી રહ્યો હતો. ' કાકા, કાકા ! કાયપો !' ' એ કા–આ–ટે હે !' ઇત્યાદિ વિચિત્ર અવાજોથી સુરતી મકરસંક્રાન્તિની પ્રભાત ગાજી રહી હતી. દરીઆમહાલની વિશાળ અગાસીએ, સુરતના નવાબના બક્ષી-સાહેબ પોતાના રસાલા સાથે, રેશમના માંજાથી ઠીચોઠીચ ભરેલી પરતીઓ તેમજ મોટી છાબડીઓ ભરીને અમદાવાદી ઘુંટેલા કાગળના મોટા ફુમતાદાર પતંગો હજુરીઆઓ પાસે ઉંચકાવીને પતંગ ચગા-વવા ચડયા હતા. મકનકાકા અને બક્ષીસાહેબના પતંગોના પેચ જોવા આખું નાણાવટ થંભી જતું; કારણુ મકનકાકા પણુ માંજો જાતે તૈયાર કરતા અને અમદાવાદી ઘુંટેલા કાગળના મોટા વજનદાર પતંગો જાતે જ બનાવી લેતા–એટલો એમને પતંગનો શોખ હતો !

' વલ્લાહ ! આજ તો ચાચાસાહબભી આ ગયે હય. ખાનસમા ! પતંગને કન્ના બાંધ અને જલદી ઉડાવ. ચાચાસાહેબ રાહ જોઈ રહ્યા છે.' બક્ષીસાહેબે હુકમ કીધો કે ખાનસમાએ પતંગને ' શુન ને એક ' કન્ના બાંધી, તેને તોળી જોયો અને તેને સ્થિર જોઇ દોર બક્ષી-સાહેબના હાથમાં તે આપવા મંડયો.

' તું જ ચગાવ.'

બક્ષીસાહેબનો હુકમ મળતાં જ ખાનસમાએ આખા રસા-લાની તાળીઓના ગગડાટ વચ્ચે પતંગ ચડાવી દીધો. મકરસંક્રાન્તિના ઠંડા પવનની આછી લ્હેકીમાં ગુલાંટ ખાતો અને ખાનસમાના ઠુમકાં ખાતો પતંગ ધીમે ધીમે આગળ વધ્યો.

' બાપા, બાપા ! બખસીકાકાનો પતંગ આયવો.' નટુએ બૂમ પાડી.

કાકાએ બક્ષીનો પતંગ જોયો અને એ સાવધ થઇ ગયા. એમનો પતંગ પેટામાં નહિ ઘુસે, તે સારૂ કાકાએ પોતાના પતંગને એક ઝોક સાથે લપેટો ખવાડયો, એટલે બક્ષીનો પતંગ તીડની માફક કાકાના પતંગ ઉપર પડયો. કાકાએ પોતાના પતંગને ઢસાવી જરા ઉપર લીધો કે પેચ શરૂ થયા. બરાબર પેચ લાગતાં કાકાએ નટુના હાથમાંથી માંજાની પરતી પોતે લઇ લીધી. બક્ષીએ પણ હાથે ચામડાનાં મોજાં ચડાવી દોર હાથમાં લીધી. 'એ જાય, એ જાય!' કરતા લોકો આ બાદશાહી પેચ જોઈ રહ્યા. એ પેચની વચ્ચે જાણે અજાણે પડનારા પતંગો ચીભડાંની માફક એક જ ઝટકે કપાઇ જવા લાગ્યા. કંઇ સેંકડો પતંગોની એવી દશા થઇ હશે. પરતીપર પરતી જોડાતી ચાલી અને પતંગ તો નજરેય નહિ પડે, એટલે દૂર સુધી પેચ લંબાયા. આમ જ્યાં રંગ જામ્યો હતો, ત્યાં ફોઇબાના બંદુકીઆ ધાંટાએ એ રંગમાં ભંગ પાડયોઃ

'અરે, મકનભાઇજી! ઓ મકનભાઇજી! મુવા ડાઘાબળ્યા જેવા ભાન વગરના! આ નીચે તો બાયડી કુટાય છે, ત્યારે ભાયડો પતંગ ચગાવવા નીકળ્યો છે! અરે, નીચે આવો. નટુ, ગટુ! કયાં ગયા, મુવાઓ!

ફોઇબાની બૂમ સાંભળી કાકાએ પરતી નટુના હાથમાં આપી અને પેચની ધુનમાં નીકળી ગયલી કાછડી પાછી ખોસી તે નીચે જવા લાગ્યા.

'જો રે અયલા! પરતી ખલાસ થાય કે દોર તોડી લાખજે. હાંભળ્યું કે?' કાકાએ જતાં જતાં નટુને કહ્યું.

પણ પરતી ખલાસ થાય શાની? કાકા બે પગથીઆં નહિ ઉતર્યા હોય, ત્યાં તો બક્ષીસાહેબની અગાસીમાંથી કાનના પડદા તોડી નાખે એવો અવાજ આવ્યો : 'ક-આ-આ-ટ્ટે હય!'

ખરેખર કાકાનો પતંગ કપાઇ ગયો હતો. નટુ તો બીચારો આભાની માફક પરતી પકડી જોઇ જ રહ્યો. દોર નીચે પડી, ડરતા-

પરના લોકોની એના પર તૂટાતૂટ પડી ને તે ખેંચાવા લાગી, ત્યારે જ એને ભાન આવ્યું. પરતી ફેંકી એકદમ એ તો છાપરાની ટોચ સુધી આવી ઝડપબંધ દોર ખેંચવા લાગ્યો; પણ થોડીએક ખેંચી હશે, ત્યાં તો પાડોશમાંથી કોઇએ તે પકડી, એટલે નળીઆંબાજી શરૂ થઇ ! ગટુ પણ નટુની મદદે આવ્યો.

આણીમેર મકનકાકાને નીચે જતાં જતાં ખબર તો પડી કે પતંગ કપાયો, પણ એને તેનો શોક નહિ હતો. મકરસંક્રાન્તિના દિવસોની ઠંડીમાં પતંગ ચગાવવાથી આંખનું નૂર બહુ વધે છે અને વજનદાર પતંગને સ્થિર રાખવાની કળાથી હાથની આંગળીઓમાં ચપળતા કેળવાય છે, એમ એમની માન્યતા હોવાથી, બક્ષીસાહેબ જેવા મોટા માણસના પતંગ સાથે આટલી બધી ટક્કર ઝીલ્યા પછી પોતાનો પતંગ કપાયો, તે માટે એને જરાયે ખેદ થયો નહિ. હલકે હૈયે નીચે આવી જોયું તો ફુલીકાકીને પ્રસવવેદનાની શરૂઆત હતી. મહાલી સુયાણી ગઇ રાતના આવીને જોઈ ગઇ હતી અને બીજે દિવસે નવ દશ વાગ્યાને સુમારે પ્રસવ થવાને સમયે એ આવી પહોંચશે, એમ કહી ગઇ હતી. પ્રસવ સમયે જોઇતું સર્વ સાહિત્ય ફુલીકાકીએ જાતે રાતના જ તૈયાર રાખ્યું હતું: થીગડાં મારીને આખાં કીધેલાં લૂગડાં–ચણીઆ, ચોળીઓ, ડુચા, વગેરેનું એક પોટલું કાકીએ આવા પ્રસંગને માટે સંગ્રહી રાખેલું, તે કહાડીને સુવાવડવાળા ઓરડામાં રાખી મૂક્યું હતું. આ લૂગડાં, કપડાનું હીર બાળી નાંખે એવા ધોબીના બ્લીચીંગ પાઉડર કે એસીડમાં નહિ ધોયલાં હોવાથી 'સફેદ ચંદની' જેવા નહિ હતાં, પણ ઘેર અરીઠાના પાણીમાં પાયા પાડીને ધોયલાં હોવાથી સ્વચ્છ તો હતાં જ. ઘણી વખત આવાં સફેદ ચંદની જેવાં કોટ પાટલુન ઓફીસમાં કે ઘેર લઘુશંકા માટે કે દીર્ઘશંકા માટે દિવસમાં ત્રણ ચાર વાર જાજરૂમાં 'પાવન' થઇ આવેલાં હોવા છતાં, 'સફેદ ચંદની' જેવા ઉજળા દેખાવથી સ્વચ્છ તરીકે પસાર થાય છે, ત્યારે કોઇ ચુસ્ત હિંદુનાં કપડાં દરરોજ ન્હાતી વખતે ધોવાવાથી,

સ્હેજ લાલાશ પડતાં થઇ જતાં હોવાથી તેને ગંદાં ગણવામાં આવે છે! આજના જમાનાને બહારનો દેખાવ આમ જ આંજી રહ્યો છે!

સુવાવડ માટે ખાસ જુદો રાખેલો ઓરડો ઘરના પાછળના ભાગમાં આવેલો હતો. એમાં પાણી વગેરે જવા માટે ખાળ ચોકડી વગેરેની સગવડ સારી હતી. એ ઓરડો જાણી જોઇને અંધારીઓ રાખવામાં આવ્યો હતો. અજવાળું અને પવન આવવા માટે બે નાનાં જાળીઆં હતાં; તે સિવાય એક મોટી બારી હતી, પણ તે સુવાવડ વખતે બધની બંધ જ રહેતી: નવમાસ સુધી ગર્ભાગારનો અંધકાર સેવ્યા પછી ઝાઝો પ્રકાશ, અવતરનારા બાળકની અને સુવાવડીની આંખો ઉપર પડે તો બાળકની નાજુક આંખોને તેમજ પ્રસવ થયા પછી નબળી પડી ગયલી સુવાવડી બાઇની આંખોને ગમ્ભીર નુકશાન પહોંચે, એમ હિન્દુ પદ્ધતિ મુજબ સુવાવડ કરનારાઓની માન્યતા હોવાથી, સુવાવડવાળા ઓરડામાં ઝાઝો પ્રકાશ કે ઝાઝો પવન ન આવે, એવી ખાસ ગોઠવણ રાખવામાં આવતી. આ ઓરડાની દીવાલો દર દીવાળી અને દર સુવાવડ ગયા પછી ચુનાથી ધોળાતી હોવાથી અને જમીન પણ તે જ મુજબ માટી અને ગાયના છાણથી ઓકળીઓ પાડી લીંપાતી હોવાથી, એ ઓરડો બીલકુલ ભેજ વગરનો કહી શકાય. એના ભારોઠીઆ, છત વગેરેમાં લાકડાનો ઉપયોગ થયલો હતો. એની સરખામણીમાં, હાલની લાખોને ખરચે ઉભી થયલી ઇસ્પિતાલોની પત્થરની દીવાલ, પત્થરની લાદીની જમીન, સીમેન્ટની અથવા સીમેન્ટમાં બેસાડેલી કાચની તકતીવાળી ભોંય, ભાલ છત વગેરે લોખંડનાં કે સીમેન્ટનાં, સુવાવડીનો ખાટલો અને બાળક માટેનું પારણું લોખંડનાં–એમ ચારે તરફથી શરદી મારતો સુવાવડીનો બહારના ભપકાથી આંજી નાંખતો ઓરડો, મારા નમ્ર મત મુજબ વધારે શરદીવાળો કહી શકાય. આર્ય પદ્ધતિ મુજબ સુવાવડીના ઓરડામાં સુવાવડ દરમ્યાન દુષ્ટ જંતુનાશક સુવા અને રાઇ મેથી કે લીમડાનાં સુક્કાં પાનનો

ધૂપ દરરોજ સવાર સાંજ થતો હોવાથી, એ ઓરડાનું વાતાવરણ અતિશય સ્વચ્છ અને પવિત્ર રહેતું કહી શકાય. અસ્તુ.

મહાલી સુયાણી આવે તે પહેલાં કાકીને વીણુ આવવા માંડયાથી એ ફોઇબાને બૂમ મારી સુવાવડવાળા ઓરડામાં નેતરના ખાટલાપર જઇ સૂતાં. ફોઇબા આવ્યાને થોડીવાર થઇ હશે, એટલામાં બાળકને બદલે બાળકનો હાથ પ્રથમ બહાર આવ્યો. ફોઇબાએ અનેક સુવા-વડો કીધેલી હોવાથી, તે એ બાબતનાં ભારે અનુભવી હતા; પણ આમ પ્રથમ હાથ આવેલો એમણે જોયલો નહિ હોવાથી, એ જરા ગભરાયાં અને મકનકાકાને આપણે ઉપર જોયું તેમ બૂમ પાડી. મકનકાકા નીચે આવ્યા, એટલે ફોઇબાએ એમને સીવીલસરજયનને બોલાવવા મોકલ્યા અને નટુને ધમકાવી નીચે બોલાવી, મહાલીને ત્યાં દોડાવ્યો. મહાલી એને રસ્તામાં જ મળી; તેને ધમકાવી દોડાવતો દોડાવતો એ ઘેર લઈ આવ્યો. મહાલી શરીરે લઠ્ઠ હતી, એના ગાલ ભરેલા હતા અને તેમાથી લોહીની ટસર છૂટતી. એ બહુ બટકબોલી ને હસમુખી હતી. કંઇ હજારો સુવાવડો એના હાથે થયલી હોવાથી, સુવાવડ કરવી એને મન રમત વાત હતી. મહાલીને આવેલી જોઇ ફોઇબાના જીવમાં જીવ આવ્યો. આવતાં મોડું કરવા માટે એને નરમ ઠપકો આપી, બનેલી હકીકત ટુંકામાં કહી, એની પાછળ પાછળ એ સુવાવડીના ઓરડામાં આવ્યાં. આસ્તે રહીને નટુ પણ અંદર ઘુસ્યો.

' ઓહો ! આતરામાં ગભરે ગીયાં ? જાવ મારાં બે ! આતરી આતરી હુવાવર થઇ, તોય ગભરે ગીયાં ? ઉંહ ! હવે આ છોકરા હોરે દીનહાને તેથી પૈહાનું આઇસ મંગાવો. એમ જાનો કે બધું હુધારી લાયબું ! હમજા ? '

મહાલીએ કહ્યું કે તરત જ ફોઇબાએ એક પૈસો આપી નટુને આઇસ લેવા દોડાવ્યો. નટુ આઇસ લઇને આવે તે દરમ્યાનમાં, મકનકાકા સરજ્યનને લઇને આવી પહોંચ્યા. સરજ્યન યુરોપીઅન હતો.

માથેથી હેટ કહાડી એ બુટ સાથે સુવાવડીના ઓરડામાં ગયો. કેસ તપાસી એણે પૂર ગંભીરતાથી કહ્યું : "ઓપરેશન કરના પરેગા! બહોટ દેર હોઇગી તો 'પેશન્ટ' મર જાયગા. ઓપરેશનકા દોસો રૂપિયા હોયગા."

મહાલી હસી, પણ ફોઇબા ને મકનકાકાનાં મોં લેવાઇ ગયાં! ફીને લીધે નહિ, પણ પોતાના માણસનો જાન ભયમાં છે, તે સાંભળીને. આમ વાત ચાલે છે, એટલામાં નટુ આઇસ લઇને આવ્યો. સરજ્યન સાહેબ તો પંદર રૂપિયા ફી ખીસામાં મૂકી જવા માંડતા હતા, તેને મહાલીએ રોકયાઃ 'જરા ખરા રો; હમારા ઓપ્રેશન દેખતા જાવ.'

સાહેબ કુતૂહલથી મહાલીને જોઇ રહ્યો. મહાલીએ આઇસનો કટકો લઇ, તેપરનું ભુસું લૂછી આઇસ બાળકના હાથ આગળ ધર્યું. બાળકના હાથને આઇસની ઠંડક લાગતાં બાળકે હાથ ધીમે ધીમે અંદર ખેંચી લીધો! એટલે મહાલીએ ઉઠીને સાહેબને સલામ કીધી અને બોલા : 'દેખા, હમારા ઓપ્રેશન?'

આ 'જંગલી' માણસની 'જંગલી રીતો'ને રોષ ભરતો. સાહેબ ગાડીમાં બેસી સીધાવ્યો. ને મહાલીએ હાથે તેલ ચોપડી બાળકને ગર્ભાશયમાં સીધું કરી બાળકનો પ્રસવ કરાવ્યો. પછીનું કામ પોતાની હમેશની પદ્ધતિ મુજબ મહાલીએ પતાવ્યું. મકનકાકાએ પુત્રના જન્મનો સમય જન્માક્ષર માટે નોંધી લીધો. પ્રસવ થતાં વાર થવાને લીધે કુસીકાકી કંઇક વધારે નબળાં પડી ગયાં હતાં, પણ કામકાજની રગડથી પલોટાયલું અને ખાધેલ પીધેલ શરીર. એ નબળાઈ સામે ઠીક ટકી રહ્યું હતું. નટુ ને ગટુ કુદતા કુદતા પતંગ ચગાવવા ટેકરે જતા હતા, એટલામાં પંડારમાંથી ઇચ્છાકાકીએ એમને બોલાવ્યા:

'અલ્યા, આજે દોડતો દોડતો ક્યાં જતો હતો? તારી માએ જણ્યું કે શું?' ઇચ્છાકાકીએ નટુને પૂછ્યું.

'હા, જણનું. કેમ. ગટુ ! ખલી વાટને ?' નટુએ કહ્યું.

'હા, કાકી ! ભાભીએ જણનું.' ગટુએ ટાપસી પૂરી.

'શું આવ્યું ?' કાકીએ પૂછ્યું.

'હાપોલીઉં !' નટુએ બાળકનો પ્રથમ ગાપોલીઆ જેવો હાથ આવેલો જોયલો, તે ઉપરથી ઠોકયું.

'મેર, મુવા ! સાપોલીઉં તે કોઇને આવે ?' ઇચ્છાકાકીએ હસતાં હસતાં કહ્યું.

'હા, હા; હાપોલીઉં આયવું ! ગટુને પૂછી જુવો. કેમ, ગટુ ! ખલી વાટને ?' નટુએ કહ્યું.

'હા, કાકી ! તમ્મારા હમ ખાઉં છું ! ભાભીએ હાપોલીઉં જયનું !' ગટુએ સોગંદપર સાક્ષી આપી અને થઇ ચૂકયું ! ઇચ્છા-કાકીએ ભૂલીમાસીને અને ભૂલીમાસીએ કંકુ વેવણને—એમ વાતે વાત ચાલી, તે સાંજ સોરા તો આખા સુરતમાં વાત પ્રસરી, કે ફુલીકાકીએ સાપોલીઉં જણ્યું.

'હું તો આ બે દિવસ રહીને આવવાની હતી, પણ મારો તો આ જીવ રહ્યો નહિ, તે અમથોના બાપા પાસે પાન ને લવંગ હાલો-હાલ મંગાવી, ફુલીની ખબર કહાડવા આવી. માણસ સાપોલીઉં જણે, તે તો આ આજે જ જાયણું !' કહી લખમીબ્હેને પાન ને લવંગ ફોઇબા આગળ મૂકયાં.

ફોઇબાને એની વાતમાં કંઇ સમજ નહિ પડી, એટલે એણે પૂછ્યું : 'સાપોલીઉં શું ?'

'સાપોલીઉં, સાપોલીઉં ! કેમ, નહિ સમજ્યાં ? સાપનું બચ્ચું તે સાપોલીઉં !' લખમીબ્હેને ખુલાસો કીધો.

'હા, પણ તેનું છે શું ?' ફોઇબાએ વળી પુછ્યું.

'કેમ, આપણી ફુલીને સાપોલીઉં આવ્યું કેની ? મને રાંડને

તો એ વાતની ક્યાંથી ખબર પડે, પણ આજે મંદિરે શેનનાં દર્શનમાં વાત થતી હતી.' લખમીબ્હેને વધુ ખુલાસો કીધો.

'અરે! તમને કહ્યું કયા રાંડ–મુવાએ. કે કુલીએ સાપોલીઉં જણ્યું? તેનું ડાચું તો લાવો અહીં! આંખ હોય તો જુવો કે આ સાપોલીઉં છે કે કહાનકુંવર જેવો છોકરો?' ફોઇબાએ આમ કહી કુલીકાકીને છોકરાને બતાવવાનું કહ્યું. લખમીબ્હેન છોકરાને જોઈ જરા આભાં બની ગયાં. જેમતેમ ખુલાસો કરી બીજી આડીતેડી વાતો કરી એ વિદાય થયાં. ત્યારપછી બીજી પાંચ સાત સ્ત્રીઓ, કોઇ ગોળ લઇને તો કોઇ સાકર લઇને આવેલી સન્નારીઓને તો 'ગળે-ગાંઠ અને મોંઢે ડુંચો' રાખી ફોઇબાએ સાપોલીઆ બાબતનો ખુલાસો કીધો; પણ બે દિવસ રહીને 'લચકોદાળ'નાં ઉજમબ્હેને આવીને એ વાત ઉકેલી, ત્યારે તો ફોઇબાનો મીજાજ હાથમાં ન રહ્યો.

'બાઇ! મેં તો જ્યારથી સાંભળ્યું છે, કે આપણી કુલીવહુને સાપોલીઉં'—

'કપાળ, તમારૂં ને તમને કહેનારનું! આંખ છે કે કોડા? જરા જોઇ વિચારીને તો બોલો.' ફોઇબા આ વખતે કુલકાકીને અડકેલાં જ હતાં, એટલે એમણે તો ઝટ ઉઠીને બાળકને લઈ ઉજમ-બ્હેનના ખોળામાં મૂકી દીધું. ઉજમબ્હેન તો અભડાયાં ને અકળાયાં. સાપોલીઆને બદલે બાળકને જોઇ ચાટ પડી ગયલાં, એટલે જેમતેમ વાતને સંકેલી, બાળકને પાછું ફોઇબાને આપી એ ઉઠયાં અને ઘેર જઇને માથાબોળ નાહી નાખ્યું! આ રીતે ધીમે ધીમે આ ગપોડાનો અંત આવ્યો અને બધાંને નિરાંત થઇ!

સુવાવડના દસ દિવસ દરમ્યાન કુલીકાકી કબુતરખાનાવાળા હોરાની દસ મૂળની સુવાવડીની પડીનો ઉકાળો દિવસમાં બે વાર માટીની હાંલ્લીમાં ઉકાળી પીતાં. એ ઉકાળો અતિશય કડવો હતો, તો પણ સુવાવડની જરાફ જરાક કસર કહાડી નાંખવાનો ને સુવાવડ

પછી પાટા બાંધવાની કચાશને લીધે મોટા થઇ જતા પેટને ઓસારી નાખવાનો એનામાં અમૂલ્ય ગુણ હતો. ફોઇબા કે મકનકાકા આ 'પડી' જાતે ઉકાળીને કુલીકાકીને આપતાં. કડવાશને લીધે કાકી પીતાં કંટાળતાં તો ખરાં, પણ ફોઇબાના ધાકે અને પોતાની પણ મરજીથી એ આંખ મીચી પી જતાં. બાળકને માટે કડુ, કરીઆતું, કોચકાં, ઇંદ્રજવ. વાવડીંગ, અતિવિષની કળી, હરડે, વગેરે સસ્તી અને જ્યારે જોઇએ ત્યારે મળી શકે એવી, પણ બાળકના સામાન્ય રોગો માટે બહુ જ ઉપયોગી દેશી ઔષધીઓનો ઉપયોગ યથાસમય કરવામાં આવતો, તેથી બાળક નિરોગી રહેતું. દશઉઠણુ નાહ્યા પછી કુલીકાકી ચોળનારી પાસે એક બે માસ તેલ ચોળાવતાં અને ચણાના લોટથી કે અરીઠાથી તેલની ચીકાસ કહાડી નહાતાં. આ રીતનું અભ્યંગ સ્નાન, ગયલી શક્તિ પાછી આણુવામાં અને લોહીને તથા ચામડીને અતિશય સ્વચ્છ કરવામાં, દેશી પદ્ધતિ બહુ ઉપયોગી માને છે. બાળકને પણ નાક કાનમાં જરા જરા તપાવેલું ઘી લગાડી તેલ ચોળવામાં આવતું અને તેને દુધ, ચણાનો લોટ અને સ્હેજ હળદરના મિશ્રણથી નવાડવામાં આવતું. ચણાનો લોટ ચીકાશ કહાડવામાં, દુધની મલાઇ ચામડીની કુણાશ જાળવી રાખવામાં અને હળદર લોહીને શુદ્ધ કરવામાં બહુ ઉપયોગી ભાગ ભજવે છે, એ બીના જાણીતી છે. સુવાવડ દરમ્યાન કુલીકાકીને દુધ તથા ભાત વર્જ્ય હતાં. તેને બદલે બીજો પુષ્ટિકારક ખોરાક, પાચક અને દીપક વસાણા સાથે એ લેતાં. સુવાવડીની ગયલી શક્તિ પાછી મેળવવા પુષ્ટિકારક ખોરાકની અત્યંત જરૂર છે, પણ એ ખોરાક નબળા શરીરને ભારે નહિ પડતાં પચી જાય તે માટે, એ મધ સાથે હલવાઇ ચાટતાં. આ હલવાઇમાં પીપરીમૂળ, સુંઠ વગેરે દીપન અને પાચક ઔષધિઓ પડેલી હોવાથી શીરો વગેરે પુષ્ટિદાયક ખોરાક પચી જવામાં વાંધો આવતો નહિ. કમ્મરની તાકાત મેળવવા કાકી સુવાવડ દરમિયાન હમેશાં બોળ ગળતાં, થાનમાં દુધના ભરાવા માટે તેમજ તેની શુદ્ધિ માટે એ પાનમાં

સવાનું સેવન રાખતાં. મેં ફેર માટે કોઇવાર ગુંદરપાક તો કોઇવાર સૌભાગ્ય સુંઠીપાક તથા બત્રીસું કાટલું યોગ્ય પ્રમાણમાં લેતાં. મગજશક્તિ માટે મગજતરીની રાબ દરરોજ પીતાં. દીવેલની પાડેલી ઠંડી મેશ પોતે આંજતાં અને બાળકને પણ નવડાવ્યા પછી આંજતાં. નવડાવીને સુવાડતાં બાળકને માથે તાલ ઉપર જરા દીવેલ થાબડતાં અને નાગરવેલનાં પાનપર દીવેલ ચોપડી તેને જરા દેવતા-પર સેકી, ડુંટી આગળથી પાનને કાણું પાડી, તે ડુંટીની આસપાસ પેટ ઉપર મુકતાં. આથી બાળકના પેટનો પવન છૂટો રહેતો અને દસ્ત ખુલાસે થતો. બાળકનું ઘોડીઉં લાકડાનું અને ઝોળી દરરોજ છોડી ધોઇ શકાય એમ હોવાથી. એ ઘોડીઉં લોખંડનાં પારણાં કરતાં વધારે સગવડભરેલું કહી શકાય. અલબત્ત, એનાં પાંગળાંમાં કે બીજે માંકડ વગેરે જંતુઓ ન ભરાય, તે માટે સાવચેતી તો રાખવી જ જોઇએ. આ રીતે ફૈઇબાની અનુભવી દેખરેખ હેઠળ સુખથી, આરામથી અને કુશળતાપૂર્વક સરજ્યનની ફી બાદ કરતાં ઓછામાં ઓછે ખરચે ફૂલીકાકીની સુવાવડ પૂરી થઇ. ચાલીસ ઉઠયાનું નાહ્યા પછી એમનું શરીર સુવાવડ પહેલાંના શરીર કરતાંય વધારે સશક્ત અને તેજદાર લાગતું હતું. નાહ્યાં કે તરત જ સારો દિવસ જોઇને બ્રહ્મભોજન કરાવી એ ઘરના કામે વળગ્યાં અને આ રીતે મટુભાઇના પ્રાગટ્ય સાથે કાકીની સુવાવડ નં. ૩ સુખપૂર્વક પૂર્ણાહુતિને પામી. 'સર્વત્ર એમ થાઓ,' એવી શુભેચ્છા સાથે એક રીતે ગમ્ભીર અને મારે મન ઉપયોગી લેખની હું હવે સમાપ્તિ કરીશ.



## મકન કાકા—સભ્ય, સુરત શહેર સુધરાઇ

મકનકાકાને સુરતની મ્યુનિસિપાલિટીમાં ઘુસેલા જોઇને તમને કદાચ આશ્ચર્ય લાગશે, પણ વેદાંતની પરિભાષામાં બોલીએ તો બ્રહ્મ અને જગતની વચ્ચે માયાને લાવીએ તો પછી કઈ વસ્તુ અસંભવિત રહે છે ? આ આખા સંસારને માયાનો ખેલ સમજનાર મનુષ્યને, મકનકાકા અને મ્યુનિસિપાલિટી વચ્ચે કોઇ નહિ કાપી શકાય એવું અંતર હોય, એમ ભાગ્યે જ લાગશે ! હા, એટલી વાત ખરી કે મકનકાકાએ સુરત શહેરસુધરાઇના સભ્ય થવાનું કોઇ દિવસ સ્વપ્નમાંય ધાર્યું નહિ હતું. પણ દુનિયા એટલે જ **अघटित घटना पटीयसि**-કે મારી જાણે બલારાત કે શું ? એટલે કોઇ ટીખળીએ મકનકાકાનું નામ નાણાવટ વૉર્ડના ઉમેદવાર તરીકે સુરતના સ્થાનિક છાપાંઓમાં ખોસી દીધું હતું ! મકનકાકાને આ વાતની ખબર, કોઇ દૂર વસતા સગાંની મોંકાણના સમાચારની જેમ, છેક 'તેરમા'ને દિવસે પડી હતી ! છાપાંના 'શોર્ટ કોલમ'માં મકનકાકા તરફથી કામ કરનારા પગારદાર માણસો માટે જાહેરખબર, તે જ પરવારતા લહેરીએ આપેલી હોવાથી, મકનકાકાને ઘેર કોઇ 'સખકતાં' દિવસે કામ કરનારાઓનો દેરોડો પડવા માંડયો !

તેઓમાંથી કોઇએ કહ્યું: શેઠ ! 'ઠાકોરરામ સાહેબને આ સેવકે જ મ્યુનિસિપાલિટીમાં બેસાડેલા !'

વળી કોઇએ કહ્યું: 'શેઠ ! કૃષ્ણમુખરામ ભાઇ સાથે કામ કરીને મેંજ ચુનીલાલ ગાંધી સાહેબને પેં પોકરાવી ઉડાવેલા !'

મકનકાકાને પહેલાં તો આ ગૌડ બંગાલી ભાષામાં સમજ પડી નહિ, પણ વર્ષાઋતુમાં એકાએક ચડી આવેલાં વાદળાંઓ ખસી જતાં સૂર્યનારાયણ જેમ ઝળુકી ઉઠે, તેમ સુરતી ઝવેરીસાઇ ભારે વજનની પાઘડીથી પોશાયલા એમના સંગીન મગજમાં ધીરે ધીરે આ આખી

ઘટનાનો પ્રકાશ પડી ગયો ! ' એમાં શું ? આ હહરીના ખાળકુવો કહાડનારા ભંગીઓ જારે તારે તરાસ આપે છે, તે જો હું મિનિહિ-પાલિટીનો મેમ્મર થાઉં તો મારા હાલાઓને બરાબરના હમજાવી મારૂં ! ' મકનકાકાએ મન સાથે વિચાર્યું.

પણ ' મિનિહિપાલિટીના મેમ્મર ' થવા જેવી મહત્વની બાબ-તમાં મકનકાકા મારાં ફઈબાની સલાહ ન લે, એ અસંભવિત હતું ! ભારે ઘડભાંજ પછી ફઈબાની પણ એક જ સલાહ પડી કે મકનકાકાએ ' મેમ્મર ' થવું અને ખાળકૂવો કહાડનારા ભંગી તેમજ છત્રીઆ બારણીઆ ઉપર બરાબરનો રોફ બેસાડવો અને એ 'હહરીનાઓને' બતાવી આપવું કે મકનકાકા તેમજ ફઈબાને છંછેડવાં, એટલે શું ?

ફુલીકાકી આ ' મેમ્મર ' થવાની ' બલા ઘરમાં ઘાલવાની ' વિરૂદ્ધ હતાં, તો પણ ફઈબા જેવાં ' વજનદાર ' માણસનો મત પડયો, એટલે એમણે પણ પાઘડી ફેરવી—ના, ના, ફોર મરડી; કારણ ફુલીકાકી પાઘડી પહેરતાં હતાં કે તે ફેરવે ?

આખરે શુભ ચોઘડીઉં જોઇને મકનકાકાએ ધારા મુજબ ' નોમીનેશન પેપર ' ભરી, તે મ્યુનિસિપાલિટીમાં આપ્યું અને મય-દાને જંગમાં પોતાનો હાથ બતાવવા, એ સનદસર રીતે બહાર પડયા. અનેક માણસો આ ધડાકાથી આશ્ચર્ય પામ્યા. ખુદ મકનકાકાના નામ સાથે છૂટ લેનાર ટીંખળીને પણ અજાયબીનો એક એવો સખ્ત આંચકો લાગ્યો, કે એ આંચકા પછી ' હા–હા–હા ' કરીને કોઇ પાગલની જેમ તે હસી નહિ પડયો હોત, તો એના નામની જ્યુરી ભરાવાનો જ સોદો થઇ પડતે.

હવે મકનકાકાએ કેડ બાંધીને કામ કરવું શરૂ કીધું. ભરતીઆ શેઠ જેવા બીજા બે ત્રણ ઉમેદવારો એમના હરીફ હોવાથી, 'મેમ્મર' થવાનું કામ કંઇ કુલેરના લાડુ ખાવા જેવું સહેલું નહિ હતું; પણ દ્રૌપદીના સ્વયંવરમાં મત્સ્યવેધ કરવા ઉઠેલા ભાટ મામા જેવા લાગતા

અર્જુનને–જો એનું નાક કપાય તો આપણુંય નાક વઢાય એમ વિચારી–ઈંદ્રાદિ દેવતાઓએ પોતપોતાના સામર્થ્ય મુજબ શણગારી દઈ, તેને શક્તિ તેમજ સહાય અર્પી હતી, તે જ મુજબ મકનકાકાપર પણ ચારે બાજુએથી મદદની વૃષ્ટિ વરસી રહી. દુશ્મનના હરીફ તે આપણા દોસ્ત, એમ સમજી કોઇએ એમને મદદ કરી હતી; જ્ઞાતિ-ભાઇઓએ ન્યાતનું નાક રહે અને એકાદ ઓચ્છવ ઝાપટવાનો મળે, એ આશાએ મકનકાકાનો પક્ષ લીધો હતો; કોઇ 'સુખલાબખસો' મકનકાકા જેવા સદ્ધર બિલ્લુ પાસેથી અવારનવાર પૈસાની મદદ મળશે, એ અભિલાષાએ મદદ કરવા બહાર પડયા હતા; કોઇએ મ્યુનિસિપાલિટીના કન્ટ્રાકટ મેળવવામાં મકનકાકા મદદ કરશે, એવી 'ખુશબો'માં એમનો હાથ ઝાલ્યો હતો અને ધારશો નહિ કે આવા કત્લેઆમ જેવા કટોકટીના પ્રસંગમાં ફઈબા તેમજ ફુલીકાકી અને એમના ત્રણ ચેકુસો–નટુ, ગટુ ને મટુ હાથ જોડીને બેસી રહ્યા હોય! ફઈબા તેમજ ફુલીકાકીએ મંદિરમાં વોટ રૂપી કિલ્લાઓ સર કરવા માંડેલા. ફુલીકાકીએ ઉજમબેનને 'અલ્ટીમેટમ' આપ્યું કે 'જોજે રે અલી! તારા ભાયડાને કહેજે કે ઘરમાંથી 'એ' મેમ્બર થવા નીકળ્યા છે, તે એમને મત આપે; નહિ તો આપણો ઢાંકયા ઢુમ્બાનો વેવાર આજથી બંધ સમજવો' શું કહું છું?'

પૂજ્ય વિદ્યાબેન માફક 'વોટ ફોર મિ. રમણભાઇ, કે મિસિસ જીન્નાની માફક 'વોટ ફોર મિ. જીન્ના' જેવી મત માગવાની સંસ્કારી રીત ફુલીકાકીને આવડતી નહિ હતી, પણ તમે એમ તો નહિ જ કહી શકો કે આ અભણ બૈરાંઓ પોતાના ભરથારને કરવા ધારે તો પોતાની 'શૈલીમાં' મદદ નહિ જ કરી શકે!

ભરતીઆ શેઠ પોતાની ખાનદાની અને લાગવગ ઉપર મુસ્તાક રહી નભરવશ રહ્યા; બીજા ઉમેદવારોને તો મકનકાકાની હરીફાઇની તનીકભાર પણ દરકાર નહિ હતી; એટલે ક્રીકેટ જેવી ચુંટણીની

અનિશ્ચિત રમતમાં, મકનકાકાને નાયડુની જેમ ' ઓવર બાઉંડ' ફટકાઓ ધમાવતા જોઇને હરીફ ઉમેદવારો એકવાર તો ચમકી ઉઠયા ! એક મતદારે તો મકનકાકાને મોંઢામોંઢ ઝાડયું : ' ભાઇસાહેબ ! ' તમે મેંબર થઇને શું ઉકાળવાના છો. તે તો કહો ? સાલા સસરાની ગાળ દીધા સિવાય, બીજું તમને આવડે છે શું ?'

' અરે, હેઠ ! એ હહરીનો ગાળ દેવાવાળો બીજો ! અમે નહિ ! અને એક વાર તમે મને મેમ્મર કરી દો પછી જુઓ, કે આ હહરીના બારણીઆઓ અને ભંગીઓને હરખા કરી દઉં છું કે નહિ ? કામ પડે આ તમારા મકનદાસ હાથમાં હાવરણી ને પાણીની ડોલચી લઇને રસ્તાનો ગોજવાડો હપાઇ કરવા નીકળી પડહે અને એ હહરીના બારણીઆની કાનની બુટ પકડાવહે, બુટ ! આ હાળા મચ્છરોનો તરાસ કંઇ ઓછો છે ? અરે, હેઠ ! જાને ઉઠીને મોરી હાફ કરૂં છું ને ડેલી એટલા બ્હોરી લાખું છું, તોય મચ્છર માખી ઓછાં થતાં નથી ! અને હાનાં થાય ? આપણે હાફ રાખીએ ને હહરીના પાડોહી ગોજાં હોય, તીઆરે આપણું હું ચાલે ? મને એકવાર મેમ્મર કરી જુઓ, પછી એ લોકોને કેવા હપાઇ રાખતા કરી દઉં છું, તે જોજો ! '

તે સંસ્કારી મતદારના મગજમાં મકનકાકાની 'હપાઇની' વાત ધ્યાનમાં ઉતરી અને એણે કહ્યું: ' હું તમને તમારા કામમાં ફત્તેહ ઇચ્છું છું ! મારો મત તો હું તમને આપીશ જ, પણ મારાં સગાંઓને પણ તમને મત આપવા સમજાવીશ ! માત્ર તમે મેંબર થાઓ તો એટલું કરજો, કે તમારા પ્રમુખને સાલા સસરાની ગાળથી કોઈ દિવસ નવાજતા નહિ.'

' એ હહરીના ગાળ દેવાવાળા બીજા ! અમે નહિ !' એમ કહી મકનકાકા ખુશ થતા મત લેવા બીજે ઘેર પહોંચ્યા.

મકનકાકા તરફથી કામ કરતા માણસને એક મતદારે સંભળાવી : ' આ શી મશ્કરી માંડી છે ? મકનકાકા મ્યુનિસિપાલિટીના

મેમ્બર ! અલ્યા, કંઇ ખસી તો નથી ગયું ને ?'

મકનકાકાનો 'વોટ કેનવાસર' બહુ વાચાળ માણસ હતો. તેણે હસતાં હસતાં જવાબ દીધો: 'ના રે શેઠ ! ખસી નથી ગયું ! બરાબર ઠેકાણે છે ! પણ મને કહેશો સાહેબ કે મ્યુનિસિપાલિટી, એટલે શું ?'

'મ્યુનિસિપાલિટી એટલે શહેરસુધરાઇ, બીજું શું વળી ?'

'That's it ! (બરોબર છે.) હવે જે માણસને સરખું ઝાડુ પકડતાંય આવડતું નથી; જે માણસનાં ઘર અને શરીરની સફાઇનો કબજો તેના ચાકર માણસ કે સ્ત્રીવર્ગને હાથ છે; જે માણસને કમ્મરેથી વાંકા વળતાં કે જમીનપર બેસી જતાં પાટલૂન આડે આવે છે; અરે ટુંકામાં કહું તો જે માણસ સમાજની સેવા અર્થે નહિ, પણ મેમ્બર થઇ આડકતરી રીતે ધન સંપાદન કરવા કે પોતાના મિથ્યાભિમાનને પોષવા જ મ્યુનિસિપાલિટીનો મેમ્બર થાય છે. તે શહેરની સફાઈ સુધરાઇ તે શી કરવાનો હતો, તે તો જરા સમજાવો ! સુરતમાં મચ્છર અને માખીઓનો ત્રાસ કેટલો બધો છે ? કેટલીક ગલીઓ તો આખી ને આખી જાજરૂ જેવી કહીએ તો ચાલે ! આ કાદવ, આ કીચડ, આ મચ્છર, આ માખી : અરે ભગવાન ! આનું નામ તમારી શહેરસુધરાઇ ? તમારા એક વખતના સોનાની મૂરત જેવા સુરતની આ અવદશા માટે તમારા 'લાયક' સભ્યોનો શો જવાબ છે ? પ્લેગ થાય કે કોલેરા થાય તો મરો બિચારા ઉંદરોનો કે મચ્છર માખીઓનો ! તમારા બહારની સફાઇમાં જ સફાઇ માનનારા, ડુચીને પાણી પીનારા અને જાજરૂ જઇ આવેલે લૂગડે ખાનારા વિદેશી વૈદકીય સલાહ આપનારા દાક્તરોની નજર સાક્ષાત નરકાગાર જેવા વિશ્રાંતિ ગૃહો તરફ જતી જ નથી. અફસોસ, અફસોસ ! હવે જો મિ. મકનદાસ મેમ્બર થાય તો—

'અજી, ભાઇસાહેબ ! મત મેળવવવાની નાટકી ઢબછબ રહેવા

દેજો! જાણે તમારા મકનદાસ મ્યુનિસિપાલિટીમાં જઇ બધી સફાઇ ને સુધરાઇની ધાડ મારી નાખવાના હોય તેમ ! કાછડી ખોસવાનું તો ભાન નથી ! ઉંહ ! ચાલો ' હો ' કરીએ છીએ. આવજો હોં ! '

આમ અણધાર્યું ઝાડુ મળી જવાથી મિ. કેનવાસરનું કોઠું તો જોયા જેવું થઇ રહ્યું ! પાછળથી એ મિસ્ટરને ખબર પડી કે એ ઝાડુ મારનાર ગૃહસ્થ તો હરીફ ઉમેદવારના પોતાના જેવા 'કેનવાસર' હતા ! પણ જાહેરમાં કામ કરનારાની પીઠની ચામડી મખમલ જેવી નહિ, પણ કાચબાની પીઠના ચામડા જેવી હોવી જોઇએ. એણે ઢેફું ને લાડુ, મારવાડીનું માથું ને ટીંડસ, તેમજ માન અને અપમાન એકસરખાં ગણવાં જોઇએ; તે સિવાય એનાથી જાહેરમાં કામ થઇ શકે નહિ. આળી ચામડીનો માણસ 'કેનવાસર' તરીકે ખોટા ઢબ્બુ જેવો સમજવો ! અસ્તુ !

ચુંટણીનો આગલો દિવસ એટલે મિયાંભાઇઓની કતલની રાત ! વોટ આશરે કેટલા મળશે, હવે કોના કોના મત મેળવવા બાકી રહ્યા, હરિફ ઉમેદવારોના સમ્ભવિત મત આપનારાઓને પોતાના તરફ શી યુક્તિથી ગુલાંટ ખવડાવવી, વગેરે વિચારણા ચાલી રહી હતી, એટલામાં એક જણ ખબર લાવ્યો કે ' અમથાભાઇ મરી ગયા ! '

' અરરર ! '

' અરરર શાની ! સામા પક્ષની ન્યાતનો 'વોટર' હતો ! કમબખતના ત્રણ તો વોટ હતા અને પિત્રાઇઓ પણ ઝાઝા હતા; એટલે ફેંકી દેતાં પંદરેક સુતકી પિત્રાઇઓના મત પણ અટકશે ! '

' એમ ? ચાલો. ઠીક થયું. મકનકાકાનાં નશીબ મોટાં છે ! ' બીજાએ આ મરણપર ખુશાલીની મહોર મારી !

આ વાત ચાલતી હતી, એટલામાં નાથીઓ વાંચી એક સૈયદને લઇને આવ્યો.

'કેમ, બચ્ચા ! તું હું ખબર લાઇવો ?' મકનકાકાએ પૂછ્યું.

' આ તમારા નાથીઆને કાચો પોચો નઈ હમજતા, હું કે ! તીસ વેટનો હામટો લુમખો લાવી લાયખો છે ! આ હૈયદસા'બને પૂછો ! નાથીઆએ કહ્યું.

' કયું જી, હૈયદ ! આ નાથીઆ કયા બકતા હે ?' મકનકાકાએ સૈયદને પૂછ્યું.

' હાં સા'બ ! નાથીઓ તો બોત અચ્છા માનસ છે. મેંને કહા ભાઇ મેરી જાન પેછાનકા તીસ બોટ હય. બોટ દીઠ તીન તીન રૂપિયા દેદો ઓર ચઇએ તો એ સબ બોટાં શયતાનકુ દીલાદો; ઉસ્મે હમારા ચચાકા કયા જાતા ?' સૈયદસાહેબે ખુલાસો કીધો.

' તીન તીન રૂપિયા તો બોત હે ! દેડ દેડ લેલો, વળી કોઇ બીજી વખત ખટાઇંગે !'

' નહિ. સા'બ ! તીનસે એક પાઇ બી કમી નહિ. એ તો તુમેરી પાસ તીન, કોઇ દુસરેકી પાસ તો સાડાતીનસે કોન કમબખત કમી લેતા થા ! હમકું તો ઇસકી એક પાઇબી હરામ હય. એ સબ રૂપિયા તો હમારી દરઘાકી મરામતકે લીએ ઇક્કઠ્ઠા હોતા હે.'

' અચ્છા, ધરમકા કામ હે તો હમ અભી બહુ નહિ બોલતા; કલ સબ વેટર લેકર આવ અને રૂપિયા લેકર જાવ.'

' નહિ, સા'બ ! રૂપિયા પહેલા. પીછે દુસરી બાત !' આખરે ભારે રકઝક પછી નાથીઆને વચ્ચે રાખી અર્ધા રૂપિયા પહેલા આપી સોદો ' સટ્ટલ ' કરી મકનકાકાએ સૈયદને વદાય કીધા.

આમ ' ખાટુવટ્ટુ ' ખલાસ થઇ લગ્નના દિવસનો પ્હો ફાટયો. કાસમ ગાડીવાળા સાથે આગળથી નક્કી કરી રાખ્યા મુજબ દસથી પંદર સઘરામોની અલઘાર સૂર્યનારાયણના પ્રભાતના 'માખણીઆ' તડકામાં લાગી રહી હતી. મકનકાકા નાહી ધોઇ ઠાકોરજીની સેવાથી પરવારી, પંચિયું બદલી બહાર જવાનું ધોતિયું પહેરી, તેપર બદન અને પડદાવાળો લાંબો કોટ ચઢાવી, માથે સુરતી વાણીઆસાઇ પાઘડી

દાબીને ધાલી, ચાંચવાળી સપાટમાં પગ ખોસી પુલીકાકીના શુકને હેઠા ઉતરી, નીચે વાટ જોઈ ઉભેલા 'કેનવાસરો'ની સંગાથે મ્યુનિસિ-પાલિટી તરફ સીધાવ્યા અને ત્યાં એમના તરફથી ઠોકાયલા તંબુમાં જઇને બેઠા. એ તંબુમાં ભુખ્યા કે સુસ્ત મતદારોને માટે ચ્હાપાણી તેમજ બીજી ટીમ્મણુની વ્યવસ્થા રાખવામાં આવી હતી. વખતસર પોલીંગ ઓફીસ ખુલતાં, મતદારોને લાવવા માટે ઉમેદવારોનાં નામનાં બોર્ડ સાથે સીધરામોના દોડાદોડ શરૂ થઇ. જેમજેમ દિવસ ચઢતો ગયો, તેમતેમ ઉછળતા મેરામણુનાં ભરતી ઓટની માફક ઘડીકમાં ભરતીઆ શેઠનો ઘડીકમાં મકનકાકાનો, તો ઘડીકમાં કોઇ બીજા ઉમેદવારનો સીતારો ચમકતા કે અદશ્ય થતા. ઉમેદવારો તેમજ તેઓના કામ કરનારાઓનાં હૈયાં હેલે ચઢવા લાગ્યાં. બપોર પછી પુલીકાકી તેમજ ફઇબા પણ અબોટ ચોકડીથી પરવારી મ્યુનિસિ-પાલટીની સામેની લાઇનમાં આવેલા નાથીઆ ઘાંચીના ઘરમાંથી આ ચુંટણીનાં 'તાબૂત' જોવા, ત્યાં ઘડી ચપકો આવ્યાં અને આ સમયે મકનકાકાનો સીતારો મધ્યાન્હે છે, એમ સાંભળી હરખાતે હૈયે તેઓ ઘેર પાછાં ફર્યાં.

સાંજ પડી અને બૂઝાતા દીપકના છેલ્લા ચમકારાની જેમ, પોલીંગ ઓફીસપર વોટરોનો જબરદસ્ત દરોડા પડયો અને પછી પાંચેક મિનિટમાં તો પોલીંગ ઓફીસ બંધ થઇ. યથા સમય મતોની ગણત્રી થવા માંડી. મતો ગણાઇ રહ્યા અને પરિણામ જાહેર થવાનો વખત આવ્યો, એટલે પ્રત્યેક ઉમેદવારની તેમજ તેના હિતેચ્છુ-ઓની છાતીના ધબકારા, ભુંગળીની મદદ વિનાએ રાત્રિની શાંતિમાં ઘડીઆલના 'ટીકટેક'ની માફક સાભળી શકાય, એટલા જોરથી ધબકવા માડયા! આખરે પરિણામ જાહેર થયું અને બાજા વોર્ડના ફતેહમંદ ઉમેદવારોની સાથે 'મકનદાસ ફોર એવર'ની ગગનભેદી બૂમથી મ્યુનિસિપલ હોલ ગાજી ઉઠયો! મકનકાકા તરફથી એકજણ નન્નુ ટપાલીનું વાજું લવા દોડયો; બે ત્રણ જણા હારગોટા લેવા

ગયા અને એક ઉત્સાહી ભાઇ મકનકાકા માટે બે ઘોડાની બગી લઈ આવ્યો. થાકીને લોથપોથ થઇ ગયલા મકનકાકા આ ફત્તેહથી છેક છેલ્લી ઘડીએ ગભરાઇ ગયા અને એક સાથીદારે હાથ ઝાલ્યો નહિ હોત તો મ્યુનિસિપલ હોલમાંથી નીચે ઉતરતાં દાદરનું પગથીઉં ચૂકી ઘોસ-મૂરદું થઇ, એકકે સપાટે એ નીચે આવી ગયા હોત! ભરતીઆ શેઠને મળેલા મતો કરતાં મકનકાકાને મળેલા મતો માત્ર ત્રણ જ વધુ હતા, એટલે વૈષ્ણવ થઇને સૈયદની દરગાહમાં મત માટે પૈસા આપી 'અન્યાશ્રય' કરવા માટે ફુઇબાએ મકનકાકાને અચ્છી રીતે ઝાડેલા, તોપણ પરિણામ જોતા મકનકાકાના વ્યવહારૂ-પણાને જાણકારોએ ખૂબ વખાણ્યું! આખરે નન્તુ ટપાલીએ આવતાંની સાથે જ 'ધીમા ધીમા ચાલોને, મ્હારા પ્રાણ રે' વાળું ગાયન વગાડ્યુ. હિતેચ્છુઓએ મકનકાકાને હારતોરા આપ્યા, એટલે મકનકાકા બગીમા બેઠા અને સામૈયું ઘર તરફ ચાલવા માડ્યું.

હવે એક જ પ્રશ્ન બાકી રહે છે—મકનકાકાએ મ્યુનિસિપાલિટીમાં જઇને શું ધોળ્યું? મકનકાકા જે વખતમાં મેમ્બર થયા, તે વખતમાં સુરતના કલેકટર મ્યુનિસિપાલિટીના સભ્યોના પ્રમુખની ખુરશીએ બિરાજતા હતા. એક સભામાં મકનકાકા તરફથી એવી દરખાસ્ત આવી કે 'મ્યુનિસિપલ નિશાળો આગળ ખાવાનાવાળાઓને બેસતા અટકાવવા; એટલું જ નહિ, પણ છુટ્ટીની વળાએ કોઇ વિદ્યાર્થી બહારનું ખાવાનું લઇ ન ખાય, તેની તેમજ તે કુચાને પાણી ન પીએ તેની, ખાસ ચાંપ રાખવા શાળાના શિક્ષકોએ પોતાનું બનતું કરવું.'

કલેકટરસાહેબે તેમજ બીજા કેટલાક સભ્યોએ આ વાત હસી કાઢી-ખાસ કરીને મકનકાકાની બોલવાની પદ્ધતિને લીધે! કોઇએ એ વાત અશક્ય જણાવી, કોઇને એ દરખાસ્તમા મકનકાકાના વૈષ્ણ-પણાની ગંધ જણાઇ અને વૈષ્ણવ ધર્મ કેટલો બધો ખરાબ છે, એ જાણવા મહારાજ લાયબલ કેસ વાંચવાની તેણે ભલામણ કરી!!!

કોઇએ એ દરખાસ્તપર એમ સુધારો મુકયો કે ‘ખાવાના ઉપર માખી વગેરે જીવજન્તુ બેસી, તે બગાડે નહિ માટે તે ઉપર તારની જાળીવાળાં છાપરાં રાખવા ખાવાનાવાળાઓને ફરજ પાડવી અને વિદ્યાર્થીઓ પાણી પીવા માટે ઘેરથી જ એક પ્યાલું સાથે લાવે, એવો કાયદો કરવો.’ પોતાની દરખાસ્તપર ચાલેલી ચર્ચાનો મકનકાકાએ પોતાની ઢબે જવાબ આપ્યો: ‘ખાવાનાવાળાઓ તારની જાળીનાં છાપરાં રાખે, તેથી કંઇ મૂળ ખાવાનું સુધરી જતું નથી. સડેલ તેમજ રોગજનક સામગ્રીના મિશ્રણથી પૈસા કમાવાની દ્રષ્ટિએ તૈયાર થયલી ખાવાની વસ્તુઓ ભયંકર હોઇ, તે વેચાતી તેમજ લેવાતી એકદમ બંધ કરાવવાની ખાસ જરૂર છે. વળી વિદ્યાર્થીઓ પાણી પીવાના પ્યાલા ઘેરથી ભલે લાવે, પણ ઉંચેથી પાણી પીવાની એ લોકોને પ્રથમથી જ ટેવ પાડવી જોઇએ.’ આ પીંજણ લાંબું ચાલ્યું હોત, પણ વચ્ચે જ કલેકટરસાહેબ બોલી ઉઠયા: Mr. Makandas sit down or you may go on; I shall have my own way!’ (મિ. મકનદાસ! બેસી જાઓ કે હાંકયે રાખો; હું તો મ્હારૂં ધાર્યું કરવાનો!)

મકનકાકાને બીજી તો કાંઇ સમજ પડી નહિ, પણ એમણે સાહેબનો ‘સીટ ડાઉન’ શબ્દ પકડી લીધો!

‘અરે, સાહેબ! ‘હીટ ડાઉ’ હાના થઇએ અમને તો લોકોએ કામ કરવા મોકલેલા છે, ‘હીટ ડાઉ’ થવા નહિ! જો, હહરીની વાત લાઇવા છે તે?

આ સાંભળી હાસ્યનો એક જબરદસ્ત વંટોળીઓ મ્યુનિસિપલ હોલમાં ફરી વળ્યો. આખરે દરખાસ્ત તેમજ સુધારાપર મત લેવાતાં, દરખાસ્ત ઉડી ગઇ અને સુધારો પસાર થયો; પણ આ પ્રસંગથી મકનકાકાની સાખ ઠીક જામી અને બીજીવાર જ્યારે એ ‘મેમ્બર’ થવા નીકળ્યા, ત્યારે એમને ઝાઝી મુશીબત નડી નહિ!



# ફુલીકાકી-પ્રમુખ, સ્રીહિતવર્ધિની સભા

મકનકાકા સુરત શહેરસુધરાઇના સભ્ય થયા પછી ફુલીકાકીનાં માન વધી ગયાં હતાં. સુરતમાં જાહેર પ્રવૃતિ એવી નહિ હોય, જેમાં ભાગ લેવાનું આમંત્રણ મિસિસ મકનદાસને ન મળ્યું હોય. ન્યાતમાં મરણ પામેલાની કાંણે જઇ રડવા કુટવાથી, તેમજ 'હાય મા હાય, આમ શું કુટો?'ના ઢાળપર મરનારની સાત પેઢી ધોઇ નાંખતું, શીઘ્ર કવિની માફક ત્યાં જ એકાદ મરશીયું જોડી કહાડવાની પડેલી તબેહથી, એમની છાતી ખુલી ગઇ હતી. શારદા કે હરીસિંગ ગૌરના બીલો સામેની પ્રોટેસ્ટ મિટિંગો જેવી સભાઓમાં, એમને જો ભાષણ કુટવા છોડી મૂકયાં હોય તો કલાકો સુધી બોલતાં એમની જીભ થાકે નહિ, એટલી હદ સુધી વાગ્દેવી એમનાપર પ્રસન્ન હતાં; અને એમનું બોલવાનુંય કેવું? આપણી કેટલીક સ્ત્રી-વક્તાઓ કે કેટલાક મરદ વકીલો સભાઓમાં કે કોર્ટમાં ભાષણ કરવા ઉભા થતાં ઉંદરની માફક ચીંચીં કરીને બેસી જાય છે, તેવું નહિ, હંકે! એ તો એવું ખખડાવીને બોલે, કે મોતીઆ ડાઘીઆનો પોખરાળ ધ્વાંટો પણ એની આગળ પોઇસ મારી જાય! આવા બોલનારાઓ આપણી શોકસભાઓ કે પ્રોટેસ્ટ મિટિંગોની બેનમૂન થાપણ જેવા ગણાવા જોઇએ-અલ્કે ગણાય છે જ. લગ્નની વરાંડીમાં કે ફુવાજીના તેરમામાં દુધીચણા દાળના શાક વગર ચાલે તો આપણી સભાઓને આવા બોલનારાઓ વગર ચાલે; એટલે આપણે છેક એમ જ માની લઇએ, કે ફુલીકાકીને મળતાં સર્વ આમંત્રણ માત્ર મકનકાકાના 'પોઝીશન'ને આભારી હતાં, તો તેમાં આપણે જખ મારીએ છીએ. હા, એટલી વાત ખરી કે મકનકાકાએ મ્યુનિસિપલ હોલ પાવન કીધો તે પહેલાં, આમંત્રણના અભાવે કાકીની શક્તિઓ પ્રકાશમાં આવેલી નહિ. અમારી ન્યાતની કેટલીક બહેનોને એક દિવસ ખાસ એમ જ વહારૂ

છુટયું. કે કાકી જેવાં પ્રખર બોલનારાં ન્યાતને નશીબે જીવતાં પડયાં હોય અને ન્યાતમાં કોઇ સ્ત્રીહિતવર્ધિની સભા જ ન હોય, તે કેવું ? આ વાત અમથીબ્હેનને ત્યાંથી મોંઘીબ્હેનને ત્યાં અને મોંઘીબ્હેનને ત્યાંથી ઉજમબ્હેનને ત્યાં ચર્ચાતાં, સર્વાનુમતે નક્કી થયું કે ન્યાતમાં ચાલતા રડવા–કૂટવાના તેમજ બીજા કુરિવાજોનું નિકંદન કહાડવા, એક સ્ત્રીહિતવર્ધિની સભા સ્થાપવી અને તેનું પ્રમુખપદ શોભાવવા કાકીને વિનંતિ કરવી. આ સભાને ન્યાતના કેટલાક સુધારકો તેમજ યુવાનવર્ગનો ટેકો હોવાથી, ન્યાતની વાડીમાં ન્યાત તેમજ પરન્યાતનાં સંભાવિત બાનુઓ તેમજ ગૃહસ્થોના મેળાવડામાં આ સભાની સ્થાપના જાહેર થઈ. આ સભાની સ્થાપનાથી સુધારકો તેમજ યુવકોએ માની લીધું, કે અમારી ન્યાત પંજાબમેલની ઝડપે પ્રગતિ કરી રહી છે. સુધારકોને લાગ્યું કે આ બૈરાંઓ મંદિરે કે હવેલીએ જઇ ટાયલાં કૂટે, તે કરતાં આવી સભાઓમાં 'જ્ઞાનગોષ્ટિ' કરે તે બહેત્તર છે. એમને લાગ્યું કે બૈરાંઓ કોઇ મરણ પામેલાની પછવાડે પાથરણું રાખી રડેકુટે, તે કરતાં મરનાર માટે શોકસભા ભરી તેમાં શોકપ્રદર્શક ઠરાવ ઉપર ભાષણો કરી, એ ઠરાવ મરનારનાં સગાંઓને મોકલી આપવામાં વધારે શિષ્ટાઇ હતી; અલબત્ત, જ્ઞાતિના રૂઢીચુસ્ત માણસો તો આવા સુધારાની વિરૂદ્ધ જ હતા, પણ કેટલાક સંસ્કારી સજ્જનોનેય લાગતું કે એક વસ્તુનો સ્થાન પલટો કે તેનો રૂપપલટો, તે કાંઇ તેનો હ્રદયપલટો કહેવાય નહિ અને હ્રદયપલટા સિવાય ખરો સુધારો અશક્ય છે. તેઓ તો એટલી હદ સુધી માનતા, કે આપણી કેટલીક સુંદર હેતુવાળી યોજનાઓને કહેવાતા સુધારકોએ એટલી બધી વિકૃત અને અર્થવિનાની કરી નાંખી છે, કે એ સુધારાને તો એમજ કહેવું જોઇએ કે ' જા, બાપુ ! જા; સ્વસ્થાને ગચ્છ્ા તને છે, સો સો સલામ ! ' એ જેમ હો, તેમ હો; અમારી ન્યાતના બુલડોગી ચીવટ ધરાવનારા સુધારકોએ તો સ્ત્રીહિતવર્ધિની સભાની સ્થાપના કરી સુધારાનો ડંકો વગાડી દીધો.

આજે હિતવર્ધિની સભાનો મેળાવડો હતો, સભાસ્થાનને આસો-પાલવનાં તોરણોથી આરાસ્તે કરવામાં આવ્યું હતું. હિંદુઓના દેવદેવીઓની છબીઓ ટાંગી, તેને પુષ્પહાર પહેરાવવામાં મુર્તિપૂજાની ગંધ આવી જતી હોવાથી તેને બદલ પ્રસિદ્ધ દેશભક્તોની છબીઓ ટાંગી, તેને ફુલના હારથી શણગારવાનો સુધારો કરવામાં આવ્યો હતો. ગીતાના શ્લોકો કે બીજાં સંસ્કૃત સુભાષિતો કે તેનાં ગુજરાતી ભાષાંતરોના મુદ્રાલેખોને બદલે, આધુનિક કવિઓની કવિતાઓની સુધારાપરની આવેશભરી ગઝલોનાં ચિત્રામણવાળાં પાટીઆં સ્થળે સ્થળે ટાંગી દેવામાં આવ્યાં હતાં. આમ સભાસ્થાનનું વર્ણન કરવા બેસીએ તો પાનાં ભરાય. પણ ટુંકમાં શ્રોતૃવર્ગની બેઠકથી માંડીને સભાની અન્તે ગોઠવાયલી મીજબાનીની યોજના સુધી સર્વમાં સુધારાએ પોતાનો અડ્ડો જમાવેલો જણાઇ આવતો હતો.

સભાનું કામ વખત કરતાં જરા મોડું શરૂ કરવામાં આવ્યું હતું. વેવાઇને ત્યાંથી મોસાળું કે કલવો આવતાં મોડું થતાં બિચારા વરરાજાની અને સાજનિયાની બેસી બેસીને ડુંસ નીકળી જાય છે તેમ આજની સભાના પ્રમુખ બ્હેન યવનિકાબાઇને સભામાં આવતાં મોડું થતાં બિચારા સભાજનોની ધીરજ કસોટીએ ચઢી. આખરે 'સૌ સારૂં, જેનું છેવટ સારૂં;' એ ન્યાયે પ્રમુખની આમદ થતાં સભામાં તેજી આવી ગઇ. પ્રમુખની ચુંટણી થઇ, ઇશ્વરસ્તવન થયું અને સભાનું કામ સરાણે ચઢયું. સભાના સેક્રેટરી ઉજમબ્હેને એમના પતિશ્રીએ લખી આપેલો સભાનો વાર્ષિક 'રપોર્ટ' કડકડાટ વાંચ્યો. પછી સંવાદ, ગરબા વગેરે કાર્યક્રમ આટોપવામાં આવ્યો. છેવટે યવનિકાબાઇ 'બે બોલ' કહેવા ઉઠયાં:

પ્રિય બ્હેનો,

તમારી સભાનું કામકાજ જોઇને મને ઘણો આનંદ થયો છે. તમારો હું ઉત્તરોત્તર એવી જ વૃદ્ધિ ઇચ્છું છું. સભાના વાર્ષિક હેવાલમાં તમારાં મંત્રીએ જે એમ જણાવ્યું, કે તમારામાંથી કેટલીક

બ્હેનો મંદિરે જઇ કુથલી કરતી હતી, તેને આવી સભાની સ્થાપનાથી સારો લાભ મળ્યો છે; તેઓ હવે મંદિરે જઇ કુથલી કરવા કરતાં અહીં આવી તુલનાત્મક દૃષ્ટિએ વિવેચના કરતાં શીખ્યાં છે, એ જાણી મને ભારે આનંદ થયો છે. આવી સભાઓ તરફ ઇર્ષ્યાની દૃષ્ટિએ જોનારા માણસો તમને કહેશે, કે એ કુથલી અને તુલનાત્મક દૃષ્ટિએ થતી કહેવાતી વિવેચના વચ્ચે સહેજ પણ ફરક નથી, તેને તમે જવાબ દેજો કે મંદિરોમાં થતી વાતો કુથલી જ કહેવાય અને આવી સભાઓમાં થતાં ભાષણો કે ચાલતી વાતો તે તુલનાત્મક દૃષ્ટિની વિવેચના જ કહેવાય. ( તાળીઓ ) બ્હેનો ! એક તરફ ગરીબાઇથી આપણો દેશ પીડાય છે, ત્યારે આપણાં મંદિરોમાં છપ્પનભોગ અને અન્નકૂટ થાય છે, એ કંઇ થોડું લજ્જાસ્પદ છે ? એ વાત ખરી છે કે એ છપ્પનભોગ કે અન્નકૂટના પૈસાની છેલ્લામાં છેલ્લી પાઇ દેશમાં જ રહે છે: તે સાથે એ વાત પણ ખરી કે ભાવિકો એને પ્રભુની પ્રસાદી માની, એનો અપવ્યય કરવામાં પોતે પાપ સમજતા હોવાથી, એ અન્નનો એકેએક દાણો પવિત્ર ગણાય છે, તો પણ મીસ મેયો જેવી બાઇને આપણા આવા અન્નના ઢગલા જોઈ કેવી ઘૃણા થાય તેનો ખ્યાલ કરો. અરે, પ્રભુ જો આટલું બધું ખાય તો તેને જરૂર અપચો જ થાય, ( એક અવાજ—ના, ના; પ્રભુ તો આખી દુનિયાને ખાઇ જાય તોયે ભૂખ્યાને ભૂખ્યા જ. )

બ્હેનો, ખરી વાત છે ! હું જાણું છું કે મારા આમ બોલવાથી તમારી નાજૂક લાગણી દુખાતી હશે. પણ સ્નેહી હોય તે જ કડવું પાય, એમ માની મનમાં કંઇ ખોટું લગાડશો નહિ. બ્હેનો ! હેવાલમાં તમારાં મંત્રીશ્રી જણાવે છે કે એક દિવસ તમે ચટણી, રાયતાં, મુરબ્બા, જાત જાતની મીઠાઇ, વગેરે ખાદ્ય પદાર્થોનું પ્રદર્શન ભરી તેમાં હરીફાઇ ગોઠવી હતી, એ જાણી મારા અંતરમાં આનંદ સમાતો જતો નથી. તમને કોઇ મૂર્ખ માણસ એમ કહે કે પ્રભુ નિમિત્તે થતા છપ્પનભોગોનું અને અન્નકૂટોનું, તમારા ખાદ્ય પદાર્થોનું

પ્રદર્શન અને હરીફાઇઓ વિકૃત સ્વરૂપ છે, તો તેને તમે હસી કહાડજો અને કહેજો, કે બ્હેનોના આવા સુંદર પ્રયાસની નિંદા કરતાં તમને લાજ નથી આવતી? (તાળીઓ) બ્હેનો! મને એ જાણીને ભારે આનંદ થયો કે તમે વનરાજીથી ભરેલા સુંદર પ્રદેશ કાશ્મીરની એક ટ્રીપ પણ ગોઠવી હતી: તે વખતે પુરૂષવર્ગે પણ તમને સાથ દીધો હતો. આપણા મહારાજો વ્રજપરિક્રમાની યાત્રા ગોઠવી વખત અને પૈસાનો ખોટો વ્યય કરે છે, તે કરતાં તમારી આવી 'ટ્રીપ' તમારા જ્ઞાનમાં અને જીવનમાં અતિ વૃદ્ધિ કરનારી થઇ પડે, એમાં મને તો લેશ માત્ર શંકા નથી. બ્હેનો! મારે બોલવાનું હજી ઘણું છે અને વખત ઘણો થઇ ગયો છે. તમારામાંથી ઘણાંને ઘેર જઇ રસોઇપાણી કરવાનાં હશે તથા રડતાં છોકરાંઓને સંભાળવાનાં હશે. જેને ત્યાં ભટ, ચાકર ને આયા હશે, તેને માટે મને ફિકર નથી, પણ બધાંને ત્યાં કાંઇ એવી સાહેબી હોતી નથી. તેથી આજની સભાને લીધે ઘેર જતાં મોડું થાય અને કોઇ બ્હેનના આકળા સ્વભાવના વર મોડું થવા માટે બે આકરા શબ્દો કહે તો તેને શાંતિથી કહેજો કે વરસમાં એક દિવસ જરા મોડું થાય અને છોકરાં રાખવાં પડે, તેમાં અકળાઇ શેના ગયા? આ તો અમે અમારી બહુ મહત્ત્વવાળી સભામાં ગયાં હતાં; કંઇ મંદિરે ભટકવા નહોતાં ગયાં. તમારા પતિ સભાનું નામ સાંભળીને ચુપ થઇ જશે; કારણ તે જાણે છે કે મંદિરમાં વાર તહેવાર નિમિત્તે દર્શન મોડાં થતાં ઘેર આવતાં વાર લાગે તો તે જરૂર દોષપાત્ર ગણાય, પણ આવી મહત્ત્વની સભામાં તો સાધારણ રીતે મોડું થાય જ. હજી તો કહો કે તમે રાયતાં, ચટણી, વગેરે ખાદ્ય પદાર્થોનું પ્રદર્શન ગોઠવ્યું નથી: નહિ તો વળી આજે આનાથીય વિશેષ વાર થતે. તમારા પતિ જાણે છે કે મંદિરોની આસપાસ બદમાશો જ ભટકે છે, પણ આવી સભાઓની આસપાસ તેવું થવાનો સંભવ નથી; છતાં આપણે પોલિસ વગેરેનો પૂરતો બંદોબસ્ત રાખ્યો છે, એટલે મોડું થવા માટે તમારા પતિ તમને ઠપકો નહિ આપે. છેવટમાં આપણી ફુલકુંવરબ્હેન જેવાં સુશીલ, વિદ્વાન અને ભાવિક સ્થાયી પ્રમુખ

મેળવવા માટે તમારી સભાને અભિનંદન આપી, હું બેસી જવાની રજા લઉં છું. ( જોસભેર તાળીઓ )

પ્રમુખનો આભાર માનવાનું ફુલીકાકીને માથે હતું, પણ એમને માથે તો વાળ સિવાય બીજું કાંઇ જ નહિ હોય તેમ, એમણે તો એવું અસંબદ્ધ ભચડવા માંડયું, કે ન પૂછો વાત ! સભાના પ્રમુખશ્રી યવનિકાબ્હેનના ભાષણમાં એમને સમજ પડી હશે કે નહિ, તેય પ્રભુ જાણે; કારણ એમણે તો એવું બાફયું કે તે સાંભળી પ્રમુખ પોતે પણ બિચારાં દઘાઇ ગયાં હશે.

સાંભળો ! ફુલકુંવરબ્હેન ભાષણ કરે છે:–

" અલીઓ,

આ તો બાઇ જુલમ થઇ ગયો. આપણાં પ્રમુખસાહેબ કહે છે તેમ, આપણા મુવા લોકોને કંઇ કામધંધો જ નહિ મળે. પાઘડી-ઘાલ્યાઓને બસ ખાઇપીને ધરમની જ નિંદા કરવી છે. મુવાઓને કહીએ કે તમારી મા બ્હેન દીકરીને મંદિરે દરશન કરવા જતાં પહેલાં અટકાવો પછી અમારી વાતો કરો. શું જુલમ છે ! હડહડતો કળજુગ તે આનું નામ ! કહેવત છે કે ' પીર ગયા ડુંગરે ને દેવ ગયા મક્કે; ટોપી, તારા રાજમાં તો ઢેડ મારે ધક્કે ! ' એવા જમાનામાં હવે બાકી શું રહે ? અલીઓ ! મારે બોલવાનું તો ઘણું છે, પણ શેનનાં દરશન ખુલ્યાંની ખબર મારો નટુ હમણાં જ લાવ્યો હોવાથી હાલ તો જેશ્રીકૃષ્ણ ! " આટલું બોલી ફુલીકાકી સભામાંથી ' જે જે ' કરતાં જાય દોડયાં મંદિરે ! બીજી ભાવિક બ્હેનોએ પણ એમનું અનુકરણ કીધું, એટલે સભા બરખાસ્ત કરી સભાપતિજી તથા બાદબાકીમાં શેષ વધેલી બીજી બ્હેનો ' રીફ્રેશમેન્ટ ' તરફ હસતાં હસતાં દોડયાં ! શયનનાં દર્શનની અણધારી ખબરથી પ્રમુખ સુદ્ધાં બીજી બ્હેનોએ માન્યું કે તેઓ ભારે આફતમાંથી બચ્યાં, નહિ તો ફુલીકાકીની ટ્રેનને રોકવી સહેલ વાત નહિ હતી. આખરે સૌ

સારૂં, જેનું છેવટ સારૂં, એમ સમજી 'રીફ્રેશમેન્ટ'ને ઈન્સાફ આપી સૌ ઘરભેગાં થઈ ગયાં.

બીજે દિવસે જબરદસ્ત મથાળા સાથે આ સભાના રંગીન અહેવાલો વર્તમાનપત્રોમાં બહાર પડયાઃ—

## સ્ત્રીહિતવર્ધિની સભાનો મેળાવડો !

પ્રમુખશ્રીએ વૈષ્ણવધર્મના રિવાજોની કાઢેલી સખત ઝાટકણી !

સભાના સ્થાયી પ્રમુખનો 'વોક આઉટ !'

આ તે સભા કે ચોટલાપીંખી કલબ ?

વગેરે વગેરે મથાળાં છાપી મારી, છાપાંઓએ એવું તો વાતનું વતેસર કરી મૂકયું કે ન્યાતના ઘેરઘેર આ સભા ચર્ચાનો વિષય થઇ પડી. સભાના પ્રમુખનું ભાષણ ગંભીર વિચારોથી ભરપૂર હોઇ મનન કરવા લાયક ગણવામાં આવ્યું હતું, ફુલકુંવરબ્હેનને બીજી વખત 'માન સુધ' ઠેકાણે રાખી ભાષણ કરવાની શીખામણ આપવામાં આવી હતી અને સભાનું જોખમભર્યું કામ આસાનીથી પાર પાડવા માટે સભાના મંત્રીઓ તથા કાર્યકર્તાઓને મુબારકબાદી આપવામાં આવી હતી. એકંદરે સભાનું કામ સંતોષકારક અને અનુકરણીય ગણવામાં આવ્યું હતું, પણ એક વખત કમનસીબે સ્ત્રીહિતવર્ધિની સભાને માથે વંટોળીઓ ચઢી આવ્યો અને તેને કરરરભૂસ કરી દીધી. ન્યાતમાં ફુલીકાકીના પિત્રાઇ ભાઇના વિવાહ કોઇ સુધારકભાઇની ઉશ્કેરણીથી ઓછંડાયા હશે, એટલે કાકીનો પિત્તો ખસી ગયો અને સભાની એક બેઠકમાં વિવાહ ઓછંડનાર છોકરીનાં માબાપ તેમજ તેને ઉશ્કેરનાર પેલા સુધારકભાઇની ત્રણ પેઢીને વગરસાબુએ એમણે ધોઇ નાખી. સભામાં આવી ચર્ચાને અપ્રસ્તુત ગણવામાં આવી અને પ્રમુખની લાયકાત સંબંધી વાંધો ઉઠાવવામાં આવ્યો. કાકી તો કહે કે 'કોણ રાંડ–મુવો મારી ઠેકાણે પ્રમુખ થવા આવે છે, તે તો જોઉં! આ તો આપણે જાણ્યું કે કોણ બોલે, કોણ બોલે; એટલે તો બાઇસાહેબો બસ ધોતિયાનો છેડો માથે લઇને ! ફરવા લાગ્યા, ન્યા-

તમાં આવાં આવાં કારસ્થાન થાય અને આપણે તે બાયલાની માફક જોયા કરીએ, એ બાઇ મારાથી તો ન ખમાય. આ લો, તમારૂં પર-મુખપદ ને હું તો આ ચાલી.' બીજી બ્હેનોએ રીસાઇ જતાં પ્રમુખને બહુય સમજાવ્યાં, પણ કાકી કંઇ સમજ્યાં નહિ. તે લોકોએ ઘણું ઘણું કહ્યું કે ન્યાતની વાતને અને સભાને કંઇ લાગે વળગે નહિ, પણ કાકી તો એકનાં બે ન થયાં. એમણે તો બસ જીદ જ લીધી કે એ જેને કહે તેને ન્યાતબહાર મૂકવામાં આવે, તો જ એ સભાના પ્રમુખ તરીકે ચાલુ રહે, આ વાત અશક્ય હોવાથી પ્રમુખની પાછલી સેવાઓની નોંધ લઇ, ઘણી દીલગીરીની સાથે પ્રમુખનું રાજીનામું સ્વીકારવામાં આવ્યું, પણ આ બનાવથી સર્વનાં મન ખાટાં થઇ ગયલાં હોવાથી, કાકી કરતાં બીજા વધારે લાયક પ્રમુખ શોધવાનું કોઇને સૂઝયું નહિ અને આખરે સભાનાં ભંડોળ તથા તેની બીજી અસ્કયામત બાબત ' હાથમાં તેના મોમાં ' જેવું કરી, સભાનું ' પાથરણું ઝાટકી ' સૌ સભ્યો ઉભા થયાં અને ' ગોડ સેવ ધી કવીનનું ' રાજગીત ગાતાં બીજાં વધારે મહત્ત્વનાં કામે લાગી ગયાં !



# મકનકાકાને "માનપત્ર"

'અરે, સાંભળો છો કે? આ કોઇ આવ્યું છે.' ફુલીકાકીની બૂમ સાંભળી મકનકાકા કાછડી ખોસતા ઘરમાંથી બહાર આવ્યા.

'જેશ્રીકૃષ્ણ, શેઠ સાહેબ!' આવનાર ગૃહસ્થે કહ્યું.

'જેસીકસ્ન! કેમ, સું હુકમ લાઇવા છો?' મકનકાકાએ પૂછ્યું.

'હુકમ તો કશોય નથી, પણ તમને તસ્દી આપવા આવ્યા છીએ.'

'બોલો, સી તસ્તી છે?'

'તસ્દી તો એમ છે કે આપણી ન્યાતના ત્રણ ચાર સાહેબોએ એવો વિચાર કીધો છે, કે તમારા જેવા લાયક ગૃહસ્થે મ્યુનિસિપાલિટીની મેમ્બરશીપ હાથ કરી આપણી ન્યાતનું નાક રાખ્યું; એટલું જ નહિ, પણ આપણા આ વહાલા વતન સુરતનીય નોક જાળવી, તે માટે તમને મુબારકબાદી આપવા સારૂ આપણી ન્યાતનો એક મેળાવડો ન્યાતની વાડીમાં કરવો.' આવનાર ગૃહસ્થની અટક મિ. ગલગોટા હતી, તેમણે કહ્યું.

'વાહ, વિવાહથી રૂડું સું? પણ હહરીની વાત એમ છે, કે આ મિનિહિપાલિટીના મેમ્મર થતાં ખરચનો હિસાપ કહાયરો, તો આજદિન સુધીમાં હહરીનો બે હજાર હુધી તો તે પૂયગો છે ને હજી નાથીઆનો આંકરો તો ઉભો જ છે; તે આવા દુકાળના વખતમાં તમે વળી અધિક માસ કહાં લાવી લાવખો?' મકનકાકાએ કહ્યું. એ સમજ્યા કે મુબારકબાદીનો મેલાવડો, એટલે કંઇ ન્યાતમાં ઓચ્છવ જમાડવાની વાત હશે! મિ. ગલગોટા કંઈ કાચા નહિ હતા; એમણે એ તાર પકડી લીધો અને પતંગ ચગાવવા માંડયો!

'અરે, શેઠ! તમારા જેવાને વળી દુકાળ શો ને અધિક માસ શો? બે હઝાર થયા, ત્યાં બસો ત્રણુસો વધારે! એમ શું કરો છો શેઠીઆ! કેવું મઝેનું નામ રહી જાય ને વળી વાહ વાહ કહેવાય તે તો જુદી! માની જાઓ, શેઠ! બસો ત્રણુસો તો આજે ખરચેલા આવતી કાલે મળી આવશે, પણ ગયા અવસર ને વણુસેલા મેહુલા પાછા આવશે નહિ! પછી તો સાહેબની જેવી મરજી.' મિ. ગલગોટાએ બાજી ગોઠવવા માંડી.

પણ મકનકાકા, આવી મહત્વની બાબતમાં ફુઇબાની સલાહ લીધા વગર કોરે પાને મતું આપે, એવા કાચા ન હતા. એમણે કહ્યું: 'એને પૂછીને સલાહ પડહે, તેમ કરીહું; તમે પાછા કાલે આ વખતે આવજો.'

'એને પૂછો, ચારને પૂછો; પણ ત્રણુસો ચારસો—'

'તનસો ચારસો? હમણાં તો તમે બસો તનસોની વાત કરી!'

'અરે, શેઠ! સો આમ કે સો તેમ; હિસાબ કોણ કહાડવા ગયું છે કે આટલા થશે! અમે બને તેટલી કરકસરથી કામ કરીશું અને વધશે, તે ન્યાતના ફંડમાં જમે કરાવીશું! એ તો ઘી કયાં ઢોળાયું તો કે ખીચડીમાં ને ખીચડીમાં! ચાલો બેસો; જેશ્રીકૃષ્ણ: કાલે પાછો આ વખતે આવીશ.' વધારે વાત કરવામાં વખતે મામલો વણુસી જાય, એ બ્હીકે મિ. ગલગોટાએ હવે રૂખસદ લેવી ઠીક ધારી. એ ગયા કે લાગલા જ મકનકાકા ફુઇબા પાસે આવ્યા.

'કંઇ હાંભળ્યું? આ નાતવાળા તો ઓચ્છવની વાત લાઇવા છે! મારા મનમાં કે તમારી સલાહ વિના એકદમ હા પાડી દેવી નહિ, તેથી પાછા કાલે બોલાયવા છે!'

'તે ઘેર દીકરો શો પરણ્યો, કે ઓચ્છવ લેવા નીકળ્યા?' ફુઇબાએ પૂછ્યું.

'એ તો કે'છ કે મેમ્બર થયા, તેની ખુશાલીમાં!' મકનકાકાએ કહ્યું.

'એ તો કે'સ્તો ! કંઇ ખરચનો આંકડો કઢાડયો ? ધારી-દુધપાક કરીએ તોએ પાતળ દીઠ રૂપિયો ગણુતાંય, કેટલા રૂપિયા થાય ? એ નાતવાળા તો નવરા મૂવા !' ફઇબાએ કહ્યું.

'મેં મનમાં ને મનમાં હિસાબ ગોઠવી કહાયરો તો લાગે છ કે તનસોથી વધારે નઇ થાય ! આપણી નાત કેટલી ?'

આખરે ભારે લમણાઝીક પછી ઠર્યું કે મકનકાકાએ ન્યાતને ઓચ્છવ કરવાની હા પાડવી. ઓચ્છવ કરવાની તરફેણમાં ફઇબાને જબ્બરમાં જબ્બર દલીલ એ જડી કે મકનકાકાને ત્યાં આવતાં પાંચ છ વરસ સુધી બીજું કોઇ શુભ કારજ આવતું જ નહિ હતું; એટલે ચાલી ચલાવીને આવેલો ઓચ્છવ જમાડવાનો આ પ્રસંગ જવા નહિ દેવો.

બીજે દિવસે વખતસર મિ. ગલગોટા 'જેશ્રીકૃષ્ણ' કરતા આવી બેઠા. 'કેમ, શેઠ ! શો વિચાર કીધો ? તમારી પાસેથી નીકળીને હું આપણી ન્યાતના શેઠને મળ્યો અને બીજે પણ બે ત્રણ ઠેકાણે જઇ આવ્યો બધાએ કહ્યું, કે આ પ્રસંગ ચુકવા જેવો નથી !'

'ઠીક જોકાવો તીઆરે ! આઇવા તીઆરે હું લાઈવો છ ને જૈહું તીઆરે હું લૈ જવું છ ? કહાં રાનનો નાચ કરાવવામાં પૈહા લાખવાના છે જે ?' મકનકાકા જીવના દિલાવર થઇ ગયા.

'અરે, શેઠ ! રાંડનો નાચ કેવો ને વાત કેવી ? એ તો ઠીક; આજે તમે મ્યુનિસિપાલિટીના મેમ્બર થયા ને કાલે ઉઠીને લેજીસ્લેટીવ કાઉન્સીલનાય મેમ્બર થાઓ, એમ અમે શ્રીઠાકોરજી પાસે માગીએ છીએ, પણ આવા રૂડા પ્રસંગો એમને એમ જવા દઇએ તો નાતવાળાને કેવું નીચું જોવાનું થાય ? સુઉઉ !' કરીને મિ. ગલગોટા ધોતીઆને છેડે પંખો ખાવા લાગ્યા.

'ઠીક તેરે; લહરીના ગોરને બોલાવી હાજનાનાં નોતરાં દેવાડી લાખો.'

'અરે, શેઠ! એમાં સાજના બાજનાની કંઈ જરૂર નથી. આ ક્યાં ફંડ ઉઘરાવીને કરવાનું છે, કે જેની વાત! બધું ઈંગ્લિશ સિસ્ટમ પ્રમાણે કરવાનું છે. એ બધું અમે ઉકલી દઈશું! તમે તમારે જોયા કરો અને તમારે આ બાબતમાં બહુ હોહા કરવી નહિ. લોકો નહિ તો તમને પીંખી ખાશે કે માનચાંદના ભૂખ્યા છો; અને હાં, શું કહેતો'તો હું? અરે હા, યાદ આવ્યું. એક ત્રણસો રૂપિયા મને આપી રાખો કે ગાલ્લું આગળ ચાલતું થઈ જાય! તમારે જોઈએ તો ન્યાતના શેઠને ત્યાં મોકલાવો; મને એમાં અડચણ નથી.'

જ્યાંસુધી વાત સુક્કેસુક્કી ચાલતી હતી, ત્યાંસુધી તો બધું ઠીક ચાલ્યું, પણ જ્યાં રૂપિયાની વાત આવી, ત્યાં મકનકાકાનું 'એનજીન સીક' પડી ગયું. 'રૂપિયા! એની હું જરૂર છે, અત્તારથી? નાથીઆને તૈંયાં મારૂં ખાતું છે, તૈંયાથી હું ભાવ બાવ પઢીને તેલ અને અનાજપાની તો મોકલી દઈસ; પછી આ અરચુરણ પરચુરણના સો રૂપિયા તો બસ છે!' મકનકાકાએ કહ્યું.

'અરે, શેઠ! અમને તો તમારો વિશ્વાસ છે. ખાવા પીવાની સર્વ ગોઠવણ અમે કરી લઈશું. હાલ જોઈએ તો સો રૂપિયા આપજો; બાકીના રૂપિયા હિસાબ જોઈને આપજો, પછી કાંઈ છે? કંઈ રૂપિયા લઈને ભાગી તો નહિ જઈએને?' મિ. ગલગોટા જરા ઉંચા ગયા!

'એમ હહરીનો કોન કે'ચ, કે તમે રૂપિયા લઈને નાહી જહો! વારૂ, ઠીક તીઆરે, આજે હાંજના હું દર્શન કરવા જઈશ. તેર રૂપિયા નાતના હેઠને આપતો આવા.' મકનકાકાએ કહ્યું.

'ભલે, તેમ તો તેમ. હું શેઠને મળીને આમંત્રણપત્રિકા ને માનપત્ર વગેરે છાપવાનું કામ કાલથી જ શરૂ કરી દઈશ.'

'એમાં છપાવવાનો ખરચ હું કામ કરવો જોઈએ? નાતગોરને દાના આપીએ છ તે અમથા?'

'મુરબ્બી! આ બધું ઈંગ્લિશ સિસ્ટમથી કરવાનું છે. તમે

એમા નાહ સમજો ! તમે તમારે તૈયાર થઇને ‘ પાટલે ’ આવીને બેસજો કે થયું ! ’

‘ એ ઇંગલીસ ફીંગલીસમાં હું નહિ હમજું ! જોઇએ તેમ ફોડો માથું ને કહારો રાતું ! હું ને છોકરાઓ તો પાટલે આવીને બેહવાના ધની ! ઘરમાંથી ‘ એ ’ તો નાતમા કસે જતી જ નથી કે તેની પીરા ! ’

‘ અરે, સાહેબ ! ફુલીબ્હેન વગર તો ત્યાં પાટલો નહિ ફરે ! ભલે, એ કંઈ નહિ ખાય; પણ આવીને જુએ તો ખરાં ! પૈસા તમે ખર્ચો ને ‘ ઘરનાં છોકરાં ઘંટી ચાટે ’વાળી વાત કેમ બને ? ’ મિ. ગલગોટાએ ભરમમાં વાત કરી.

‘ એ આવે તો અહીં કયા હહરીનાને તેની ના છે ? પણ વારૂ, બૈરાંની પંગત... ’

‘ બૈરાં મરદ એકઠાં જ બેસશે ! ચાલો, બેસો શેઠ ! જેશ્રીકૃષ્ણ ! દિવસ બિવસ નક્કી કરીને હું તમને પાછો મળીશ. ’ એમ કહી મિ. ગલગોટા વિદાય થયા.

સાંજના દર્શન કરીને કહ્યા મુજબ, મકાનકાકા સો રૂપિયા લઇને ન્યાતના શેઠને ત્યાં ગયા.

‘ આવો, શેઠ ! આવો, શેઠ ! કંઈ ઘણે દહાડે ? ’ શેઠે આવકાર આપતાં કહ્યું.

‘ હું કરીએ ? નાતના શેઠ તમે પયરા, એટલે આયવા વગર કૈં છૂટકા છે ? ’ મકનકાકાએ ગાદીપર તકીઆને અઢેલી બેસતાં કહ્યું.

‘ બોલો, શેઠ શો હુકમ છે ? ’

‘ હુકમ તો બીજો કૈં નહિ, પણ આ રૂપિયા લઇને આઇવો છ ! ’ મકનકાકાએ ખીસામાંથી રૂપિયા કહાડતાં કહ્યું.

‘ અરે, હા ! મિ. ગલગોટા આજે બનતા હતા ખરા, કે તમે મેમ્બર થયા, તેની ખુશાલીમાં ન્યાતમાં કંઇ કરવા માગો છો ! રૂપિયા મૂકતા જાવ; એ આવશે, એટલે એને પૂછીને જે વ્યવસ્થા કરવાની

હશે, તે કરીશું. વારૂ, ફુલકોરબહેન કેમ છે? છોકરાંઓ ખુશીમાં તો ખરાં ને?' શેઠે રૂપિયા લેતાં લેતાં પૂછ્યું.

'બધાં ખુહીમાં છે! આ હવરે હો રૂપિયા આઈલા છે; બીજા રૂપિયા હિસાબ થયે આલીહું! અને જુઓ, હેડ! કરકહરથી કામ લેજો. મારા જેવા ગરીબને મારી લાખતા નહિ. એ તો મને તમારો પૂરન ભરોહો છે, તેથી રૂપિયા આઇલા; બાકી બીજા કોઇ હહરીનાને આ કલજુગમાં એ ધોળાબાઈ હોંપાય નહિ તો!' એમ કહી મકનકાકા જવાને ઉઠયા.

'અરે, બેસો બેસો; ચા મૂકાવી છે, તે પીને જાઓ.' બહુ ભાવ ખાધા પછી મકનકાકા બેઠા અને ન્યાત સંબંધી ઇધરઉધરની વાતે વળગ્યા. એટલામાં ચા આવી, તે પી પાનસોપારી ખાઇ મકનકાકા, ન્યાતના શેઠે કીધેલા સ્વાગતથી ફુલાતા ફુલાતા ઘેર પહોંચ્યા!

આ બનાવ પછી બીજે દિવસે મિ. ગલગોટા ન્યાતના શેઠને ત્યાં ગયા અને મેળાવડામાં શું શું કરવું, તે બાબતનો ન્યાતના શેઠની સાથે ઉહાપોહ કીધો.

'તમે ભાઇ જબરા તો ખરા! આવા કરકસરીઆ કાકા પાસે પોતા માટના જ મેલાવડા માટે તમે રૂપિયા કઢાવ્યા એ કાંઇ જેવી તેવી બહાદુરીનું કામ નહિ કહેવાય!' શેઠે મિ. ગલગોટાને ધન્યવાદ આપતાં કહ્યું.

'અરે, શેઠ! વાત બધી ભરમમાં છે. એ જૂના વિચારના લોકો આમ કરકસર કરે ને માખીમાંથી ઘી નીચોવે, પણ જ્યાં જમવા જમાડવાની વાત આવે, ત્યાં અજબ છે કે એ લોકો બસ ઢુલા થઇ જઇ કોથળીનાં મોં છૂટાં મૂકી દે! મેં એમને મેળાવડાની વાત કરી, ત્યારે એ સમજ્યા ઓચ્છવ, પછી તો હું કયાં કાચો હતો!' મિ. ગલગોટાએ કહ્યું.

'પણ ઓચ્છવને બદલે મેળાવડો નીકળશે ત્યારે?' શેઠે પૂછ્યું.

'ત્યારે શું ? એ તો પડશે, તેવા દેવાશે ! વળી ઓચ્છવ એટલે ઇંગ્લિશ સિસ્ટમનો મેળાવડો નહિ, તો બીજું શું ? પહેલાં લોકો આમ ઓચ્છવ જમાડનારને શાલ આપતા; આપણે એમને માનપત્ર આપીશું ! ઓચ્છવમાં, તે કરનારને પૈસે બધું થાય અને નોતરાં તેના નામનાં કહેવાય. માનપત્રની મેળાવડા–પાર્ટીમાં કોઇ કોઇ ખાનગી પૈસા આપે અને તે થાય બીજાને નામે ! આટલો ઓચ્છવ ને મેળાવડામાં ફેર તો ગુજરાતી ને વિલાયતી પદ્ધતિ વચ્ચે રહેવાનો ને રહેવાનો. વળી મેળાવડાને અંતે ઉપાહારની વ્યવસ્થા પણ રાખેલી છે, એટલે ભરમ કેડ સુધી હાંકયે રાખવામાં વાંધો નહિ આવે ! કેમ, શેઠ ! ખરૂં કહું છું ને ?' મિ. ગલગોટા હસતા હસતા બોલ્યા.

'એ ભરમ બરમની વાત તમે જાણો, પણ એમણે મારાપર પૂર્ણ વિશ્વાસ મૂકયો છે, એટલે મારી જોખમદારી બેવડાય છે. મેળાવડો એમને ખર્ચે ભલે થાય; પણ વાત આટલી હદે આવી છે, ત્યારે હું તમને નિરાશ કરવા નથી માગતો; પણ એટલું તો હું જરૂર જોઇશ કે કોઈ ખોટી રીતે પૈસા વેડફી મારવામાં નથી આવતા ! વળી મારી તમને આ પણ સલાહ છે, કે મેળાવડાની વાત તમારે એમને સ્પષ્ટ રીતે સમજાવવી.'

શેઠની વાત સાંભળી મી. ગલગોટા કંઇક લેવાઇ ગયા, પણ પછી મોં ઠેકાણે રાખી બોલ્યા: 'શેઠ ! મારેય એમ વિચાર છે; બાકી મેં એમને ઓચ્છવની વાત કરી જ નથી. હવે એ પોતે મેળાવડાને ઓચ્છવ સમજે, તેમાં હું શું કરૂં ?'

આમ વાર્તાચિત થઇ રહ્યા પછી, મેળાવડાના કાર્યક્રમ સંબંધમાં વાત નીકળી. અંતે એમ ઠર્યું કે મેળાવડાનું સર્વ કામકાજ મિ. ગલગોટા અને શેઠના મુનિમે મળીને કરવું. માનપત્ર પૈસા આપીને કોઇ સારા લેખક પાસે લખાવવું અને તે કળામય રીતે છપાવી, તેને–સુરતની વિખ્યાત કારીગરી–સુખડની પેટીમાં મુકી આપવું. પ્રમુખ ન્યાતના શેઠ થવું. ઇશ્વરસ્તવન, સંવાદ, એક બે ભાષણ, પછી મેળાવડાને

અંતે ઉપાહારમાં ચ્હા, ચેવડો, મમરાસેવ, વગેરે ભૂસું: બરફી, પેંડા, ઘારી, વગેરે મીઠાઇ અને ફળાં મફરજન વગેરે સુકો લીલો મેવો તેમજ આઇસક્રીમ વગેરે રાખવાં. આમ નક્કી કરી મિ. ગલગોટા ઉઠયા અને બીજા દિવસથી મેળાવડાના કામે વળગ્યા.

માનપત્ર લખવાનું તેમજ તે કળામય રીતે છપાવવાનું કામ મિ. ગલગોટાએ પોતાની ઓળખાણના એક ગ્રૅજ્યુએટ થયલા લેખકને સોંપ્યું. ત્યારપછી આમંત્રણપત્રિકાઓ પણ છપાઇ ગઇ અને બીજા કાર્યક્રમનીય વ્યવસ્થા થઇ ગઇ, એટલે આખરે મેળાવડાનો દિવસ પણ હોળી માતાના ઘેરૈઆની જેમ ધમધમ કરતો આવી પહોંચ્યો.

તે દિવસે ન્યાતની વાડી આસોપાલવનાં તોરણોથી આરાસ્તે કરવામાં આવી હતી. પ્રેક્ષકો માટે ભાડાનાં કોચ ખુરસીની વ્યવસ્થા રાખી હતી. પ્રેક્ષકોની સામી બાજુએ એક ઉંચા મંચ ઉપર નાના પાયાપર નાટયગૃહ જેવું બનાવવામાં આવ્યું હતું. પ્રમુખ તથા બીજા સંભાવિત ગૃહસ્થોને બેસવાની ગોઠવણ ત્યાં જ કરવામાં આવી હતી. મેળાવડાને રીઝવવા એક 'સ્ટ્રીંગ બેંડ' પણ બોલાવવામાં આવ્યું હતું. સભાનો સમય સાંજના છ વાગતાનો રાખવામાં આવ્યો હતો. મકનકાકાને કહેવામાં આવ્યું હતું, કે એમણે વખતસર બૈરાં છોકરાં સાથે સભામાં હાજર થવું: તે મુજબ કેમ જાણે ઓચ્છવમાં ન જવાનું હોય તેમ, રેશમી અંઓટીઉં પહેરી, તે ઉપર કસીને રેશમી રૂમાલ બાંધી ગળામાં હીરાકણીના કંઠી અને હાથમાં સોનાનાં કલ્લાં પહેરી ખુલ્લે દિલે મેળાવડામાં જવા વખતસર તે તૈયાર થઇ ગયા. છોકરાં-ઓએ રેશમી લેંઘો અને રેશમી કબજો પહેર્યાં અને તે ઉપર કંદોરો કંઠી વગેરે દાગીના ચઢાવ્યા. ફુલીકાકીએ તો ન્યાત તજી હતી, તોય તે જોવાનો લ્હાવો લેવા પોતાને સાસુજીના વારસામાં આવેલું પાટણનું પટોળું પહેરી તૈયારી કીધી. ફૂઇબા પણ ખાસ આમંત્રણને માન આપી મેળાવડામાં જવા અમદાવાદી પોમચો પહેરી સજ્જ થઇ ગયાં. સૌ તૈયાર થઇ બળદના સીધરામમાં મરઘાંનાં ડાળાંની માફક દબાઇ

ચપાઇને બેસી, પહોંચ્યાં ન્યાતની વાડીએ! ગાડી આવી, વાડી આગળ ઉભી રહેતાં, મિ. ગલગોટાની સૂચના મુજબ સ્ટ્રીંગ બેંડે સ્વાગતનું ગીત વગાડયું. મિ. ગલગોટા સાથે બીજા એક બે ગૃહસ્થ મકનકાકા અને એમનાં ફેમીલીની એસ્તેકબાલ કરવા સીગરામ આગળ આવ્યા. મકનકાકાનો વેશ જોઇ સૌને આશ્ચર્ય થયું, પણ કંઇ અપમાન જેવું ન લાગે, એ બીકે સૌએ હાસ્યને મહા મુશીબતે ખાળી રાખી, મકનકાકા તેમજ 'સાથ સર્વે'ને લાવી કોચ ઉપર બેસાડયાં. એમનો અવતાર જોઈ પ્રેક્ષકોમાં પણ ધીમું ધીમું હાસ્ય ફરી વળ્યું. પ્રમુખ થનાર ન્યાતના શેઠને લાગ્યું, કે મિ. ગલગોટાએ મકનકાકાને મેળાવડાનો હેતુ બરાબર સમજાવ્યો લાગતો નથી. વધારે ફારસ થતો અટકે, તેથી વખત થતાં જ મેળાવડાનું કામકાજ શરૂ કરવા એમણે મિ. ગલગોટાને સૂચના આપી. જેમ મકનકાકાનો વેશ જોઇ પ્રેક્ષકો આશ્ચર્ય પામતા હતા, તેમ મકનકાકા પણ બીજાઓના ઢંગ જોઇ અજાયબ થયા હતા, પણ ખાવાપીવાની ગોઠવણ મેળાવડાને અંતે રાખવામાં આવી છે, એમ જાણી એમની અજાયબી કંઇક અંશે નિવૃત્ત થઇ! આખરે પ્રમુખ નીમાઇ કામકાજ શરૂ થયું, એટલે બરાબર વખતે જ, મેટ્રીકની પરીક્ષામાં બેઠેલા છોકરાઓને સવાલપત્રક મળે તેમ સભાજનોમાં માનપત્ર તેમજ બીજા કાર્યક્રમની છાપેલી પત્રિકાઓ વહેંચવામાં આવી. પ્રમુખસાહેબ પણ છેક આ જ વખતે માનપત્ર વાંચવા પામ્યા હતા! આશ્ચર્યચકિત નેત્રે ઇશ્વરસ્તવન દરમ્યાન, માનપત્ર મનમાં ને મનમાં વાંચી રહ્યા, એટલે એમણે મિ. ગલગોટાને પોતાની પાસે બોલાવ્યા:

'મિ. ગલગોટા! બહુ જ દિલગીર છું કે આ ફારસ ભજવવાની ફરજ મારે માથે આવી! જો માનપત્ર મેં પહેલેથી જ વાંચી લીધું હોત તો તે આખુંય હું ફેરવી નાંખતે, પણ તમારાપર વિશ્વાસ રાખ્યો મેં એ બાબતની કંઇ પણ કાળજી રાખી નહિ. મિ. મકનદાસથી બીલકુલ અજાણ્યા સખ્શે આ માનપત્ર લખ્યું હોય એમ લાગે છે.

કેટલી બધી ઉરાંગઉટાંગ વાતો ઠોકી છે એમાં?' પ્રમુખસાહેબે કાનમાં પણ કંઇક ગરમ થઇને મિ. ગલ્લગોટાને ઝાડયા.

'અરે, સાહેબ! માનપત્ર તો એમ જ લખાય! કદાચ આપ આવા મેળાવડામાં આ પહેલા જ આવતા હશો, તેથી આપને એમ લાગે છે: બાકી આપને હું ખાત્રી આપું છું કે આમાં ઉરાંગઉટાંગ જેવું કશુંય નથી; છતાં આપની આજ્ઞા એમ હોય કે માનપત્ર મારે વાંચવું તો ભલે, મને તે શિરોમાન્ય છે!' મિ. ગલ્લગોટાએ પ્રમુખના કાનમાં મોઢું ખોસી કહ્યું.

દરમ્યાન એ બાળાઓનું ઇશ્વરસ્તવન પૂરૂં થતાં, સંવાદ તેમજ બીજા પ્રસંગો માટે પ્રમુખ તેમજ બીજા ગૃહસ્થો સ્ટેજપરથી નીચે આવ્યા. તે પૂર્ણ થતાં સૌ પાછા અસલ ઠેકાણે આવી ગયા, એટલે મિ. ગલ્લગોટાએ બુલંદ અવાજે માનપત્ર વાંચવું શરૂ કીધું:—

'વિદ્વચ્છિરોમણી અને અનેક ગુણોની ખાણોના ભંડાર રૂપ શ્રીમાન શેઠશ્રી મકનદાસભાઇ અને નારીઓમાં રત્ન સમાન સુશિલ-તાના ભરછક સાગર સમાં શ્રીમતી ફુલ્લકુંવરબ્હેન!

'અમે આપની જ્ઞાતિના રંકજનો, આપને સુરત શહેરસુધ-રાઇમાં બેઠક મળી, તત્પ્રસંગના લાભ લઇ હર્ષથી ઉછળતી છાતીએ આપનું સ્વાગત કરીએ છીએ અને તે પરમકરૂણાનિધાન જગતનિયંતાને પ્રાર્થીએ છીએ કે પ્રતિ વર્ષે નહિ, પણ પ્રત્યેક માસે આપ એવાં એવાં માન મેળવવા ભાગ્યશાળી થાઓ! આપની સાહિત્યસેવા, આપનું વકતૃત્વ–આપનું સ્પષ્ટ વકતૃત્વ–આપનું નિર્મળ સ્પષ્ટ વકતૃત્વ–આપનું સુમધુર નિષ્કામ નિર્મળ સ્પષ્ટ વકતૃત્વ નીહાળી, કિયા જ્ઞાતિજનને કંઠે આનંદના શેરડા નહિ પડયા હોય? પુષ્ટિસંપ્રદાય રીત્યાનુસારી–જ્ઞાન, કર્મ, વૈરાગ્ય સમુચ્ચયી ગોપીજનવલ્લભ પ્રિય પ્રેમલક્ષણાભકિતપ્રધાન ધર્મ આપના જીવનમાં 'સૂત્રેમણિગણાઇવ' ઓતપ્રોત થઇ ગયો છે, એમ જ્યારે કર્ણોપકર્ણ કિંવદંતી કર્ણગોચર થાય છે, ત્યારે અમને લાગ્યા વિના રહેતું નથી, કે આપણી દુષ્ટ સરકાર

કે રંક પ્રજા એમાંથી ગમે તે એકે આપને શહેરસુધરાઇમાં સ્થાન આપવામાં Fit man in a fit place (યોગ્ય પુરૂષ, યોગ્ય સ્થળે)ના પાશ્ચાત્યપ્રદેશનિવાસિત આંગ્લકવિકુલભુષણજન શોધિત, વર્દ્ધિત, સંકુચિત, ક્વચિત હૃદયાલ્હાદિત, મસ્તિષ્ક સંસ્કુર્તિત સૂત્રાનુસાર યોગ્ય જ કીધું છે, એ નિઃશંક છે. આપનો કુટુંબપ્રેમ પ્રસંશનિય છે, અનુકરણિય છે અને ફુલકુંવરબ્હેન સાચ્ચુ કહેજો હો......

(આ સાંભળી ફુલીકાકી કાન સરવા કરી ટટાર થઇ ગયાં. ભાષણ આગળ વધ્યું:)

'જીવનના અનેક પ્રસંગો તમે માણ્યા હશે; તેમાં આજના જેવા પ્રસંગનો અનેરો લ્હાવો મહાલવાનો પ્રસંગ તમને કદીય સાંપડ્યો છે? કહો, ફુલકુંવરબ્હેન! કહો: જીવનમાં મધુરપ આણતી વાણીની મધુરતા તમને ક્યાંથી લાધી? શું કહીએ ને શું છોડી દઇએ? તમારા હાથનાં ખમણઢોકળાં ચાખવાનું સદ્‌ભાગ્ય જેને પ્રાપ્ત થયું હશે, તે અમારા આ કથનને પુષ્ટિ આપશે, કે પાકશાસ્ત્રમાં તો તમે ધન્વંતરી છો!'

'–હું વંતરી, કેમ? હવે મોઢું સંભાળજો; નહિ તો કંઇ જોવા જેવું થઇ જશે! જો વળી! બોલતાં નથી ત્યાંસુધી!' ફુલીકાકીનું કંઇવારથી ધુંધવાઇ રહેલું બોઇલર આખરે ફાટયું અને સભામાં હસાહસ થઇ રહી! ફઇબાએ ફુલીકાકીને ચોંટીઉં ભરી એના કાનમાં કહ્યું: 'મુઇ ફુલી! તુંય ફજેતી કરાવે છે તો! આવી કથા થતી હોય, ત્યાં તો પુતળાની માફક ગુપચુપ બેસી રહેવું જોઇએ.'

સભામાં વધુ રકાસ થતો અટકે, માટે પ્રમુખે માનપત્ર અધુરૂં હતું તોય પૂરૂં વંચાઇ રહેલું જાહેર કર્યું, એટલે તેને સુખડની પેટીમાં મૂકી, તે મિ. ગલગોટાને હાથે મકનકાકાને આપવામાં આવ્યું. મિ. ગલગોટાની સૂચનાથી મકનકાકાએ ભાષણ કરવા માંડયું:—

'આ માનપત્તરમાં હું લયખું છ ને હું નહિ, તેની કંઇ અમને હમજન પરી નથી! આ હહરી હુખડની પેટીનો ખરચ ને કાગળીઆં

છપાવવાનો ખરચ ને નાટકચેટકના ઢોંગ ખતુશા અમને તો ગમ્યા નથી; પણ પછી તો તમે હૌ મોટા લોક છો; ફાવે તેમ કરો, પણ મેં તો હો રૂપિયા આઇલાછ તે આઇલાછ. હવે એમાં એક પૈહો પણ વધારે કોન હહરીનો આપેછ તે તો જોઉં! ને આપણે મોટાઓનું તો જાણે ઠીક, પણ આ નાનાં છોકરાંઓના પેટમાં કુરકુરીઆં બોલતાં ઓહે; માટે હવે ગોરમહારાજે પતવાળી કહાડવાની આગના આપવી જોઇએ! ઓચ્છવ જમવાનો હમજીને હહરીનાઓએ હવારના પેટભરીને ખાધું યે નથી!'

આટલું બોલી મકનકાકા બેસી ગયા. પ્રમુખ પણ મામલો ચેતી ગયા હતા, એટલે કાર્યક્રમને ટુંકમાં તેમણે સમેટી લીધો. પ્રમુખ તેમજ મકનકાકા અને ફુલીકાકીને હારતોરા અપાઇ રહેતાં, સભા બરખાસ્ત થયલી જાહેર થતાં જ, સર્વ લોકો ભૂખ્યા ડાંસની માફક ઉપાહાર રાખવામાં આવ્યો હતો તે સ્થળે દોડયા. આઇસક્રીમ, ચ્હા, કોફી, ચેવડો વગેરેની લૂટાલૂટ ને ઝૂટાઝૂટ ચાલી રહી મકનકાકા તો તરત જ પાછા ફર્યા, પણ છોકરાઓને તો આમ દોડતા દોડતા ખાવા પીવાની મઝા પડી, તેથી તેઓ તો ત્યાં જ ચોંટી રહ્યા. મકનકાકા, ફુલીકાકી તેમજ ઠઇઆને માટે ઉપાહાર, એ બેઠા હતાં, ત્યાં લાવવામાં આવ્યો; પણ 'દુનિયાનું શું થવા બેઠું છે', એમ કહેતા તેઓ ઉઠયા અને નટુ, ગટુ, મટુના કાન પકડીને ખેંચી લાવી, જવાને તૈયાર ઉભેલા સઘરામમાં બેસી, નાતના તેમજ બીજાઓને 'જેશ્રીકૃષ્ણ' કરતા કે તેઓએ ઘર તરફ કીધું—

—— પ્રસ્થાન ——